શ્રી.

# મોક્ષ માર્ગ

(પ્રથમ તથા દ્વિતીય ભાગ.)

કર્તા:—

શાસ્ત્રી દીનાનાથ મહારાજ.

અપૂર્વ સુખ શાંતિ અને આનંદ અર્પણ કરનાર

શ્રી

# મોક્ષ-માર્ગ.

(પ્રથમ તથા દ્વિતીય સોપાન—પહેલો તથા બીજો ભાગ.)



રચનાર,

"કીર્ત્તન ભૂષણ" હરિદાસ બુવા

**શાસ્ત્રી દીનાનાથ મહારાજ;**

અંબાજીરોડ મહાલક્ષ્મી મંદિર—સુરત.





સંવત ૧૯૮૧] [સન ૧૯૨૪.

કિંમત રૂ૦ ૨ બે

(ટપાલ વી. પી. ખર્ચ જુદો.)




આ પુસ્તકની પ્રસ્તાવના અને પહેલો ભાગ બરાનપુરી ભાગળ પર
આવેલા શ્રી "અંબિકા વિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં
**હરગોવનદાસ હરકીશનદાસે** છાપ્યું.

અને આ પુસ્તકનો બીજો ભાગ લીમડાચોક પર આવેલા શ્રી "હરિહર"
પ્રીન્ટીંગ પ્રેસમાં **હરિલાલ મગનલાલે** છાપ્યું.




# આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.



શાહ કસનદાસ નારણદાસ બુકસેલર
નાણાવટ—સુરત

શાહ લલ્લુભાઇ નારણદાસ બુકસેલર
લીમડાચોક—સુરત

"મોક્ષમાર્ગ" કાર્યાલય અંબાજીરોડ
મહાલક્ષ્મી મંદિર -સુરત

કે૦ ચોકસીની કું૦ સ્ટેશનરોડ—સુરત.

બાલાશંકર કૃષ્ણાશંકર રાવળ
ઠે. [illegible]ભાઇનો [illegible] દીશાનું મંદિર
ભરૂચ.

---

# અર્પણપત્રિકા.



જેઓશ્રીની પ્રેરણાથી આ પુસ્તક લખાયું છે, અને
જેમની કૃપાથી આ પુસ્તક નિર્વિઘ્નપણે પ્રકટ થયું;
તેઓશ્રી, નિર્વિકાર નિર્વિકલ્પ સચ્ચિદાનંદ
પરબ્રહ્મ પરમાત્મસ્વરૂપ પરમ યોગીશ્વર
પરમ મહાનુભાવ સંતશિરોમણિ પરમ
કૃપાલુ શ્રી ૧૦૮ શ્રી સદ્ગુરૂ સમર્થ
રામદાસ સ્વામી મહારાજશ્રીના ચર-
ણારવિંદમાં અત્યંત આનંદ
સહિત શ્રધ્ધા ભક્તિયુક્ત અંતઃ-
કરણથી દંડવન્નમસ્કારપૂર્વક
અર્પણ કર્યું છે.

॥ श्रीसद्गुरुसमर्थार्पणमस्तु ॥

કર્તા

દાસાનુદાસ

**શાસ્ત્રી દીનાનાથ બુવામહારાજ.**



॥ श्री सद्गुरु समर्थ रामदास स्वामी महाराज ॥

"Surat City" P. Press, Surat.

# પ્રસ્તાવના.



"ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः"

ઉત્તમોત્તમ તત્ત્વજ્ઞાન વેદાંતમાં છે. અને સમગ્ર વેદાંત શાસ્ત્રમાં વેદાંતના આચાર્યોએ એજ સિદ્ધ કરેલું છે કે, "બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે, અને જીવ બ્રહ્મથી ભિન્ન નથી." બ્રહ્મનું જ્ઞાન તેજ વાસ્તવિક સત્ય જ્ઞાન છે. અને બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરીને બ્રહ્મમય થવું, તેજ નિરવધિક પરમ સુખ છે. બ્રહ્માત્મતત્ત્વનું જ્ઞાન સર્વોત્તમ સુખને અર્પણ કરનારૂં છે. અને જન્મ મરણને મટાડનારૂં છે. એવાં પરમ સુખની ઇચ્છા કોને નથી? સર્વ કોઇને છે. પ્રાણી માત્ર સુખનેજ ઇચ્છે છે. દુઃખની ઇચ્છા કોઇ પણ કરતું નથી. એટલુંજ નહિ, પણ જન્મથી માંડીને મરણ પર્યંત જીવ પોતાને સુખની પ્રાપ્તિ થવા માટેજ પરિશ્રમ કરતો રહે છે. સુખને મેળવવા માટેજ અનેક કલ્પના કરીને અનેક પ્રકારનાં પ્રયત્નો કરતાં અનેક કઠણ કષ્ટો સહન કરે છે. સ્ત્રી, પુત્ર, ગૃહ, ધન, કીર્તિ વિગેરેને માટે અતી આકુળવ્યાકુળ થઇ વલખાં મારતો મહાન્ શ્રમ કરીને મથે છે. તેનું કારણ માત્ર એક એજ છે કે, જે સત્ય સુખ છે તે પ્રાપ્ત થઇ જાય. પરંતુ જે લોકો બુધ્ધિમાન્ તથા વિચારવાન્ જ્ઞાની છે, તે લોકોને તો આ અસાર સંસારમાં નામ

રૂપાત્મક નાશવંત પદાર્થ માત્રમાં સત્ય સુખ સમજાતું નથી. તેઓને તો ઉલટું દુઃખજ સમજાય છે. અર્થાત્ જ્ઞાનીજનોને તો આ સંસાર કેવળ દુઃખ રૂપજ પ્રતીત થાય છે. તત્ત્વવેત્તા મહાત્મા પુરૂષો સંસારનું મિથ્યાત્વ જાણીને જોઈને સમજીને વિરામ પામી શાંત થઈ જાય છે. અર્થાત્ તેઓ સંસારના મિથ્યા સુખની ઇચ્છાજ કરતા નથી. તો પછી પ્રયત્ન શા માટે કરે?

કોઇ મનુષ્ય અત્યંત ક્ષુધાતુર થવાથી જ્યારે આકુળ વ્યાકુળ થયો હોય, ત્યારે અન્ય કોઇ મનુષ્ય પેલા ક્ષુધાતુરની આગળ ઝેર મેળવેલો ભોજનનો ઉત્તમ પદાર્થ લાવીને મૂકે અને સ્પષ્ટ શબ્દોમાં કહી દે કે, આ ભોજનનો પદાર્થ ઉત્તમ છે; પણ એમાં ઝેર મેળવેલું છે. જો તને ઘણી ક્ષુધા લાગી હોય, તો ખાઇ લે. તારી ક્ષુધા મટી જશે. હવે જો કે ભોજનનો પદાર્થ પાસે પડેલો તૈયાર છે, અને પોતાને ભુખ પણ બહુ લાગી છે; તોપણ તે ક્ષુધાતુર મનુષ્ય જાણી જોઇને જેમ વિષયુક્ત ભોજનનો પદાર્થ કદી પણ ખાતો નથી. તેમ જ્ઞાનીજનો પણ જાણી જોઇને સંસારમાં કેવળ દુઃખ રૂપ નાશવંત સુખને માટે પ્રયત્ન કરતાજ નથી. તેઓ તો બ્રહ્મસુખ–આત્મસુખ–મોક્ષસુખ કે જે સર્વોત્તમ સત્ય સુખ છે, તેને માટેજ પ્રયત્ન કરે છે. સર્વે સંત મહાત્માઓ, રૂષિમુનિઓ, મોટા મોટા તત્ત્વવેત્તાઓ અને મહાન્ આચાર્યો પણ એવોજ ઉપદેશ કરે છે કે, જો પ્રભુમય જીવન–શાંતિમય જીવન ગાળવું હોય

તો, દેહ તથા ઇંદ્રિયાદિકમાં અને તેના ભોગ્ય વિષયોમાં નહિ, પણ પોતાના સચ્ચિદાનંદઘન અંતરાત્માનો સાક્ષાત્કાર કરીને પરમાનંદ રૂપ આત્મામાંજ પરમ સંતોષ માનવો, એજ સર્વથૈવ ઉચિત છે. ઇંદ્રિયો વડે ગ્રહણ ન થાય એવું અને બુધ્ધિથી અનુભવી શકાય એવું જે નિરતિશય–આત્યંતિક સુખ છે, તેજ સત્ય સુખ છે. તે સર્વોત્તમ સુખની પ્રાપ્તિ થાય તો, તે પરમ સુખની આગળ આ લોકનાં તેમજ પરલોકનાં તમામ સુખો તો સૂર્યની સન્મુખ દીપક જેવાં કેવળ તુચ્છ નિર્માલ્ય નિસ્તેજ નકામા ભાસે છે. શ્રી ભગવાન્ ભાષ્યકાર વિવેકચૂડામણિમાં કહે છે કેઃ—

" मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसि "

બ્રહ્મસુખ–મોક્ષસુખ સંપાદન કરવા માટે સર્વ સાધનોમાં ભક્તિજ શ્રેષ્ઠ છે. વળી અપરોક્ષાનુભૂતિમાં કહ્યું છે કે;—

स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ।
साधनं प्रभवेत्पुंसां वैराग्यादिचतुष्टयम् ॥

પોતાના વર્ણાશ્રમના ધર્મ વડે, તપ વડે, અને પ્રભુની ભક્તિ વડે પુરૂષને વૈરાગ્યાદિ સાધનો પ્રાપ્ત થાય છે પછી તે મોક્ષનો અધિકારી થઇને મોક્ષ પામે છે. તાત્પર્ય એ છે કે, મોક્ષનું સુખ મેળવવા માટે "સ્વધર્મનું પાલન, સત્સંગ અને ઇશ્વર ભજન" એજ મુખ્ય સાધનો છે. અને આ પુસ્તકમાં તત્સંબંધી યથામતી લખવામાં આવ્યું

છે માટે આ પુસ્તકનુ નામ "મોક્ષ માર્ગ" રાખવામાં આવ્યું છે. આબાલવૃધ્ધ સર્વને વાંચીને સમજવું સુગમ થઇ પડે તેને માટે દાખલા દ્રષ્ટાંતો આપીને સરળતા કરવા તરફ વધુ લક્ષ આપ્યો છે. એ પુસ્તકના પ્રથમ ભાગમાં મહાસતી સાવિત્રીનું ચરિત્ર છે અને દ્વિતીય ભાગમાં ભકિત જ્ઞાન તથા વૈરાગ્ય વિષયક ઉપદેશના તેમજ પ્રાર્થનાના પદ ભજનો છે.

આ ધાર્મિક પુસ્તકનો પ્રચાર કરવાના શુભ હેતુથી કેટલાક સુજ્ઞજનોએ એક કરતાં વધુ નકલો લઇને સહાયતા આપી છે, કેટલાક મહાશયોએ માત્ર એકજ નકલ લઇ અમુક દ્રવ્ય અર્પણ કરીને આશ્રય આપ્યો છે અને કેટલાક ભકતજનોએ આ પુસ્તક પ્રસિધ્ધિના કાર્યમાં કામકાજની મદદ કરી છે. તે સર્વને સહર્ષ અભિનંદન આપતાં શ્રી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીને એવી શુભેચ્છા પ્રકટ કરૂં છું કે "શ્રી પરમાત્મા તેઓને વારંવાર આવાં ઉત્તમ સત્કર્મો કરવા માટે ભાગ્યશાળી કરો?"

જો કદાચ જ્ઞાની જનોને આ પુસ્તકમાં કોઇ પ્રકારના દોષો માલુમ પડે, તો તેઓને હું પ્રેમથી પ્રાર્થના કરૂં છું કે, તે દોષો મને અવશ્ય જણાવવા કૃપા કરશો; કે જેથી બીજી આવૃત્તિમાં હું તે સુધારી શકું. ॥ इतिशम्. ॥

કર્ત્તા.





"कीर्तन भूषण" हरिदास बुवा श्री दीनानाथ महाराज

श्री महाल्क्ष्मी मंदिर—सुरत.

# अथ मंगलाचरणम्.

---

आदिनारायणं विष्णुं ब्रह्माणं च वशिष्ठकम् ।
श्रीरामं मारूतिं वंदे रामदासं जगद्गुरुम् ॥

नमो वाङ्मनसातीतमहिम्ने परमेष्ठिने ।
त्रिगुणाष्टगुणानन्तगुणनिर्गुणमूर्तये ॥

यस्माद्विश्वमुदेति यत्र रमते यस्मिन्पुनर्लीयते ।
भासा यस्य जगद्विभाति सहजानंदोज्ज्वलं यन्महः ॥
शान्तं शाश्वतमक्रियं यमपुनर्भावाय भूतेश्वरं ।
द्वैतध्वान्तमपास्य यान्ति कृतिनः प्रस्तौमि तं पूरूषम् ॥

विघ्नध्वान्तनिवारणैकतरणिर्विघ्नाटवीहव्यवाड् ।
विघ्नव्यालकुलाभिमानगरुडो विघ्नेभपंचाननः ॥
विघ्नोत्तुङ्गगिरिप्रभेदनपविर्विघ्नाम्बुधौ वाडवो ।
विघ्नाघौघघनप्रचण्डपवनो विघ्नेश्वरः पातु वः ॥

सूक्ष्माय शुचये तस्मै नमो वाक्तन्त्वतन्तवे ।
विचित्रो यस्य विन्यासो विदधाति जगत्पटम् ॥

ॐ नमः शिवाय निःशेषक्लेशप्रशमशालिने ।
त्रिगुणग्रंथिदुर्भेदभवबंधविभेदिने ॥

यन्मायावशवर्ति विश्वमखिलं ब्रह्मादि देवाः सुरा।
यत्स-त्वादमृषैव भाति सकलं रज्जौ यथाहेर्भ्रमः॥
यत्पादप्लवमेकमेव हि भवांभोधेस्तितीर्षावतां।
वंदेऽहं तमशेषकारणपरं रामाख्यमीशं हरिम॥

वंशीविभूषितकरान्नवनीरदाभात्
पीतांबरादरूणबिंबफलाधरोष्ठात्।
पूर्णेंदुसुंदरमुखादरविंदनेत्रात्
कृष्णात्परं किमपि त-त्वमहं न जाने॥

अज्ञानतिमिरांधस्य ज्ञानांजनशलाकया।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः॥

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम्।
यत्कृपातमहं वंदे परमानंदमाधवम्॥



# મોક્ષ-માર્ગ.

## મહાસતી સાવિત્રી.



જયદ્રથે દ્રૌપદીનું હરણ કર્યું, પણ મહા બલવાન્ ભીમ તથા અર્જુન લઈ આવ્યાં; અને જયદ્રથને દાસ બનાવ્યો. ત્યાર પછી તીર્થયાત્રા કરવા નીકળેલા મહાત્મા માર્કંડેય ૠષિ મહારાજ પાંડવો પાસે આવી પહોંચ્યા. પાંડવોએ તેમનો યોગ્ય સત્કાર કર્યો. અને યુધિષ્ઠિર મહારાજે પોતાનું દુઃખ નિવેદન કર્યું. તે સાંભળીને માર્કંડેય મહારાજ બોલ્યા, "હે યુધિષ્ઠિર! શ્રી રામચંદ્ર ભગવાનને વનવાસમાં ઘણું દુઃખ પડયું હતું. તેનાં દુઃખ આગળ તમારૂં દુઃખ તો એક પરમાણુ માત્ર પણ નથી; કેમકે તમારે તો તમારા મહા બળવાન ભ્રાતાઓ છે; પરંતુ રામચંદ્રજીને તો વાનરાદિક સહાય કરનારા હતા. માટે દુઃખમાં દુઃખી જનોનાં દુઃખનો વિચાર કરીને વિવેક વડે મનમાંથી

દુઃખને તથા શોકને દૂર કરીને અંતઃકરણ પ્રસન્ન રાખો અને શ્રી પરમાત્માનું સ્મરણ ભજન કરીને આનંદમાં કાળ નિર્ગમન કરો.” ત્યારે કુરૂવંશ શ્રેષ્ઠ ધર્મરાજા બોલ્યાઃ-

**नात्मानमनुशोचामि, नेमान् भ्रातॄन् महामुने।**
**हरणं चापि राज्यस्य, यथेमां द्रुपदात्मजाम् ॥**

હે ગુરૂદેવ! હે મહામુને! મને આ સતી દ્રૌપદીને માટે જેટલો શોક થાય છે, તેટલો શોક મારો પોતાનો થતો નથી. આ મારા બંધુઓનો શોક પણ થતો નથી, અને શત્રુઓએ મારૂં રાજ્ય હરણ કર્યું છે, તેનો પણ તેટલો શોક મને થતો નથી. અરે! દુરાત્મા કૌરવોએ જ્યારે અમને દ્યૂત રમાડીને મહાકષ્ટ આપ્યું ત્યારે એ સતી દ્રૌપદીએ અમને દુઃખમાંથી તાર્યાં હતાં. અરે! દ્રૌપદીને અમારે માટે ઘણું કષ્ટ વેઠવું પડ્યું છે. કૌરવોએ એને ઘણુ દુઃખ દીધું છે. જ્યારે જયદ્રથ એ સતીનું બળાત્કારથી હરણ કરી ગયો, ત્યારે એ સતીને જે દુઃખ થયું છે, તેનું સ્મરણ કરતાંજ મારૂં ચિત્ત અતિ ઉદ્વિગ્ન થાય છે. આટલાં આટલાં દુઃખો પડવા છતાં, એ સાધ્વી સ્ત્રીને અમારી સ્થિતિનો લેશમાત્ર પણ તિરસ્કારનો વિચાર આવતો નથી. એટલુંજ નહિ, પણ અમારી સાથે રહીને આનંદમાં કાલ ક્રમણ કરે છે. હે ગુરૂવર્ય! દ્રૌપદી જેવી કોઇ મહાન્ પતિવ્રતા સ્ત્રી જો આપના જોવામાં કે સાંભળવામાં હોય તો તેનું ચારિત્ર મને શ્રવણ કરવાની ઇચ્છા છે. હે દયાળુ મહાત્મન્! તે મહા સાધ્વીનું ઉત્તમ

ચરિત્ર મને શ્રવણ કરાવી મારા અંતરને શાંત કરવા કૃપા કરો. એ પ્રમાણે બોલી ઋષિમહારાજના ચરણારવિંદમાં પોતાનાં મસ્તકને મૂકીને દંડવન્નમસ્કાર કર્યા.

અજાતશત્રુ ધર્મરાજાનાં ભાવ ભક્તિવાળાં શુભ નમ્ર વચનો શ્રવણ કરીને અત્યંત પ્રસન્ન થએલા ઋષિમહારાજે કહ્યું, "હે ધર્મ ! હું તને મહાસતી સાવિત્રીનું સુંદર ચરિત્ર શ્રવણ કરાવું છું. તું તારા ચિત્તને સ્થિર રાખીને શ્રવણ કરજે. તેથી તારા મનનું સમાધાન થશે ને તું ઉત્તમ પ્રકારની શાંતિ પામશે" એ પ્રમાણે કહીને માર્કંડેય રૂષિ મહારાજે સતી શિરોમણિ સાવિત્રીની કથાનો આરંભ કીધો.

---

(લાવણીનો રાહ.)

મદ્ર દેશમાં અશ્વપતિ નામે એક રાજા રાજ્ય કરે,
સત્યવાદીને ક્ષમાશીલતે અધર્મથી અત્યંત ડરે.

પૂર્વે એક અશ્વપતિ નામનો મદ્રદેશનો રાજા હતો. તે રાજા દાનશીલ, ક્ષમાશીલ, સત્યવક્તા, જીતેંદ્રિય અને પ્રજાપાલનદક્ષ એવા ઉત્તમ ગુણવાળો તથા મોટા ઐશ્વર્ય-વાળો હતો. અર્થાત્ ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત થાય, ગમે તેવું મહાન્ કષ્ટ આવી પડે અને ચાહે પ્રાણ જાય તો ભલે જાય, પણ અધર્મ કરવો નહિ. એવા સાચા સિદ્ધાં-તને તે માનતો હતો. વિદ્વાનો કહે છે કે:—

न जातु कामान्न भयान्न लोभात्
धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ॥

धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये
जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥

કાળને વશ થઇને ધર્મનો ત્યાગ કરવો નહિ, ભયને લીધે ધર્મનો ત્યાગ કરવો નહિ, લોભને લીધે પણ ધર્મનો ત્યાગ કરવો નહિ અને કદાચ જીવન ચાલ્યું જાય તોપણ કદી ધર્મનો ત્યાગ કરવો નહિ. કેમકે ધર્મ નિત્ય છે અને સુખ દુઃખ અનિત્ય છે. જીવ નિત્ય છે અને તેનો હેતુ અનિત્ય છે.

તે રાજા એ પ્રમાણે સમજીને ચાલનાર મહાન્ ધાર્મિક હતો; પરંતુ તેને એક મહા દુઃખ સંતતિનું હતું. સંતતિની પ્રાપ્તિ માટે તેણે ઘણાં ઘણાં ઉપાય કર્યા પણ સર્વ વ્યર્થ ગયા. ત્યારે છેવટ તે રાજાએ જગદંબા સાવિત્રી માતાનું અનુષ્ઠાન કરવા માંડયું. બ્રહ્મચારી તથા જીતેંદ્રિય થઇ કઠણ નિયમો ધારણ કર્યા.

---

## ઓવી.

સાવિત્રીચે મંત્ર આરાધન, લક્ષસંખ્યા પ્રત્યહીં હવન,
પળી માત્ર દુગ્ધ પ્રાશન, દાહા દિવસાંત એકદાં કરી.

પ્રતિ દિવસ સાવિત્રીના મંત્રથી અગ્નિમાં એક લક્ષ આહૂતી હોમતા હતા. અને દશ દિવસમાં માત્ર એકજ વાર થોડું દુધ પીતા હતા. આ પ્રમાણે અઢાર વર્ષ સુધી સાવિત્રીનું તપ કર્યું. ત્યારે ચાર મુખ તથા અષ્ટ ભુજાવાલા હંસના ઉપર બેઠેલાં શ્વેતવર્ણના દિવ્ય વસ્ત્ર તથા દિવ્ય

અલંકાર ધારણ કરેલા સાક્ષાત્ સાવિત્રી દેવી પ્રસન્ન થઇ પ્રત્યક્ષ પ્રકટ થયા, અને બોલ્યા:—

( સોરટ—તાલતેવરા )

યમ નિયમને ભક્તિ ભાવે, તવ પરે હું પ્રસન્ન થઇ,
મન વિષે જે હોય ઇચ્છા, પામ તે માગી લઇ—યમ.

હે રાજન્! તારી ભક્તિથી હું તારા પર પ્રસન્ન થઇ છું. જે ઇચ્છા હોય તે માગી લે. ત્યારે રાજાએ પુત્ર માંગ્યો, પરંતુ જગદંબા સાવિત્રી માતા બોલ્યા, "હે રાજા! તને પુત્રની પ્રાપ્તિ થશે નહિ, પણ અતિ રૂપાળી સુંદર, ત્રિભુવનમાં માન્ય, ભૂમંડલમાં પૂજ્ય અને પતિવ્રતાઓમાં મુકુટમણિ એવી એક ઉત્તમ કન્યા તને પ્રાપ્ત થશે. એવું વરદાન હું તને આપું છું." આવું સાંભળી રાજા અત્યંત પ્રસન્ન થયો અને સાવિત્રી દેવીનું પૂજન કરીને દંડવન્નમસ્કાર કર્યા તેજ વખતે દેવી અંતર્ધાન થયાં. અને રાજા પોતાના નગરમાં આવ્યો. પછી સ્વલ્પ સમયમાં રાણીને ગર્ભ રહ્યો, અને નવ માસ પૂર્ણ થતાં પાર્વતી, લક્ષ્મી ને ઇંદ્રાણીની ઉપમા યોગ્ય સાક્ષાત્ સાવિત્રી દેવીના જેવીજ મહા તેજસ્વિ દિવ્ય કન્યાનો જન્મ થયો. રાજાએ જાતકર્મ સંસ્કાર કરી બ્રાહ્મણોને ઘણા દ્રવ્યનું દાન કર્યું, મોટો ઉત્સવ માન્યો, અને સાવિત્રી માતાના પ્રસાદથી સાવિત્રી જેવી કન્યા પ્રાપ્ત થઇ માટે સાવિત્રી માતાનું સદૈવ સ્મરણ કરવાના હેતુથી કન્યાનું નામ પણ સાવિત્રી પાડયું. મૂર્તિ

મતી લક્ષ્મીના જેવી દેદિપ્યમાન તે રાજકન્યા દિન પ્રતિ દિન મોટી થવા લાગી. કેટલોક કાળ ગયા પછી તે કન્યા પરણાવવા ચોગ્ય મોટી અવસ્થાવાળી થઇ. સુંદર કટીવાળી, વિશાળ શ્રોણીવાળી સાવિત્રીને જોઇને લોકો એમ માનતા હતા કે, આ કોઇ દેવી અવતરી છે. સાવિત્રીનાં નેત્ર સુંદર કમલના પુષ્પના પત્ર સમાન શ્યામ હતાં. અને તેનાં શરીરનું તેજ ઝળહળતું હતું. એવા તેના દિવ્ય તેજથી આંખો પડી જવાને લીધે તે કન્યાની કોઇ માગણી કરતું નહોતું.

એમ કરતાં કરતાં, કોઇ શુભ પર્વણીને દિવસે સાવિત્રી મંગલમય શુભ સ્નાન કરીને શુદ્ધ થઇ, ઉપવાસ કરીને શ્રીઇષ્ટ દેવતાની સમીપમાં ગઇ. ત્યાં શાસ્ત્રની વિધિ પ્રમાણે અગ્નિમાં હોમ કરી બ્રાહ્મણોની પાસે સ્વસ્તીવાચન કરાવ્યું. અને ઇષ્ટદેવને અર્પણ કરેલી પ્રસાદ રૂપ પુષ્પની માલા લઇ સાવિત્રી પોતાના પિતા પાસે આવી. સાવિત્રીએ પિતાના ચરણારવિંદમાં પ્રણામ કરી તે પુષ્પમાલા પિતાજીને અર્પણ કરી દીધી. પછી એ હાથ જોડીને પિતાના પડખા તરફ ઉભી રહી. પોતાની કન્યાને પરણાવવા ચોગ્ય જોઇને, તથા એનું પાણી ગ્રહણ કરવા લાયક કોઇ ઉત્તમ વર મને માલૂમ પડતો નથી, તેમજ એની કોઇ માગણી પણ કરતું નથી, એ બધી વાતોનો વિચાર કરતાં તે સમયે અશ્વપતિના મનમાં મોટો ખેદ થવા લાગ્યો. છેવટ રાજાએ પોતાના મનમાં આવેલી વાત સાવિત્રીને કહી કે, ઓ પ્રિય પુત્રી ! મને ખબર છે કે તું પરણાવવા ચોગ્ય થઇ છે. અને હું જાણું છું કેઃ—

( દ્વિહાર )

ક્રિયાહીન સબ જ્ઞાન હત; નરહત મૂઢ ગંવાર;
નાયક બિનુ સેના જુ હત, નારી બિનુ ભરતાર.

ક્રિયા વિનાનું જ્ઞાન, બુદ્ધિ વિનાનો મનુષ્ય અને નાયક વિનાની સેના જેમ નિષ્ફલ છે, તેમ પતિ વિના સ્ત્રીનું જીવન પણ નિષ્ફલ છે; પરંતુ હું નિરૂપાય છું. કેમકે, કોઇ યોગ્ય પુરૂષ મારી પાસે તારી માગણી કરતો નથી. તેમજ તેવો તારા લાયક કોઇ સુયોગ્ય વર મને તપાસ કરતાં માલૂમ પડતો પણ નથી. માટે હે વહાલી પુત્રી! મારી એવી ઇચ્છા છે કે, જેમ કોઇ નિર્મળ નદી પોતેજ પોતાનો સમુદ્રમાર્ગ શોધી કાઢે છે; તેમ તું પોતેજ તારા સમાન ગુણવાન વરને શોધીને મને બતાવ. હું તેની સાથેજ તારાં લગ્ન કરીશ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

अप्रदाता पिता वाच्यो वाच्यश्चानुपयन् पतिः ।
मृते भर्तरि पुत्रश्च वाच्यो मातुररक्षिता ॥

કન્યાનો લગ્ન સમય થયા છતાં, જો પિતા તેને પરણાવતો નહિ હોય, તો પિતા દોષપાત્ર ઠરે છે. જો ઋતુકાલમાં પતિ સ્ત્રીનો સમાગમ નહિ કરતો હોય, તો પતિ દોષપાત્ર ઠરે છે. અને પતિનું મરણ થયા પછી, જો પુત્ર માતાનું રક્ષણ નહિ કરતો હોય, તો પુત્ર દોષપાત્ર ઠરે છે. માટે હે સુપુત્રી! હું દોષપાત્ર ઠરૂં નહિ તે પ્રમાણે તું કર. અર્થાત્ તું ત્વરાથી વરની શોધ કરવા જા. "પિતાજીની

આજ્ઞા માનીને વરની શોધ કરવા જવા હું રાજી છું" એમ જણાવવા માટે સાવિત્રીએ પિતાજીના ચરણમાં પ્રણામ કર્યાં, રાજાએ પણ તુરતજ વયો વૃદ્ધ મંત્રીને આજ્ઞા કરીકે, વાહનાદિક સૈન્ય તૈયાર કરાવી સૈન્ય સહિત તમે પોતે સાવિત્રીની સાથે જાઓ, અને સંભાળ પૂર્વક જેમ બને તેમ જલદી પાછાં આવજો. રાજાની આજ્ઞાનુસાર તૈયારી થઇ.

---

## વરની શોધ

( લાવણી )

પિતાની આજ્ઞા માથે ચઢાવી, નિકળ્યાં સાવિત્રી,
સુવર્ણનાં રથમાં બેઠાં ને, સાથે વૃદ્ધ મંત્રી—પિતાની૦
પ્રથમ પધાર્યા તપોવન વિષે, વરની શોધ માટે,
ચંદ્રમુખી અતિ, ચતુરાઇથી, જુએ વાટે ઘાટે—પ્રથમ૦

સાવિત્રી માતા પિતાને પ્રણામ કરી, સુવર્ણના રથમાં બેસી, વૃદ્ધ મંત્રી, મોટું સૈન્ય તથા સખીમંડલ સહુ પ્રથમ તપોવનમાં ગઇ. સાવિત્રી અનેક રૂષિ મહાત્માઓનાં દર્શનનો લાભ લેતી હતી. અને જતાં જતાં માર્ગમાં જે જે તીર્થ આવતાં હતાં ત્યાં સર્વ સ્થળે બ્રાહ્મણોને મોટાં મોટાં દાન કરતી હતી. એ પ્રમાણે ફરતાં ફરતાં અરણ્યમાં રહેલા શાલ્વ દેશના અધિપતિ ધૃમત્સેન રાજાના પુત્ર સત્યવાનને મોટા સદ્ગુણશાલી જોઇ તેને પોતાના સમાન સુયોગ્ય માની સાવિત્રીએ પોતાના મનમાં તેનીજ સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. પછી પોતાનું કાર્ય સિધ્ધ થવાથી વૃધ્ધ મંત્રીની સલાહ લઇ ત્યાંથી પાછા ફર્યા.

# નારદજીનું આગમન.

આ તરફ મદ્રદેશમાં એક દિવસ અશ્વપતિ રાજા મોટી સભા ભરીને રત્ન જડીત સુંદર સિંહાસન ઉપર બિરાજ્યા હતા. આસપાસ યોગ્યતાનુસાર ઉત્તમ આસનો ઉપર અનેક મોટા પંડિતો તથા અનેક મોટા સરદારો અને અનેક મોટા જબરા યોધ્ધાઓ બેઠા હતા. એટલામાં અકસ્માત્ મહાત્માશ્રી નારદજી પૂર્ણ પ્રેમભકિતથી ભગવાનનું ભજન કરતાં કરતાં ત્યાં સભામાં પધાર્યા. નારદજીને આવતાં જોઇ રાજા પોતે તથા સર્વ સભાજનો અતિ હર્ષભેર નારદજીની સામા જંઇ આદર પૂર્વક ભકિત ભાવથી નમન કરીને સભામાં લાવી, સિંહાસન ઉપર વિરાજમાન કરીને ઉત્તમ ઉપચારો વડે તેમનું પૂજન કર્યું. દેવર્ષિ નારદજીએ રાજાની ઉત્તમ શ્રધ્ધા ભકિત જોઇને પ્રસન્ન થઇ શુભાશીષ વચનો કહ્યાં.

દૈવયોગે તેજ સમયે વરની શોધ કરવા ગએલી સાવિત્રી પણ સચિવાદિક સર્વ મંડલી સમેત આવી પહોંચી. રાજાને તે શુભ સમાચાર મળતાંજ સાથે રાજાએ પોતે આજ્ઞા કરીકે, સાવિત્રીને અહીં સભામાં બોલાવો. રાજાની આજ્ઞા સાંભળીને સાવિત્રી તત્કાળ સભામાં આવી, અને લાવણ્યમૂર્તિ સાવિ-ત્રીએ સદ્વિવેકથી નમ્રપણે નારદજીને તથા પિતાશ્રીને નમન કર્યું, નારદ ૠષિ પણ કન્યાનું દિવ્ય તેજ જોઇને પ્રસન્ન થયા. અને રાજાને પૂછવા લાગ્યા, "હે રાજન્! આ તારી કન્યા છે કે શું? એ કયાં ગઇ હતી? હમણાં

ક્યાંથી આવે છે? અને લગ્ન કરવાનો સમય થયો છતાં એના લગ્ન કેમ કીધાં નથી?" રાજાએ નારદજીને નમસ્કાર કરીને કહ્યું કે, હે મહાત્મન્! જગદંબા સાવિત્રી માતાના કૃપા-પ્રસાદથી પ્રાપ્ત થએલી સાવિત્રી નામની એ કન્યા મારી છે. એ કન્યા પોતાને યોગ્ય ઉત્તમ વરની શોધ કરવા ગઇ હતી. તે પોતાની ઇચ્છાનુરૂપ શ્રેષ્ઠ વરની શોધ કરીને હમણાંજ આવી છે. એ પ્રમાણે રાજાએ નારદજીને નિવેદન કર્યું. અને પછી સાવિત્રીને કહ્યું કે, હે પુત્રી! તું જે વરને જોઇ આવી હોય તેનું સવિસ્તર વર્ણન મહાત્મા નારદજી સમક્ષ તું મને કહે. આ સાંભળી સાવિત્રી નમસ્કાર કરીને બોલી:--

## શોધ કરેલા વરનું વર્ણન

("મુને ભક્તિ ભાવી" એ રાહ.)

અતિ બુદ્ધિશાળી, વળી ધર્મ નિષ્ઠ ભાળી,
જોયા દ્યુમત્સેન કુંવર સત્યવાન છે.
રૂડાં રૂપ ગુણ ધારી, માતૃ પિતૃ ભકત ભારી,
તથા તાપસ મહા ભક્તિમાન છે--અ.
"શાલ્વ દેશે રાજ્ય કરતાં પણ જ્યાં જવ અંધ એ"
"પુત્ર નાનો વૈરી મોટો રાજ્ય છીનવી લીધ તે"
"કુંવર સ્ત્રી લઇ તપોવને આવી રહ્યાં છે અંધએ"
"તે સાત્વિકી વ્રતધારીનો મોટો થયો છે પુત્ર જે"
પિતા હું તે પતિ પામી, મેં માન્યા છે સ્વામિ,
શૂરવીર ક્ષમાવાન સત્યવાન એ--અતિ૦

હે પૂજ્ય પિતાશ્રી ! શાલ્વદેશમાં દ્યુમત્સેન નામના રાજા હતા. શૈબ્યા નામની તેમની પત્ની હતી. અને એક સત્યવાન નામનો નાનો પુત્ર હતો. તે રાજા વૃધ્ધાવસ્થાને લીધે નેત્રહીન અંધ થયા, એટલે મંત્રી વિગેરેએ તેમને રાજ્યથી ભ્રષ્ટ કરી રાજ્ય છીનવી લીધું. જેથી તે રાજા સ્રીને તથા પુત્રને લઇ તપોવનમાં આવી કંદ મૂલ ફલાદિક પર નિર્વાહ કરી તપશ્ચર્યા કરે છે તેનો પુત્ર જે સત્યવાન હાલ મોટો થયો. છે તે સદ્ગુણ સંપન્ન દિવ્ય મૂર્તિ સાથે મેં મારા મનથી લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે.

સાવિત્રીનું બોલવું શ્રવણ કરીને અશ્વપતિ રાજાએ નારદ રૂષિને પૂછ્યું, હે રૂષિવર્ય ! આ મારી પ્રિય પુત્રી સાવિત્રીએ શોધ કરેલા વરને માટે આપનો શો અભિપ્રાય છે ? તે કહેવા કૃપા કરો. ત્યારે નારદજી બોલ્યાઃ--

## —મોટામાં મોટી એકજ ખામી—

---

( એક તારાના ભજનનો રાહ )

વર શોધ્યો રૂપાળોરે, બહુ સારો ગુણ વાળોરે,
પણ એકજ વાતે મોટી ચિંતા છે,
અજ્ઞાત વાત એ, તેથી તે સાથે ઠર્યું છે, વિપરીત થયું એમ ભાસેરે,
પણ પાછળ પસ્તાશેરે, એ એકજવાતે મોટી ચિંતા છે-વર૦

હે રાજન્! હું સત્યવાત કહું છું કે, આ તારી કન્યાના કહેવા મુજબ તે રાજકુમાર સદ્ગુણનો ભંડાર છે. તેનાં માતા

પિતા સત્યનિષ્ઠ હોવાથી બ્રાહ્મણોએ તેનું નામ સત્યવાન પાડ્યું છે. અને તે બાલક હતો ત્યારે, ઘોડાઓ ઉપર બહુજ પ્રેમ રાખતો હતો. મૃત્તિકાના ઘોડા બનાવી રમત રમતો હતો, તથા ચિત્રોમાં પણ ઘોડાઓ આળેખ્યા કરતો હતો. માટે ચિત્રાશ્વ એવું નામ પણ તેનું છે. એટલું કહેતાં રાજા વચમાંજ બોલી ઉઠયા કે, હે રૂષિજી! તે રાજકુમાર હાલ પણ તેજસ્વી બુદ્ધિમાન્ શૂરવીર તથા ક્ષમાવાન્ છે કે નહિ? રૂષિ બોલ્યા:--

(ચાલુ)

"સૂર્ય સમો તેજસ્વી છે, સુર ગુરૂ સમ ધીમાન્"
"મહેંદ્ર જેવો વીર છે, ભૂસમ ક્ષાંતિવાન્"
રંતિદેવ સમ દાતારે, ચંદ્ર તુલ્ય શીલશાતારે, પણ
એકજ વાતે મોટી ચિંતા છે-વર૦

"હા, હાલપણ તે સત્યવાન સદ્ગુણશાલીજ છે. તે સૂર્ય સમાન તેજસ્વી છે. દેવતાઓના ગુરૂ બૃહસ્પતિના જેવા વિદ્યાવાન્ છે. મહેંદ્ર જેવો શૂરવીર છે. પૃથ્વિ માતાના જેવો ક્ષમાશીલ છે. દાન કરવામાં સંક્રાંતિના પુત્ર રંતિદેવ જેવો દાતાર છે. ચંદ્રના જેવો તાપ હરણ કરનાર શીતળ છે. વળી તે સર્વની સાથે મિત્રભાવ રાખનાર, સંતોષી, શાંત, જીતેંદ્રિય, ધર્મનિષ્ઠ તથા તપોનિષ્ઠ છે. બ્રાહ્મણો તેને માટે એમ કહે છે કે, તેનામાં નિત્ય સરલતાએ વાસ કર્યો છે. અને તેની મર્યાદા અચળ છે. ટુંકામાં એટલુંજ કે, તે સકલ શુભ ગુણોથી સંપન્ન છે."

આ સાંભળીને અશ્વપતિએ કહ્યું, હે ભગવન્! તેના બધા ઉત્તમ ગુણોનું વર્ણન જે આપે કર્યું, તે મેં શ્રવણ કર્યું; પણ હવે તેનામાં જે દોષ હોય તે મને કહેવા કૃપા કરો. નારદજી બોલ્યા, અરે હે રાજા! તેનામાં માત્ર એકજ મોટો દોષ છે અને તે દોષ એવો છે કે, તેના તમામ ગુણોનું તેજ નષ્ટ કરી નાંખે એમ છે. તેમજ ટાળ્યો ટળે તેમ પણ નથી. રાજાએ હાથ જોડીને અતિ નમ્રતાથી પૂછ્યું, હે ઋષિ શ્રેષ્ઠ! સદ્ગુણના સમુદ્ર જેવા તે સત્યવાનમાં સર્વ શુભ ગુણોને ઢાંકી દે એવો કયો દોષ છે? રૂષિએ કહ્યું, અન્ય કોઇ દોષ નથી. દોષ માત્ર એજ છે કે,

(દ્વિહાર.)

---

"સંવત્સર એક આજથી, આયુષ એનું છે"
"વર્ષ પછી મૃત્યુ થશે, નિર્મીત એવું છે."

'આજથી કેવળ એક વર્ષ સુધીજ તે સત્યવાનનું આયુષ્ય છે. અર્થાત્ આજથી બરોબર એક વર્ષે મરણ થશે. એવું નિર્માણ થએલું છે.' આટલું સાંભળતાંજ સાથે અશ્વપતિ રાજાનાં મનમાં મોટો આઘાત લાગ્યો, અને એકદમ સાવિત્રીને પાસે બોલાવીને કહ્યું, બેટા સાવિત્રી! તું અન્ય કોઇ ઉત્તમ વરને શોધી લાવ.

---

## ૬૯ નિશ્ચય.

સાવિત્રી તુરત પિતાને નમન કરીને નમ્રતાથી બોલી, હે પૂજ્ય પિતાજી! એ સંબંધમાં મારે જે કાંઇ આપને

કહેવાનું છે તે કહું છું, પરંતુ પ્રથમથીજ આપની પ્રાર્થના કરૂં છું કે, જો આપરાધ થાય તો ક્ષમા કરશો. હે પિતા! હવે કદાચ એકને બદલે અનેક દોષો સત્યવાનમાં માલૂમ પડે તોપણ હું તો મારા મનથી સત્યવાન પતિની સાથેજ

( રાગ કાર્લીંગડો. )

---

હું વરી ચુકી છું તાત, હું તો વરી ચુકી, હું વરી ચુકી.
"પતિ પ્રેમ તો અખંડ શુભ કે'વાય છે"
"ખંડિત પ્રેમથી પતિ–વ્રતનો ભંગ થાય છે"
"મુખથી શું કયું કહેશે કોણ ચટાય છે"
દઉં કેમ મૂકી, દઉં કેમ મૂકી—હું.

મારાં લગ્ન કરીને વરી ચુકી છું. હે પિતાજી! જુઓ પંડિતો કહે છે કેઃ—

अद्यापि नोज्झति हरः किल कालकूटं
कूर्मो बिभर्ति धरणिं खलु पृष्ठभागे।
अंभोनिधिर्वहति दुर्वहवाडवाग्नि
मङ्गीकृतं सुकृतिनः परिपालयंति ॥

સમુદ્રનું મંથન કરતાં નીકળેલું કાલકૂટ નામનું જે હળાહળ વિષ શંકરે ધારણ કર્યું છે તે હજુ પણ તજી દેતા નથી. પાતાળમાં રહેલો કૂર્મ (કાચબો) હજી પણ પૃથ્વીને ધારણ કરી રહેલો છે. અને સદ્ર પણ વહન નહિ થઇ શકે એવા વડવાનલને અદ્યાપિ વહન કરે છે. માટે ઉત્તમ મનુષ્યો પોતાની અંગીકાર કરેલી વાતને કદી પણ છોડતા નથી. પણ તેનું યથાર્થ પાલન કરે છે.

# જે બોલેલું વચન પાલન કરે તેજ પુરૂષ છે.



એક નગરની બહાર જંગલમાં કોઇ એક અખંડાનંદ નામના મહાત્મા રહેતા હતા. તેઓ નિત્ય મધ્યાન્હ સમયે નગરમાં ભીક્ષા માંગવા માટે જતા હતા. રસ્તામાં એક વેશ્યાનું મકાન હતું. એક દિવસ એવું બન્યું કે, મહાત્મા જ્યારે તે વેશ્યાના મકાનની પાસે થઇને જતા હતા, ત્યારે તે વેશ્યા મહારાજની પાસે આવી નમન કરીને પ્રેમથી પૂછવા લાગી, "મહારાજ! આપ સ્ત્રી છો કે પુરૂષ છો?" ત્યારે મહાત્માએ જવાબ આપ્યો કે, "એનો ઉત્તર હું પછી આપીશ." એમ કહીને મહારાજ ચાલ્યા ગયા. અને વેશ્યા પણ પોતાના મકાનમાં ગઇ. બીજે દિવસે પાછા મહારાજ જ્યારે ભીક્ષાને માટે જતા હતા, ત્યારે તે વેશ્યાએ તેજ પ્રશ્ન પૂછ્યો. એટલે મહાત્માએ પણ પાછો તેજ ઉત્તર આપ્યો. એ પ્રમાણે તે મહાત્માની અને વેશ્યાની નિત્ય વાત થતી હતી. એમ કરતાં કરતાં કેટલાંક વર્ષ ચાલ્યાં ગયાં. બાદ એક દિવસ તે અખંડાનંદજીનું મરણ થવાની તૈયારી થઇ. તે વાત આખા નગરમાં ફેલાઇ જવાથી ઘણાં લોકો મહાત્માનાં દર્શન કરવા ગયા હતા. પેલી વેશ્યાને ખબર થઇ કે તુરત તે પણ ત્યાં આવી. લોકોની મોટી ભીડમાંથી છેક મહાત્માની પાસે આવીને તે વેશ્યાએ બહુ મોટે અવાજે પૂછ્યું, "હે અખંડાનંદજી! હે અખં-

ડાનંદજી ! આપ સ્ત્રી છો, કે પુરૂષ છો ?" એ પ્રશ્ન ત્રણ વાર પૂછયો, છતાં કાંઇ ઉત્તર મળ્યો નહિ. ત્યારે તે બાઇ બોલી કે, મહાત્માઓ સત્યવાદી હોય છે. અને આપે કહ્યું હતું કે, તારા પ્રશ્નનો ઉત્તર પછી કહીશ. માટે મારા પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના મરણુ પામવું આપને શોભે એમ નથી. હે સંત મહારાજ ! જો મારા પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના આપ મરણુ પામી જશો, તો આપ અસત્ય-વાદી–જૂઠા કહેવાશો. માટે હે કૃપાલુ મહાત્મા ! ઉત્તર આપવા કૃપા કરો.

એટલું સાંભળતાંજ મહાત્મા અખંડાનંદજી એકદમ ઉઠયા અને છાતી ઠોકીને જોરથી બોલ્યા કે "હું પુરૂષ છું, હું પુરૂષ છું." વેશ્યા બોલી, હે ગુરૂદેવ ! આપ તો પ્રથમથીજ જાણુતા હતા કે હું પુરૂષ છું, છતાં તે વખતે મને ઉત્તર નહિ આપ્યો, તેનું શું કારણુ ? મહાત્માએ કહ્યું, બહારના ચિન્હોથી પુરૂષને પુરૂષ કહી શકાતો નથી; પરંતુ જે મનુષ્ય પોતાના બોલેલા વચનને પાળે છે, તેજ પુરૂષ કહી શકાય છે. અરે બાઇ ! હું તને તે વખતેજ કહી દેતે કે હું પુરૂષ છું, અને પછી કદાચ મધ્યમાં કાંઇ વિઘ્ન આવી જાત, તો હું સાચો પુરૂષ થઇ શકત નહિ. અને હવે તો મારૂં આયુષ્ય સમાપ્ત થયું છે. હવે કોઇ પણુ પ્રકારનું વિઘ્ન આવી શકે એમ નથી. માટે હું છાતી ઠોકીને હિંમતથી કહી શકું છું કે, હું પુરૂષજ છું. તે વેશ્યા તથા સાંભળનારા તમામ લોકો તે મહાત્માના મુખનો અતિ અસરકારક ઉત્તમ ઉપદેશ શ્રવણુ કરીને પ્રસન્ન

થયા. અને મહાત્માના નામનો તથા ભગવાનના નામનો જયઘોષ કર્યો. મહાત્માએ તત્કાળ પોતાનું શરીર છોડયું અને સર્વ લોકોએ મહાત્માશ્રીની યથાયોગ્ય ઉત્તરક્રિયા કરી.

સાવિત્રી બોલી કે, હે પિતાજી! સારાંશ એ છે કે, સુજ્ઞ મનુષ્યે પોતાના વચનનું પાલન કરવામાં પોતાના પ્રાણની પણ પરવા કરવી જોઇએ નહિ. તોજ તે સાચો પુરૂષ કહેવાય છે. આપે જ્યારે મને પ્રથમ કહ્યું કે, તું જે વરને શોધીને આવશે તેની સાથેજ હું તારાં લગ્ન કરીશ. તે ઉપરથી હું શોધ કરવા ગઇ, શોધીને આવી અને હવે આપ ના કહો તે કેમ ચાલે!!? મોટા મોટા પંડિતો કહે છે કે:—

**सकृवंशो निपतति सकृत्कन्या प्रदीयते।**
**सकृदाह ददामीति त्रीण्येतानि सकृत् सकृत्॥**

ભાગ પણ એકજવાર પડે છે, કન્યા પણ એકજ વખત અપાય છે,. અને હું આપું છું એમ પણ એકજ વાર કહેવામાં આવે છે. માટે હે પિતાજી! મેં મારાં લગ્ન મારાં મનથી સત્યવાન સાથેજ કરી દીધાં છે. તેથી હું હવે અન્ય કોઇ વર સાથે કદી પણ લગ્ન કરીશ નહિ. એવો મારો નિશ્ચય છે. અને તે એટલે સુધી દ્રઢ રીતે કે કદાચ પૃથ્વી પોતાનો ગંધ ગુણ ત્યાગ કરે, પાણી કદાચ પોતાના રસ ગુણનો ત્યાગ કરે, તેજ કદી રૂપ ગુણનો ત્યાગ કરે, આકાશ કદી પોતાનો શબ્દ ગુણ ત્યાગ કરે, ચંદ્ર કદાચ શીતળતા તજી દે, સૂર્ય કદી પ્રકાશ પાડવાનો બંધ કરે,

ધૂમકેતુ કદી ઉત્તમતાનો ત્યાગ કરે, ઇંદ્રરાજા કદી પરાક્રમ છોડી દે અને સાક્ષાત્ ધર્મ કદાચ ધર્મનો ત્યાગ કરે, તો ભલે કરે; પરંતુ હું મારા મનનો સત્ય નિશ્ચય ફેરવીશ નહિ.

## નારદજીએ કરેલી કસોટી

સાવિત્રીનું આવું દ્રઢ નિશ્ચયવાળું બોલવું સાંભળીને દેવર્ષિ નારદજી બોલ્યા, બ્હેન! આ તારો નિશ્ચય નહિ કહેવાય, પણ આતો તારી એક પ્રકારની ખોટી હઠ છે.

( રાગ મ્હાડ. )

મોહ પામી શું જોઇ, બાઇ તું મોહ પામી શું જોઇ,
કોડી એક પણ પાસે નથી, જે બની બેઠાં વનવાસી;
કંદ મૂળનું ભક્ષણ કરતાં, થઇ રહ્યાં ઉપવાસી—બાઇ તું૦ ૧
વનમાં વસી વલ્કલ વસ્ત્રોને, અંગે આપ ધરે છે,
પર્ણકુટીમાં દર્ભ તણા, આસન પર શયન કરે છે—બાઇ તું૦ ૨
એક વર્ષ પછી મરણ થશે, ત્યારે પસ્તાશે રોઇ,
યાદ રાખજે સ્વાદ ચાખજે, તારૂં નથી ત્યાં કોઇ—બાઇ તું૦ ૩
વિધવાવસ્થા બહુ બૂરી છે, તેમાં ગરીબી ભુંડી,
રૂડી બુદ્ધિશાળી થઇ, હઠ કેમ કરે છે કુડી—બાઇ તું૦ ૪

હે બ્હેન! તું આવી હઠ કેમ કરે છે? તારા મનમાં સત્યવાનને પતિ કરવાનો નિશ્ચય છે, પરંતુ તેનું કયું ઉત્તમ ઐશ્વર્ય જોઇને તું તેના ઉપર આટલી બધી મોહ પામી ગઇ છે! તે તો અરણ્યમાં કંદ મૂળનું ભક્ષણ કરે

છે. ઝાડની છાલના વલ્કલ વસ્ત્રો પહેરે છે, અને દર્ભાસન ઉપર સુએ છે. વળી તેનું આયુષ્ય માત્ર એકજ વર્ષનું બાકી રહેલું છે. એક વર્ષ પછી તેનું મરણ થશે, ત્યારે તું તારો કાળ કેવી રીતે નિર્ગમન કરી શકશે?! તું તારી હઠ છોડી દે. અને પિતાની આજ્ઞાનું પાલન કર. નહિ તો ભવિષ્યમાં અતિ કઠણ દુઃખ સહન કરવું પડશે. હે સાવિત્રી! જો સમજ. ઉત્તમકુળ વૃક્ષ સમાન છે, સુખ સંપત્તિ પાંદડા સમાન છે; અને પુત્રાદિક શાખા સમાન છે. હવે વિચાર કર કે શાખા તથા પાંદડા વિનાનું એકલું કાષ્ટ શું કામનું? માટે બ્હેન! તું તારા મનમાંથી સત્યવાનને પતિ કરવાની વાત કાઢી નાંખ.

હે પરમપૂજ્ય મુનિમહારાજ! આપે જે કહ્યું, તેનો મારી સમજ પ્રમાણે યોગ્ય ઉત્તર આપું છું; પરંતુ જો મારા બોલવામાં કાંઇ અવિવેક જેવું આપને લાગે તો, તેને માટે ક્ષમા કરજો. એમ કહી સાવિત્રી બોલી:—

( રાગ મ્હાડ. )

---

મોહ પામી છું ખરી, મુનિજી મોહ પામી છું ખરી
ફેરફાર નથી જરી, મુનિજી મોહ પામી છું ખરી—મોહ૦
પૈસા પાછળ પામર પુરૂષો, ઘેલાં થઇને ફરતાં,
ધર્મ એજ સાચું ધન છે, એમ મોટાં મુનિ ઉચરતા—મુનિજી૦ ૧
ભલે ભોગવે ભોગ છતાં, અંતે થાવું વનવાસી,
સાત્વિક બુદ્ધિ કરવા માટે, થવું પડે ઉપવાસી—મુનિજી૦ ૨
અંગ ઢાંકવા વસ્ત્ર જોઇએ, તે તો વલ્કલ કરશે,
પલંગ પર કે દર્ભાસન પર, ઉંઘમાં ફેર ન પડશે—મુનિજી૦ ૩

મરણ થશે તો પ્રાણ જશે, પણ નહિ પસ્તાઇશ રોઇ,
કર્મ પ્રમાણે સુખ દુખ આવે, તેમાં શું કરે કોઇ—મુનિજી૦ ૪

હે ભગવન્ ! હું મારા પિતાજીની આજ્ઞાનું અપમાન કરતી નથી. તેમની આજ્ઞા થવાથીજ હું વરની શોધ કરવા ગઇ હતી; પરંતુ હવે તો કદાચ મેરૂ પર્વત પૃથ્વિ બરોબર સપાટ થઇ જાય, અથવા કદાચ અથાગ જળથી ભરેલો સમુદ્ર જલહીન થઇ જાય, અને જે સૂર્ય હમેશાં પૂર્વ દિશામાં ઉદય પામે છે ને પશ્ચિમ દિશામાં અસ્ત થાય છે, તે સૂર્ય પણ કદી પશ્ચિમ દિશામાં ઉદય પામે અને પૂર્વ દિશામાં અસ્ત થાય, તો પણ સત્યવાનને તજી દઇને હું અન્યનો સ્વીકાર કદી પણ કરીશ નહિ. વળી આપ તેના ઐશ્વર્ય માટે કહો છો પણ ઐશ્વર્ય કોનું નિરંતર સ્થિર રહ્યું છે? અને કોનું નિરંતર સ્થિર રહેવાનું છે? જેમ ઉદય પછી અસ્ત હોય છે, અને જેમ શુકલપક્ષ પછી કૃષ્ણપક્ષ આવે છે, તેમ સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવે છે. તેની મને કાંઇ પણ ચિંતા નથી. કેમકે સાચામાં સાચું સુખ કાંઇ સંપત્તિમાં નથી. તે તો સંતોષમાંજ છે.

" ગોધન ગજધન વાજીધન, ઓર રતનકી ખાન "
" જબ મીલૈ સંતોષ ધન, સબ ધન ધૂર સમાન "

જો સંતોષ રૂપી ધન મળે તો બધું ધન ધૂળ જેવું છે. કેવળ અજ્ઞાની પામર મનુષ્યોજ નાશવંત પૈસાની પાછળ ગાંડા બની મોહ પામે છે. સુજ્ઞ જનોએ તો શાંત થઇ, સંતોષ રાખી, યથાર્થ ધર્મનેજ સાચામાં સાચું સર્વોત્તમ

ધન માનીને આનંદમાં કાળ નિર્ગમન કરવો યોગ્ય છે. વિદ્વાનો કહે છેઃ—

सुखस्य दुःखस्य न कोऽपिदाता, परोददातीति कुबुद्धिरेषा।
अहं करोमीति वृथाभिमानः स्वकर्मसूत्रग्रथितो हि लोकः॥

કોઇને કોઇ સુખ આપતું નથી, તેમજ કોઇને કોઇ દુઃખ દેતું નથી, છતાં અન્ય મનુષ્ય સુખ કે દુખ આપે છે, એવી બુદ્ધિ રાખવી કેવળ અયોગ્ય છે. અને મેં કર્યું, અથવા હું કરૂં છું, એ તો મિથ્યા અભિમાનની વાતો છે. સત્યવાત તો એજ છે કે, જગતના સર્વ લોકો પોતપોતાના પ્રારબ્ધ કર્મ રૂપ સૂત્રમાં ગુંથાએલા છે.

હે રૂષિ મહારાજ! આપના કહેવા પ્રમાણે જો સત્યવાનનું આયુષ્ય એકજ વર્ષનું બાકી હશે, તો તેની પાછળ હું દુઃખ ભોગવવા રહીશ નહિ; પણ તેની સાથેજ હું મારાં પ્રાણ તજી દઇશ. પણ, અરેરે!! કોને ખબર છે, કે કાલે શું થવાનું છે! મોટા મોટા સુજ્ઞજનો નિશ્ચય પૂર્વક એમ કહે છે કે, આમજ થશે. પરંતુ કેટલીક વાર તેઓ તદન જુઠા પડે છે; કારણ કે શ્રી જગદીશ્વર ભગવાનની ઇચ્છા કયે વખતે કેવી હોય છે, તે કોણ કહી શકે એમ છે ?! આજે નિશ્ચય કરીને છાતી ઠોકીને હિમતથી કહેવામાં આવે છે કે, આ સાંચું છે અને આ મિથ્યા છે; પરંતુ કાલેજ તે સાચું કેવળ મિથ્યા ઠરે છે. અને તે જુઠું કેવળ સત્ય ઠરે છે. એવાં ઉદાહરણ ઉપરથી સુજ્ઞ મનુષ્યોએ સ્પષ્ટ સમજી લેવું યોગ્ય છે કે, કાલે શું થવાનું છે, તે આજે નક્કી થઇ શકતું

નથી. દૈવની ગતિ વિચિત્ર છે. કેટલીક વખતે હળાહળ વિષનું અમૃત થઇ જાય છે, મૃત્તિકા ખોદતાં દ્રવ્યનો ભંડાર હાથ લાગે છે, પાષાણનો કટકો હાથમાં લેતાં પારસમણિ થઇ જાય છે, ઘરમાં કામકાજ કરવા રહેલી દાસી અષ્ટ સિદ્ધિમાંની સિદ્ધિ બનીને મનની સર્વ કામના પૂર્ણ કરે છે, જે શત્રુ હોય છે તે મિત્ર થઇ માન આપે છે, જો પરમાત્માની કૃપા થાય તો આંગણામાંનું નકામું ઝાડ પણ કલ્પવૃક્ષ થઇ ફળે છે, કુરૂપ તથા ગાંડી સ્ત્રી પણ દેવાંગના જેવી સુંદર તથા ગાર્ગી જેવી જ્ઞાની થાય છે અને ભાંગી તુટી પર્ણકુટી પ્રણ એક મોટું દિવ્ય સુવર્ણનું મંદિર થઇ જાય છે. માટે, હે રૂષિવર્ય! સત્યવાન સદ્ગુણી હોય કે દુર્ગુણી હોય તથા દીર્ઘાયુ હોય કે અલ્પાયુ હોય, પણ સત્યવાનજ મારા પતિ છે. હે ગુરૂ દેવ! મેં મારા મનમાં એવો દ્રઢ નિશ્ચય કર્યો છે કે:—

—ઓવી—



સત્યવાનાવાંચુન, વડીલ સમવય લહાન,
પિતા બંધુ કિંનંદન, પુરૂષ માત્ર સર્વ માતે.

સત્યવાન સિવાય અન્ય સર્વ પુરૂષો જેઓ મારાથી મોટીવયના છે તેઓ સર્વ મારા પિતા તુલ્ય છે, જેઓ સમાન વયના છે તેઓ મારા બંધુઓ છે અને જેઓ નાની વયના છે તેઓ પુત્ર તુલ્ય છે.

સાવિત્રીના મનનો આવો દ્રઢ નિશ્ચય જોઇ નારદરૂષિ અત્યંત પ્રસન્ન થયા, અને સાવિત્રીના મસ્તકપર પોતાનો

હાથ મૂકીને બોલ્યા, હે સાવિત્રી ! તને ખરેખર મોટો ધન્યવાદ ઘટે છે. તું મહાન્ ધર્મશીલ છે. હું તારા ઉપર પ્રસન્ન થઇ તને આશીર્વાદ આપું છું કે જેટલાં વિઘ્નો આવશે તે સર્વ વિઘ્નો ટળી જશે. અને તારાં સઘળાં મનોરથો સફળ થશે. એ પ્રમાણે આશીર્વાદ આપીને રાજાને કહ્યું કે; હે રાજન્ ! આ તારી કન્યાની બુધ્ધિ અચળ છે. તેને આ સત્ય ધર્મથી ચલાયમાન કરવાને કોઇ પણ સમર્થ નથી. કેમકે એનું દૈવ એવુંજ છે.

## દૈવ મોટું બલવાન છે.

કોઇ એક દેશમાં આવેલા તપોવનમાં સાલંકાયન નામના તપસ્વી રહેતા હતા. તે એક દિવસે સ્નાન કરવા માટે ગંગા ઉપર ગયા. અને ત્યાં સ્નાન કરીને સૂર્ય દેવને નમસ્કાર કરતા હતા, એટલામાં એક શકરો પોતાના પંઝાના તીક્ષ્ણ નખના આગ્રભાગથી એક ઉંદરડીને ઉપાડી લઇ જતો હતો તેના ઉપર મુનિ મહારાજની નજર પડી. તે ઉંદરડીને જોઇને મુનિનું હૃદય દયાથી પીગળી ગયું, અને ‘ મૂકીદે ’ ‘ મૂકીદે ’ એમ કહીને મુનિએ તે શકરાને એક પથરો માર્યો. પથ્થર લાગવાથી શકરો બેભાન થઇ ગયો, તેના પંઝામાંથી ઉંદરડી છુટી ગઇ અને શકરો જમીન ઉપર પડયો. પેલી ઉંદરડી પણ ભયભીત થઇને હવે શું કરવું તે ભુલી ગઇ અને મારૂં રક્ષણ કરો ! રક્ષણ કરો ! એમ બોલતી મુનિનાં ચરણ પાસે જઇને બેઠી. શકરો પણ સાવધ થઇને મુનિમહારાજને કહેવા લાગ્યો;

હે મુનિ ! તમે મને પથ્થર માર્યો એ સારૂં કર્યું નથી. તમે શું અધર્મથી ડરતા નથી ? મને આ ઉંદરડી સોંપી દ્યો. જો ઉંદરડી આપશો નહિ તો તમને ઘણું પાપ લાગશે. તે સાંભળીને મુનિએ શકરાને કહ્યું;--અરે ઓ અધમ પક્ષી ! પ્રાણીઓનાં પ્રાણ બચાવવા જોઇએ. દુષ્ટ લોકોને દંડવા જોઇએ. સાધુ પુરૂષોનું સન્માન કરવું જોઇએ. મહાત્મા પુરૂષોની પૂજા કરવી જોઇએ. અને દેવતાઓની સ્તુતિ કરવી જોઇએ. માટે તું સંબંધ વગરનું શું લવે છે ? તું ચાલ્યો જા. નહિતો હું તને શાપ આપીશ. એટલે શકરો ચાલ્યો ગયો. પછી પેલી ઉંદરડીએ મુનિને કહ્યું;--હે ભગવન્ ! મને તમારા આશ્રમમાં લઇ જાઓ. નહિ તો બીજું કોઇ પક્ષી મને મારી નાંખશે. હું તમારાજ આશ્રમમાં તમે આપેલા મુષ્ટિ અન્નના આહાર ઉપર કાળ ગુજારીશ. તે મુનિ પણ દયાળુ હતા તેથી દયા આવી, પણ વિચાર કર્યો કે, મારે આ ઉંદરડીને હાથમાં લઇને કેવી રીતે લઇ જવી ! લોકો મારો ઉપહાસ કરશે, માટે હું એને કુમારિકા બનાવીને લઇ જાઉં. આ પ્રમાણે વિચાર કરીને મુનિએ તેને કન્યા બનાવી અને સાથે લઇને પોતાના આશ્રમમાં આવ્યા. મુનિની પત્ની મુનીને કન્યા સાથે આવતા જોઇને પૂછવા લાગી;–ઓ મહારાજ ! આ કન્યાને ક્યાંથી લાવ્યા ? મુનિ બોલ્યા;– આ તો ઉંદરડી છે, અને શકરાના ભયથી છોડાવી તેથી આપણે શરણે આવેલી છે. તેને હું કન્યા બનાવીને ઘેર લાવ્યો છું. માટે હમણાં તારે તેનું રક્ષણ કરવું. પછી હું એને પાછી ઉંદરડી કરીશ.

બધી વાત સાંભળીને મુનિપત્ની બોલ્યાં;--હે મુનિ મહારાજ! તમે એને પ્રાણ આપ્યાં છે માટે તમે એના ધર્મ પિતા થયા છો, વળી મારે પણ સંતાન નથી, માટે એને પાછી ઉંદરડી કરશો નહિ. હું એનું મારી પોતાની કન્યા માનીને લાલન પાલન કરીશ. ત્યારે મુનિએ પણ તે વાતની હા કહી. પછી કન્યા શુકલપક્ષના ચંદ્રમાની કળાની પેઠે હમેશાં વધવા માંડી અને મુનિપત્નીની સેવા કરતાં કરતાં લગ્ન કરવા લાયક થઇ. તે કન્યાને પરણાવવા યોગ્ય થએલી જોઇને મુનીએ પોતાની સ્રીને કહ્યું કે;--હે પ્રિયા! જો તને તથા આ કન્યાને ગમતું હોય તો હું ભગવાન્ સૂર્યને બોલાવીને તેને આ કન્યા પરણાવું. તે સાંભળીને કન્યા બોલી;-એમાં દોષ શો છે! ભલે તેમ કરો. તે પછી મુનિએ સૂર્યને બોલાવ્યા. એટલે સૂર્યદેવ તે વખતેજ મુનિની પાસે આવીને બોલ્યા;-મહારાજ! ઝટ કહો. તમે મને શામાટે બોલાવ્યો છે?

મુનિ બોલ્યા;--આ મારી દીકરી છે, જો એ તમને પરણતી હોય તો તમે તેની સાથે પરણો. આ રીતે કહીને તે કન્યાને સૂર્યનારાયણ બતાવ્યા. અને કહ્યું;-હે દીકરી! ત્રણ લોકમાં દીપક સમાન આ ભગવાન સૂર્ય છે. બોલ તને ગમે છે? કન્યા બોલી;-પિતાજી! આ તો તીવ્ર અગ્નિના ભડકા જેવા જણાય છે, આના કરતાં પણ કોઇ વધારે ઉત્તમ હોય તેને બોલાવો. કન્યાનું વચન સાંભળી સૂર્યનારાયણ પણ તેને ઉંદરડી જાણી તેને માટે નિઃસ્પૃહ થઇને મુનિને કહેવા લાગ્યા;-મહારાજ! મારા કરતાં

મેઘરાજા ઉત્તમ છે. કારણકે હું મેઘથી ઢંકાઇ જાઉં છું ત્યારે મારૂં નામ પણ કોઇ જાણતું નથી. એટલે મુનિએ મેઘરાજાને બોલાવ્યા અને કન્યાને કહ્યું;-કેમ, આ તને ગમે છે? ત્યારે કન્યાએ મુનિને કહ્યું, મને મેઘ કરતાં પણ ઉત્તમ વર સાથે પરણાવો. એટલે મુનિએ મેઘને પૂછ્યું, હે મેઘ! કોઇ તારા કરતાં પણ વધારે ઉત્તમ છે? મેઘરાજા બોલ્યા;-હા, મારા કરતાં વાયુ દેવતા મોટા છે. વાયુના મારથી મારા હજારો કટકા થઇ જાય છે. તે સાંભળીને મુનિએ વાયુને બોલાવ્યો, અને કન્યાને કહ્યું કે; આ મોટા વાયુ દેવતા તને ગમે છે?

કન્યા બોલી;-ના, કેમકે આ મહા બળવાન છે, પણ બહુ ચંચળ છે. માટે તેના કરતાં પણ સારા વર સાથે મને પરણાવો. ત્યારે વાયુ દેવતા બોલ્યા કે, મારા કરતાં પર્વતો ઘણા ઉત્તમ છે. કારણ કે તેઓ અમને બલવાનોને પણ અટકાવીને રોકી રાખે છે. તે પછી મુનિએ પર્વતને બોલાવીને કન્યાને બતાવ્યો અને કહ્યું; હે દીકરી! તને આની સાથે પરણાવું? કન્યા બોલી કે, હે પિતા! આનું શરીર કઠણ છે. માટે બીજાની સાથે મને પરણાવવા કૃપા કરો. એ પછી મુનિએ પર્વતને પૂછ્યું કે, હે પર્વતરાજ! તમારા કરતાં કોઇ વધારે મોટો છે? પર્વત બોલ્યો કે, મારા કરતાં પણ ઉંદરો મોટા છે. જેઓ પોતાના બળથી અમારા શરીરને ચારે તરફથી ખોદી નાંખે છે. તે સાંભળી મુનિએ ઉંદરને બોલાવી પેલી કન્યાને બતાવ્યો અને કહ્યું;-હે કન્યકે! આ ઉંદરનો રાજા તને ગમે છે? પેલી

કન્યા ઉંદરને જોઇ રાજી થઇ, તેના શરીરમાં રોમાંચ થયાં અને તે બોલી;–હે પિતાજી! મને ઉંદરડી બનાવીને આ ઉંદર સાથે પરણાવો, કે જેથી હું સુખી થાઉં. તે સાંભળીને સ્ત્રીધર્મ જાણનારા તે મુનિએ તે કન્યાને ઉંદરડી બનાવીને ઉંદર સાથે પરણાવી દીધી. એવી રીતે કન્યા તે ઉંદરડી સૂર્યને, મેઘને, પવનને અને પર્વતને એ પ્રમાણે પોતાના દૈવને આધીન થઇ ઉંદરનેજ વરી હતી.

નારદ રૂષી કહેવા લાગ્યા;–હે રાજન્! સારાંશ એવો છે કે:—

येन यत्रैव भोक्तव्यं सुखं वा दुःखमेव वा।
स तत्र बद्ध्वा रज्ज्वेव बलाद्दैवेन नीयते॥

જે મનુષ્યને જ્યાં સુખ અથવા દુઃખ ભોગવવાનું હોય છે, ત્યાં તે મનુષ્યને તેનું દૈવ જાણે દોરડાથી બાંધીને બલાત્કારે ખેંચીને લઇ જાય છે. વળી સત્યવાનમાં જે સદ્‌ગુણો છે, તે અન્ય વિષે જોવામાં આવતા નથી. માટે ઇષ્ટાનિષ્ટનો વિચાર દૈવાધીન રાખીને સાવિત્રીનું લગ્ન સત્યવાનની સાથેજ કરો. રાજાએ પણ તત્કાળ નમન કરીને કહ્યું, હે મહર્ષે! આપે જે આજ્ઞા કરી છે, તે સત્ય ધર્મને યોગ્ય તથા હિતકારી છે. માટે હું આપની આજ્ઞા પ્રમાણેજ કરીશ. નારદ મહાત્મા બોલ્યા, હે રાજન્! તમે આનંદપૂર્વક કન્યાનું દાન કરો. સર્વનું સર્વ પ્રકારે કલ્યાણ થશે. એટલું કહી ભગવદ્‌ભજન કરતાં કરતાં નારદજી ચાલ્યા ગયા. અને રાજાએ લગ્નની તૈયારી કરવા માટે મંત્રીને આજ્ઞા કરી. બાદ અંતઃપુરમાં જઇ રાણીને સર્વ

સમાચાર કહ્યાં, જે સાંભળી રાણીના મનમાં સંતાપ થવા લાગ્યો; પરંતુ રાજાએ તથા સાવિત્રીએ રાણીના મનનું સમાધાન કર્યું. પછી લગ્ન કરવા માટે સર્વ પ્રકારની તૈયારી કરીને અરણ્યમાં જ્યાં દ્યુમત્સેન રાજા તપ કરતાં હતાં ત્યાં જવાને માટે સર્વ મંડળ સહિત અશ્વપતિ રાજા નીકળ્યાં.

( રાગ કાફી—તા. દીપચંદી. )

વિવાહની, તૈયારી સૌ કીધી
બોલાવ્યા સહુ વિપ્ર સુજ્ઞાતા વેદ શાસ્ત્રની વીધિ
શુભ મુહૂર્તે નીકળ્યાં સર્વે, સૌ સામગ્રી લીધી
પોંચ્યા ઝટ આશ્રમ સૂધી—તૈયારી૦

રાણીમંડળ, સાવિત્રી તથા તેનું સખી મંડળ, પ્રજાજન મંડળ, મંત્રીઓ, પુરોહિતો, વેદશાસ્ત્રના જ્ઞાતા પવિત્ર બ્રાહ્મણો અને અસંખ્ય સૈન્ય સહિત અશ્વપતિ રાજા મોટા આનંદોત્સાહથી પોતાના નગરમાંથી શુભ મુહુર્તપર નીકળીને થોડા સમયમાં દ્યુમત્સેન રાજાના આશ્રમ સમીપ આવી પહોંચ્યા. આશ્રમ દૂરથી જોતાંજ અશ્વપતિ રાજા રથમાંથી નીચે ઉતરી પડયા. અને રાણી તથા સાવિત્રી વિગેરે સ્ત્રી મંડળ અને મંત્રી પુરોહિત સર્વ બ્રાહ્મણો વિગેરે પુરૂષ મંડળ સહિત અશ્વપતિ રાજા પગે ચાલીને દ્યુમત્સેનની પાસે ગયા. ત્યાં એક શાલ વૃક્ષની નીચે મહા ભાગ્યશાલી આંખે અંધ દ્યુમત્સેન રાજાને તેણે એક દર્ભના આસન ઉપર બેઠેલા દીઠા. અશ્વપતિએ તેમની પૂજા કરીને વિનય યુક્ત નમ્ર

વાણીથી નિવેદન કર્યું કે, હે રાજર્ષિ ! હું અશ્વપતિ નામનો મદ્રદેશનો રાજા આપને પ્રણામ કરૂં છું. તે સાંભળીને તુરત દ્યુમત્સેન રાજા કે જેઓ આતિથ્ય-ધર્મના જ્ઞાતા હતા તેણે અતિથી રાજાને પગ ધોવાને માટે જળ આપ્યું, બેસવાને માટે આસન આપ્યું અને અતિ નમ્રતાથી પુછયું, હે રાજન્ ! અંહી અરણ્યમાં આપનું પધારવું કેમ થયું છે ? અશ્વપતિ બોલ્યા:--

(લાવણી)

---

સદ્ગુણશાલી સાવિત્રી, નામે મુજ કન્યા મોટી થઇ;
પુત્ર વધૂ કરી ગ્રહણ કરો, એમ વિનતી કરવા આવ્યો અહીં.

હે રાજર્ષે ! અતી રૂપવતી સાવિત્રી નામની મારી એક કન્યા છે. હે ધર્મજ્ઞ ! તેને આપ સ્વધર્માનુસાર પુત્રવધૂ તરીકે ગ્રહણ કરો. અર્થાત્ આપના પુત્ર સત્યવાનની સાથે મારી પુત્રી સાવિત્રીનાં લગ્ન કરવાની મારી ઇચ્છા છે એટલાજ માટે હું અંહી આપની પાસે આવ્યો છું. દ્યુમત્સેન બોલ્યા:-હે નરેશ ! આપની વાત અતિ ઉત્તમ છે, પરંતુ.

(કવ્વાલીનો રાહ)

---

અમારી દશા નથી સારી; અમારી વાત દુખીયારી;
નથી કોઇ સંગી કે સાથી, નથી અશ્વો નથી હાથી.
નથી સેના અને સ્વારી, અમારી ગતિ અતી ન્યારી-અમારી૦ ૧
અમારે વન ફળનો આહાર, પ્રભુનો એક છે આધાર;
તપસ્યા તીવ્રતમ ધારી, રહ્યાં અંહી મંનને મારી-અમારી૦ ૨

નથી વસ્ત્રો નથી શણગાર, નથી ભોજન ભલાં મળનાર.
સદા એ સુખમાં રહેનારી, કાઢો કેમ સંશે કારી-અમારી. ૩

અમે હતભાગી છીએ. અહીં વનમાં વલ્કલ વસ્ત્રો પહેરીએ છીએ, કંદમૂલનો આહાર કરીએ છીએ; અને આ પર્ણકૂટીના આશ્રયમાં પડી રહીને ધર્માનુષ્ઠાન તપશ્ચર્યા કરીએ છીએ. હે રાજન્! આપ તો મહા ભાગ્યશાલી છો. આપની કન્યા રાજ મહેલની રહેનારી છે, અમૂલ્ય વસ્ત્રાલંકાર ધારણ કરનારી છે, વિવિધ પ્રકારનાં મધુર ભોજન કરનારી છે; અને સુકુમાર અંગવાળી છે. અર્થાત્ હે વીર! તમારી કન્યા વનવાસનાં કઠણ દુઃખો સહન કરવાને અયોગ્ય છે. માટે હું ધારૂં છું કે, આ તમારી સુંદર સુલક્ષણી કન્યા કોઇ અન્ય ઉત્તમ રાજકુંવરને આપશો તો સર્વ વાતે અનુકૂળ થઇ પડશે. તે સાંભળીને અશ્વપતિ રાજાએ નમ્રતાથી કહ્યું;-હે રાજર્ષે!

(રાગ સોરઠ—તાલતેવરા)

---

વિવેકથી વિચારતાં સંસાર સહુ જૂઠા ઠરે
આ સ્વપ્નવત્ સઘળું અચળ કશું ન સંગે સંચરે
ઘરબાર ધન ભંડારનો વ્યવહાર પણ ખોટા ખરે
ધનધામ વૈભવ વામ અંતે કામ એથી નહિ સરે—૧.
મમતા કરી ભમતા મરી શમતા જરી ઉર નવ ધરે
જન્મનાં ને મરણનાં તે ચક્રમાં ફરતાં ફરે
એમાં કમાણી નથી જાણી ભક્ત જ્ઞાની ઉગરે
કાંઇ સુખ નથી કાંઇ દુખ નથી મનની બધી આધા નડે—૨

સુખ તથા દુઃખ તો મનનાં માનેલાં છે. એક મનુષ્યને જે વસ્તુમાં સુખ સમજાય છે, તેજ વસ્તુમાં બીજા મનુષ્યને દુઃખ સમજાય છે. અર્થાત્ જેને બીજા સુખ કહે છે, તેનેજ આપણે દુઃખં માની લઇએ છીએ. અને જેને બીજા દુઃખ કહે છે, તેનેજ આપણે આપણા મનથી સુખ માની લઇએ છીએ. માટે સુખ દુઃખનું કારણ કેવળ મનજ છે. હે ધર્માત્મા! અસ્તોદયના ચક્ર રૂપ સુખ તથા દુઃખ બંને અનિત્ય છે. એ વાતનો સંપૂર્ણ વિચાર કરીનેજ અમે અહીં આપની પાસે આવ્યાં છીએ.

निष्कंटकेऽपि न सुखं वसुधाधिपत्ये
कस्यापि राजतिलकस्य यदेषदेवः।
विश्वेश्वरो भुजगराजविभूतिभूषो
हित्वा तपस्यति चिरं सकलाविभूतिः॥

સમગ્ર ભૂમંડળનું નિષ્કંટક—શત્રુરહિત રાજ્ય મેળવીને પણ કોઇ મહાન્ રાજાએ નિરંતર સુખ ભોગવ્યું નથી, કારણ કે સુખના વૈભવોની પાછળ દુઃખ તો ઉભેલાંજ હોય છે. અને તેથીજ અખિલ વિશ્વના ઇશ્વર એવા ભગવાન્ મહાદેવજી સર્વ વિભૂતિ—વૈભવોનો ત્યાગ કરીને, શરીર ઉપર ચિતાની ભસ્મ ચોળીને, મોટા સર્પોનાં આભૂષણો ધારણ કરીને ઘણો કાળ થયા તપશ્ચરણ કરે છે. માટે હે દયાળુ મહાત્મા! કૃપા કરીને અમારી આશાનો ભંગ કરશો નહિ.

આ પ્રમાણે સાંભળીને દ્યુમત્સેન રાજા અતિ પ્રસન્ન થઇને બોલ્યા, હે ભૂપતે! જો તમારી એવીજ ઇચ્છા હોય

તો ભલે તેમ કરો. કે તુરત નકકી કરેલું શુભ મુહૂર્ત જણાવ્યું, નિશ્ચય થયો, અને તે સુમુહૂર્ત સમયે આશ્રમ વાસી સર્વ તપસ્વી બ્રાહ્મણોને બોલાવી, પૂર્ણ ઉત્સાહથી વેદ શાસ્ત્રની મર્યાદાનુસાર સત્યવાનની સાથે દેવી સાવિત્રીનાં લગ્ન કર્યાં. તે પ્રસંગે અશ્વપતિ રાજાએ મોટાં મોટાં દાનો સુપાત્ર રૂષિ બ્રાહ્મણોને આપ્યાં. આ પ્રમાણે લગ્નનું કાર્ય નિર્વિઘ્ન પરિસમાપ્ત કરીને ચાર દિવસ રહી પોતાના નગર તરફ જવા માટે રાજા તત્પર થયા. તે સમયે સાવિત્રીની માતા માલવીએ સાવિત્રીને પાસે બેસાડી, સર્વ માતાઓને તથા સર્વ કન્યાઓને મનન કરવા યોગ્ય યથાર્થ સતી ધર્મ સમજાવીને ઉત્તમ ઉપદેશ કર્યો:-

## દેશી ગરબી.

---

**("અલબેલીરે અંબેમાત, જોવાને જઇએ" એ રાહ.)**

સદ્બોધ ગ્રહીને બેન, સમજી ચાલવુંરે,
શુભ શાંતિ સદનમાં બેન, સુખે મ્હાલવુંરે સદ્બોધ૦ ટેક.
ભણતરમાં ભૂલીશ નહિ બેની, સિધ્ધિ ન એથી પમાયરે;
સાચી વિદ્યા સમજણમાં છે, સમજણથી સુખ થાય-સમજી ચાલવુંરે૦
નિજ પતિને પરમેશ્વર માની, આજ્ઞા પાળી રહેવુંરે;
સત્ય મધુર વાણી ઉચરવી, કટુ વચન નહિ કહેવું-સમજી ચાલવુંરે૦
ગુરૂજનોની શુદ્ધ ભાવથી, સદૈવ સેવા કરવીરે;
અસંતોષ મનમાં રાખીને, કદી ! લાલસા ધરવી-સમજી ચાલવુંરે૦

અખંડ ઉત્તમ પતિ-પ્રેમ, રાખે તે સતી અતિ શોભેરે;
નિજ પતિમાં ઉણપ દેખી, પર સુખ પામર જન લોભે-સમજી ચાલવુંરે•
અંગે ભૂષણ સંગે દૂષણ, તેથી સારૂં મરવુંરે;
સદ્દગુણનાં શણગાર સત્ય છે, તેજ સજીને ફરવું-સમજી ચાલવુંરે•
ફેલ ફીતુર ફેકટ કરવાં નહિ. મનને પ્રસન્ન રાખીરે;
શાંતિ ધરવી કદી ન કરવી, ઉંઘ આળસની ઝાંખી-સમજી ચાલવુંરે•
લાજ અને મર્યાદા પાળી, મનના વેગને ખાળીરે;
સાચું ધન જે સતી ધર્મ તે, સાચવવો સંભાળી-સમજી ચાલવુંરે•
આ પતિવ્રતાનો પરમ ધર્મ જે, કદી નહિ વિસારોરે,
**દીનાનાથના** નાથ મળેને, સફળ થાય જન્મારો-સમજી ચાલવુંરે•

હે. પુત્રી ! સ્ત્રીનો પરમ ધર્મ એવો છે કે, પોતાના પતિને પરમેશ્વર સમાન જાણીને સદૈવ તેની આજ્ઞામાં રહેવું. અને એમજ સમજવું જોઇએ કે, પતિની આજ્ઞા લોપવી તે ખરેખર જગદીશ્વર ભગવાનની આજ્ઞા લોપવા જેટલું મહા પાપનું કામ છે. નાના અથવા મોટા કોઇ પણ મનુષ્યની સાથે બોલતી વખતે મધુર વાણી બોલવી, પણ કઠોર વચન કોઇ કાળે બોલવું નહિ. પતિના વડિલોની શુદ્ધ મનથી સેવા કરવી. થોડા કે ઘણા, હલકા કે ભારે જે કાંઇ વસ્ત્ર તથા આભૂષણો વિગેરે મળે તેથી સંતુષ્ટ રહી પ્રસન્ન ચિત્તે રહેવું, પરંતુ વિશેષ લાલસા રાખીને પોતાના મનને કે પતિના મનને ઉદ્વેગ કરવો નહિ. પતિને વિષે અવિચ્છિન્ન પ્રેમ રાખવો. એક કવિએ કહ્યું છે કે:—

**पति-प्रीति जा घट नहिं, सो घट घट कच जानी**
**थिर न रहैं जल-शील जिमि, ज्यों बालनी बीच पानी**

હે પુત્રી! જે સ્ત્રીને વિષે પતિ–પ્રેમ નથી, તે સ્ત્રી કાચા ઘડા જેવી જાણવી. જેમ ચાળણીમાં પાણી રહી શકતું નથી તેમ, પતિ–પ્રેમ વિનાની સ્ત્રીરૂપ કાચા ઘડામાં શીલ રૂપી ઉત્તમ જળ રહી શકતું નથી. માટે સદા અખંડ પ્રેમ રાખીને તું તારા સ્વામિની તનથી તથા ખરા મનથી સેવા કરજે. બોલતાં બોલતાં આંખમાંથી અશ્રુની ધારા વહે છે, અને કહે છે, બ્હેન! કુલીન સ્ત્રીનાં લક્ષણ એવાં છે કે, પતિના ઘરનેજ સૌથી સુંદર મહેલ જાણવો. પતિને ઘેર જે આહાર મળે તેજ સર્વોત્તમ ભોજન જાણવું, અને પહેરવા ઓઢવા તથા પાથરવાને જે મળે તે સર્વ શ્રેષ્ઠ સમજી સંતોષ વૃત્તિ રાખીને રહેવું. માટે હે સાવિત્રી! તું પણ આ પર્ણકૂટીને સુંદર રાજભવન સમજજે, પૃથ્વિને સુંદર શૈયા માનજે, કંદ મૂલાદિકનો આહાર ઉત્તમ ભોજન જાણજે અને વલ્કલ વસ્ત્રોને દિવ્ય વસ્ત્રો માની આનંદમાં રહેજે.

બેટા! સદા પ્રસન્ન મુખ રાખજે. અને મધુર તથા નમ્ર વચન બોલીને પતિ તેમજ સાસુ સસરાને પણ સદા પ્રસન્ન રાખજે. વળી હું તને ખાસ ચેતવણી આપું છું કે, તારા પતિ બહારથી ગમે તેટલા ખેદ યુક્ત આવે, તો પણ સેવા તથા મધુર સંભાષણથી સુખી કરી તેના ચિત્તના વિષાદનું વિસ્મરણ કરાવજે. પંડિતો કહે છે કે, "**तावत्कुलस्त्रीमर्यादायावल्लज्जावगुण्ठनम्**" જ્યાં સુધી સ્ત્રી લાજ-મર્યાદામાં રહે છે, ત્યાં સુધીજ તેની કુલીનતા છે. માટે, હે સાવિત્રી! કુળની મર્યાદા તજી નિર્લજ્જપણું વર્તવું

યોગ્ય નથી. વળી નિર્લજ્જ શબ્દો કદી પણ બોલવાં નહિ. અને પતિની પાસે કદાપિ એવી વાત કરતી નહિ, કે જેથી તેના મનમાં કિંચિત્ માત્ર પણ કલેશ થાય.

વ્હાલી બ્હેન! હમેશાં યાદ રાખજે કે, મનનો સ્વભાવ વીજળીના ચમકારા કરતાં પણ અધિક ચંચળ છે. જો સાવધ રહી મનના વેગને અટકાવવામાં આવે નહિ તો, તે ગમે ત્યાં વળી જાય છે. માટે સુજ્ઞ સ્ત્રીએ પોતાના મનને સદૈવ પતિની તથા તેના વડિલોની સેવામાંજ લગાડી રાખવું યોગ્ય છે.

**ऐश्वर्यस्य, विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो**
**ज्ञानस्योपशमः कुलस्य, विनयो, वित्तस्य, पात्रे व्ययः।**
**अक्रोधस्तपसः क्षमाबलवतां, धर्मस्य, निर्व्याजता**
**सर्वेषामपि, सर्वकारणमिदं, शीलं, परं, भूषणम्॥**

ઐશ્વર્યનું ભૂષણ સજ્જનતા છે, શૌર્યનું ભૂષણ વાણીનો સંયમ અર્થાત્ સત્ય તથા મધુર ભાષણ છે, જ્ઞાનનું ભૂષણ શાંતિ છે, કુલવાનનું ભૂષણ વિનય છે, દ્રવ્યનું ભૂષણ સત્પાત્રને દાન કરવામાં છે, તપનું ભૂષણ ક્રોધ નહિ કરવામાં છે, બલવાનનું ભૂષણ ક્ષમા છે, ધર્મનું ભૂષણ નિષ્કપટપણું છે અને સર્વ સદ્ગુણોનું ભૂષણ ઉત્તમ શીલ છે. માટે હે પુત્રી! સદૈવ ઉત્તમ શીલ રાખીને રહેજે. હે બ્હેન! કમલના પુષ્પને જળ ગમે તેટલું ઉથલાવે, તોપણ જળની ઉપરને ઉપરજ રહેવાનો જે પોતાનો ધર્મ છે તેને જેમ કમલનું પુષ્પ કદી પણ છોડતું નથી તેમ, તારા ઉપર ગમે તેટલી આપત્તિઓ આવી પડે, તોપણ તું તારા

સત્ શીલનો ત્યાગ કરતી નહિ. પ્રેમનો સંબંધ કાચના કંકણુ જેવો છે. અથવા તો કાચા કુંભ જેવો છે. માટે અતિ સાવધપણે તે સંભાળવો જોઇએ. નહિ તો તે તૂટયા પછી પાછો આગળના જેવો મજબૂત સંધાતો નથી. બહુધા કેટલીએક સ્ત્રીઓ પોતાના પતિની ગુપ્ત વાત મતિમંદ મૂર્ખ જનોને કહી દે છે. અને તે વાત ફેલાતાં ફેલાતાં પતિના કાન પર્યંત પહોંચે છે. એટલે વિરોધ થાય છે. માટે પતિની ગુપ્ત વાત કોઇને કહેવી નહિ. હે સાવિત્રી ! તું સઘળા શુભ ગુણોને ધારણુ કરનારી છે, અને સતી ધર્મની યથાર્થ જ્ઞાતા છે; તો પણુ મેં મારૂં કર્તવ્ય સમજીને આ ઉપદેશ તને કર્યો છે, તે લક્ષમાં રાખજે. અને હું તો હવે તને આ પર્ણકૂટીમાં મૂકીને જાઉં છું. એમ કહી સાવિત્રીનું આલીંગન કરતાં પાછું હૃદય ભરાઇ આવ્યું અને નેત્રમાંથી અશ્રુની ધારા વહેવા લાગી.

સાવિત્રીએ પણ ગદ્ગદિત થઇને માતાનું આલીંગન કર્યું, પોતાના વસ્ત્રના પલ્લવ વડે માતાનાં અશ્રુઓ લુછી નાંખ્યા. અને માતાના ચરણમાં નમન કરીને કહેવા લાગી:--

( રાગ-સારંગની દેશી. ગરબી. )

---

("મનમાને નહિ, સો ફેરા સમજાવું તોએ શું થાયરે" એ રાહ.)

ઓ માતાજી, સદ્બોધ દીધો તે કદીએ નહિ ભૂલાયજો;
સુખદાતાજી, પરમાનંદની પ્રાપ્તિ થઇ સમજાયજો—ઓ૦ ટેક.

જન્મદીધો તમે મુજને માડી, લાડ લડાવી મુને રમાડી,
ભાત ભાતનાં ભોજન જમાડી,
આભાર ભરી, મુને મોટી કરી, તે ઉપકારો મન માંયજો—ઓ૦ ૧
ઘણાં ઘણાં અપરાધો કીધાં, તો પણ તે નવ લક્ષે લીધાં,
મનોરથો પૂરણ કરી દીધાં,
કહું છું સાચું, ક્ષમાજ યાચું, બીજું શું મંગાયજો—ઓ૦ ૨
ગમતું નથી મા તને તજી દેવી, (પણ) વેદશાસ્ત્રની આજ્ઞા એવી,
સતીએ રહેવું પતિને સેવી,
પ્રસન્ન થઇને, આશીષ દઇને, જાઓ એમ કહેવાયજો—ઓ૦ ૩
કોને સુખ કોને દુઃખ કહેવું, જેમ પ્રભુ રાખે તેમ રહેવું,
દુખને પણ સુખ માની લેવું,
દુખહારક, સુખકારક, અનુપમ શાંતિથી સુખ થાયજો—ઓ૦ ૪
લાજ અને મર્યાદા પાળી, સતી-ધર્મ સાચો સંભાળી,
રહીશ અંહી આનંદે મ્હાલી,
સુખે પધારો, કહેતાં મારૂં અંતર અતિ ઉભરાયજો...ઓ૦ ૫

હે માતાજી ! તમે મને જન્મ આપ્યો છે, અને તમારા ખોળામાં રમત રમીને અનેક પ્રકારનાં ઉત્તમ લાડ કોડમાં આટલી મોટી થઇ છું, તે દરમ્યાન મારાં ઘણાં અપરાધો થયાં છે; પરંતુ તમે તે સર્વ અપરાધોની ક્ષમા કરીને મારા ઉપર અનંત ઉપકારો કર્યાં છે. હે માતઃ! જો કે તમારાથી છુટા પડવાનું મને જરા પણ ગમતું નથી; પરંતુ વેદ શાસ્ત્રની આજ્ઞા એવીજ છે કે, "સ્ત્રીએ પતિના ગૃહમાં વાસ કરીને પતિ-સેવા પરાયણ થવું " એજ પરમ શ્રેય-સ્કર ધર્મ છે. માટે હવે હું મારા સર્વ અપરાધોની ક્ષમા માંગીને તમને પ્રણામ કરૂં છું. મને પ્રસન્ન મનથી આશી-

વાદ આપો. એટલામાં અશ્વપતિ રાજા પણ ઘુમત્સેન પાસેથી આજ્ઞા લઇ ત્યાં આવ્યા. અને સાવિત્રીને યથાયોગ્ય બોધ આપ્યા પછી ઉભય માતા પિતાએ સાવિત્રીના મસ્તક ઉપર હસ્ત મૂકીને આશીર્વચન કહ્યું, “ હે સુપુત્રી ! દેવી સાવિત્રી માતા તથા સર્વ દેવતાઓ તારૂં સર્વ પ્રકારે કલ્યાણ કરો. અને તમે બંને ચીરંજીવી રહો.” એમ કહીને ઘુમત્સેન રાજા શલ્યા રાણી તથા સત્યવાન જામાતાને મળી, પુત્રી સાવિત્રીને તેમની સેવામાં સોંપી દઇને ત્યાંથી નીકળી અશ્વપતિ રાજા સર્વ સમાજ સહિત પોતાના નગરમાં આવ્યા.

માતા પિતાના ગયા બાદ સાવિત્રીએ પોતાના સાસુની પાસેથી વલ્કલ વસ્ત્રો માંગી લઇ પહેરવા માંડયા. તે સમયે સાસુ સસરાએ કહ્યું, “ હે સાવિત્રી ! આ શું કરે છે !! તારા સુંદર શરીરને કષ્ટ કેમ આપે છે ? તારૂં સુકોમળ અંગ વલ્કલ વસ્ત્રો સહન કરી શકશે નહિ. એ તો અમારા જેવા વનવાસીઓને પહેરવાના છે. તારા પિતાનાં ઉત્તમ વસ્ત્રો જે તારી પાસે છે, તે જ્યાં સુધી ચાલે, ત્યાં સુધી તે પહેરે તો શી હરકત છે ? અને પછી વળી જગતનું પાલન પોષણ કરનારા પરમાત્મા બીજાં આપશે. અમે તો ભાગ્યહીન વનવાસી થયાં છીએ ” આ પ્રમાણે સાંભળીને સાસુ સસરાના ચરણમાં નમન કરીને નમ્રતાથી સાવિત્રી બોલી, હે પરમ પૂજ્ય ગુરૂજનો ! પિતાના ઘરનાં વસ્ત્રો પહેરવાંમાં કાંઇ વાંધો નથી. પણ કુલવાન સતી સ્ત્રીને ઉચિત છે કે, તે ગમે તેવા પ્રતિષ્ઠીત કે શ્રીમંતની કન્યા હોય, તો પણ જ્યારે તે પોતાના પતિના ઘરમાં આવીને રહે ત્યારે, તેના સાસુ સસરા

તથા પતિ વિગેરે જેવાં વસ્ત્રાદિક ધારણ કરતાં હોય તેવાંજ તેણે પણ ધારણ કરવાં જોઇએ. વળી વનવાસીને ત્યાં મારાં લગ્ન થયાં એટલે હું પણ વનવાસીજ થઇ ચુકી છું. માટે વનવાસીને યોગ્ય વલ્કલ વસ્ત્રોજ ધારણ કરવાં જોઇએ. એમ કહી, સાસુ સસરાને પ્રસન્ન કરીને સતીએ આજ્ઞા લઇ વલ્કલ વસ્ત્રોજ પહેર્યાં. અને પિતાના ઘરનાં અમૂલ્ય વસ્ત્રો અગ્નિમાં બાળી નાંખ્યા.

સાવિત્રીને વલ્કલ વસ્ત્ર પહેરેલી જોઇને શૈબ્યા રાણીએ દ્યુમત્સેન રાજાને કહ્યું, હે સ્વામિન્! જેમ પૂર્ણ ચંદ્રને વિષે કાળી રેખા પણ તેની શોભામાં વધારો કરે છે, તેમ આપણી સાવિત્રીએ વલ્કલ વસ્ત્રો પહેર્યાં છે, તો પણ આગળના જેવીજ શોભાયમાન દેખાય છે. દ્યુમત્સેન બોલ્યા, હે પ્રિયે! સત્ય છે, દિવ્ય તેજસ્વીને જેવું હોય તેવું બધુંજ સારૂં દેખાય છે.

થોડાક દિવસ ગયા પછી દ્યુમત્સેન રાજાએ પુત્ર સત્યવાનને પોતાની પાસે બેસાડીને નીચે પ્રમાણે મનન કરવા યોગ્ય અતિ ઉત્તમ ઉપદેશ આપ્યો:—

## સત્યવાનને પિતાનો ઉપદેશ.

હે સુપુત્ર! તું ઘણો બુધ્ધિવાન્ તથા ગુણવાન્ છે, છતાં મારા ધર્મ પ્રમાણે હું તને જે ઉપદેશનાં વચનો કહું છું, તે ધ્યાનમાં રાખી તે પ્રમાણે ચાલશે તો તારૂં સર્વ પ્રકારે કલ્યાણ થશે.

नास्ति भार्या समो बंधुर्नास्ति भार्या समा गतिः ।
नास्ति भार्या समो लोके सहायो धर्म संग्रहे ॥
॥ शांतिपर्व ॥

સ્ત્રી છે તે પુરૂષનું અર્ધું અંગ છે, સ્ત્રી પુરૂષનો પરમ મિત્ર છે, અને આ જગતમાં ધર્મનો સંગ્રહ કરવામાં પુરૂષને સહાય કરનાર સ્ત્રી વિના બીજું કોઇ નથી. સ્ત્રી હોવાથીજ પુરૂષ શ્રીમંત કીર્તિમંત તથા પિતૃઋણમાંથી મુકત થાય છે; કેમકે આત્માથી આત્મા રૂપ પુત્રની પ્રાપ્તિ સ્ત્રીથીજ થાય છે.

स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।
स्वं च धर्मं प्रयत्नेन भार्यां रक्षन् हि रक्षति ॥
॥ मनु० अ० ९ ॥

જો યત્ન પ્રયત્ન પૂર્વક સ્ત્રીનું યથાર્થ રક્ષણ* કરવામાં આવે તો સ્ત્રીના રક્ષણવડે પુરૂષનાં સંતાન, આચાર, કુળ, પોતાનો ધર્મ અને સ્વયં પોતે એ બધાનું સારી રીતે રક્ષણ

* સ્ત્રીનું રક્ષણ કરવું, એમ કહેવામાં શાસ્ત્રકારોનો એવો અભિપ્રાય નથી કે, 'સ્ત્રીને ઘરમાં ગોંધીને દ્વાર બંધ કરી હમેશાં બારણે પહેરો ભરવો.' પણ હેતુ એવો છે કે, સ્ત્રીને સામાન્ય રીતે અંકુશમાં રાખવી, કે જેથી અન્ય પુરૂષોનો અધિક પરિચય કરે નહિ. અને સંસર્ગ રાખે નહિ. એથી પણ વિશેષ અંકુશમાં રાખવાનો અર્થાત્ સ્ત્રીનું રક્ષણ કરવાનો સત્ય સુગમ અને સુંદર ઉપાય એ છે કે, પતિ-ભકિત, સતી-ધર્મ, સત્સંગ, સદાચાર અને સતીઓનાં ચરિત્રોનું ઉત્તમ શિક્ષણ આપવું. અને સદા સંતુષ્ટ રાખવી, કે જેથી સ્ત્રી આપો આપ અંકુશમાં રહેશે અને રક્ષણ થશે.

થઇ શકે છે. માટે સુજ્ઞ પુરૂષે કોઇ પણ પ્રકારે પોતાની સ્ત્રીનો અનાદર કરી તેને અસંતુષ્ટ કરવી નહિ.

यत्र नार्यस्तु पूज्यंते रमंते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यंते सर्वास्तत्राफलाः क्रियाः ॥

॥ मनु० अ० ३ ॥

જે ઘરમાં સ્ત્રીઓનો યોગ્ય આદર સત્કાર થાય છે, તે ઘરમાં દેવતાઓ રમણ કરે છે; અર્થાત્ તે મનુષ્યનું ઘર દેવતાના ઘર જેવું શોભે છે. અને જે ઘરમાં સ્ત્રીઓનો યોગ્ય આદર સત્કાર થતો નથી, ત્યાંની શુભ ક્રિયાઓ પણ નિષ્ફળ થાય છે.

હે સત્યવાન ! સમજવાનું એ છે કે, જેમ સ્ત્રીને પોતાના કલ્યાણને માટે સતી-ધર્મનું પાલન કરવું પરમ આવશ્યક છે, તેમ ગૃહસ્થાશ્રમમાં રહેનારા પુરૂષોએ પણ પોતાના કલ્યાણને માટે સ્ત્રીઓનું યોગ્ય રીતે આદરસત્કાર રૂપ પૂજન કરવું જોઇએ. હે ભાઇ ! પૂજન એટલે ગંધ પુષ્પ ચઢાવીને ધૂપ દીપને નૈવેદ્ય ધરવાના નહિ, પણ આપણા ધર્મની અને કુળની મર્યાદાને અનુસરીને સ્ત્રીનું આદર સત્કાર રૂપ પૂજન કરવું જોઇએ.

शोचंति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम्।
न शोचंति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा ॥

॥ मनु० अ० ३ ॥

જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થઇ કલેશ કરે છે, તે કુળ શીઘ્ર નષ્ટ થઇ જાય છે. અને જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થઇ કલેશ કરતી નથી, તે કુળની સદા વૃદ્ધિ થાય છે.

સાચુંજ છે કે;--"सुमति जहां तहं संपति नाना, जहां कुमति तहं विपति निधाना" જ્યાં વૈર વિરોધ કજીયો કંકાસ હોય ત્યાં સુખ શાંતિ ક્યાંથી હોય?! ત્યાં તો ઐશ્વર્ય, ધર્મ, નીતિ, ભકિત, સ્વતંત્રતા અને સુખ આદિ સર્વનો નાશજ થાય છે. ખરૂં જોતાં અધોગતિનું મૂળ કારણ કલેશજ છે. અને કલેશ છે તેજ સાક્ષાત્ પાપરૂપ છે. માટે, જો પતિપત્ની કલેશ રહિત રહી પરસ્પર ધર્માનુકૂળ નિર્મળ પ્રેમવાળા હોય તો, ત્યાં સર્વ પ્રકારનું સુખ આપોઆપ આવી મળે છે.

अनुकूलात्ववाग्दुष्टा दक्षा साध्वी पतिव्रता।
एभिरेव गुणैर्युक्ता श्रीरिव स्त्री न संशयः॥

॥ दक्षस्मृति ॥

જો સ્ત્રી મન, વાણી અને શરીરથી પતિને અનુકૂળ હોય, જેની વાણી નમ્ર તથા મધુર હોય, જે ચતુર હોય, સદાચરણી હોય, સરલ સ્વભાવની પતિવ્રતા હોય તો, તે સદ્‌ગુણી સ્ત્રી નિઃસંદેહ સાક્ષાત્ લક્ષ્મી તુલ્ય છે. માટે સુજ્ઞ પુરૂષે ખરા કારણ વિના લક્ષ્મી સ્વરૂપિણી સદ્‌ગુણી સતી સ્ત્રીનાં અંતઃકરણને કદી કિંચિત્ માત્ર પણ દુઃખી કરવું યોગ્ય નથી.

तस्मादेताः, सदा पूज्या भूषणाच्छादनाशनैः।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च॥

॥ मनुस्मृति ॥

માટે સંસારમાં સુખ તથા ઐશ્વર્ય વિગેરેની ઇચ્છાવાળા પુરૂષોએ ઉત્સવ આદિ પ્રસંગે યથાશક્તિ આભૂષણ વસ્ત્ર

અને ભોજન દ્વારા સ્ત્રીઓનો સદા સત્કાર કરવો જોઇએ. અર્થાત્ પુરૂષે પોતાની શક્તિ અનુસાર સ્ત્રીનો સત્કાર કરવો, તેની સાથે પ્રિય ભાષણ કરવું અને નિષ્કારણ તેનો તિરસ્કાર કરવો નહિ.

હે સુપુત્ર! સ્ત્રી તો તને તારા સુભાગ્ય યોગે ઘણીજ સારી મળી છે; પરંતુ હું તને એટલું ખાસ લક્ષમાં રાખવા જેવું કહું છું કે, મહા પ્રતાપી રાજા અશ્વપતિની આ કન્યા કે જે ધર્મને જાણનારી કલ્યાણકારી અને લાભદાયક તને પ્રાપ્ત થઇ છે, તેને તું દુઃખી કરીશ નહિ. કેમકે જે પુરૂષ પતિવ્રતા સ્ત્રીનો અનાદર કરે છે, તે પુરૂષ આ લોકમાં દરિદ્રતા, રોગ વિગેરે અનેક આપત્તિઓથી ક્લેશિત રહે છે. અને તેને પરલોકમાં નાના પ્રકારનાં દુઃખ સહન કરવાં પડે છે. મોટા મોટા રૂષિમુનિઓ તથા ભગવાન્ વેદ વ્યાસજી પણ એમજ કહે છેઃ—

सद्वृत्तचारिणीं पत्नीं त्यक्त्वा पतति धर्मतः ॥

॥ व्यासस्मृति ॥

ઉત્તમ આચરણ વાળી સ્ત્રીનો ત્યાગ કરવાથી પુરૂષ ધર્મથી પતિત થાય છે, અર્થાત્ તે ધર્મથી ભ્રષ્ટ થઇ પાતકી થાય છે. વળી મહર્ષિ પરાશરજીનું એવું વચન છે કેઃ—

अदुष्टापतितां भार्यां यौवने यः परित्यजेत् ।

सप्तजन्मभवेत्स्त्रीत्वं वैधव्यं च पुनः पुनः ॥

॥ परासरस्मृति ॥

જે દુષ્ટ નહિ હોય તથા પતિત થએલી નહિ હોય, એવી પોતાની સ્ત્રીને જે પુરૂષ યૌવન અવસ્થામાં તજી દે છે, તે પુરૂષને સાત જન્મ સુધી સ્ત્રીનો અવતાર લેવો પડે છે. એટલુંજ નહિ પણ, વારંવાર વિધવાપણાનું અસહ્ય દુઃખ ભોગવવું પડે છે. હે સત્યવાન્! જો, સમજ. આપણા શાસ્ત્રોનાં કેવાં ઉત્તમ નિયમો છે! જે મનુષ્ય શાસ્ત્રના નિયમથી ઉલટો ચાલે, તે દુઃખી થયા વિના રહેજ નહિ. આ ઉપરનો નિયમ પણ ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે. વાત સાચી છે કે, જ્યાં કલેશ હોય છે, ત્યાં દુઃખજ હોય છે. અને જ્યાં કલેશ નથી, ત્યાં સદા સુખ તથા આનંદનોજ વાસ હોય છે. શ્રી મનુ ભગવાન્ કહે છે કેઃ-

संतुष्टो भार्यया भर्ता भर्त्राभार्या तथैव च।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम्॥

॥ मनुस्मृति ॥

જે કુળમાં પત્નીથી પતિ તથા પતિથી પત્ની નિત્ય સંતુષ્ટ થઇ પ્રસન્ન રહે છે, ત્યાં તેમનું અવશ્ય કલ્યાણ થાય છે.

स्वर्गेऽपि दुर्लभं ह्येतदनुरागः परस्परम्।
रक्तमेकं विरक्तं च ततः कष्टतरन्नुकिम्॥

॥ दक्षस्मृति ॥

પતિ પત્નીની પરસ્પર પૂર્ણ પ્રીતિ થવી સ્વર્ગમાં પણ દુર્લભ છે. અને પતિ કે પત્ની બેમાંથી એક પ્રેમી નહિ હોય તો, એથી વિશેષ મોટું દુઃખ બીજું કાંઇ નથી.

સંસારમાં જે પ્રેમ કેવળ સંસારી સ્વાર્થને માટે થાય છે, તે સ્થાયી નહિ હોવાથી નષ્ટ થઇ જાય છે. અને ધર્મનો મર્મ જાણીને જે પ્રેમ-પ્રીતિ થાય છે, તે સ્થાયી-નિત્ય હોવાથી જન્માંતરમાં પણ અટલ રહે છે. અને અંતે તે સ્ત્રી પુરૂષ એક રૂપજ થઇ જાય છે. અર્થાત્ દ્વૈત મટીને અદ્વૈત બ્રહ્મરૂપ થઇ જાય છે. માટે હે સત્યવાન્ ! આ બધી વાતો ધ્યાનમાં રાખીને સાવિત્રીનું મન કદી પણ દુઃખી કરીશ નહિ. સત્યવાને પણ તુરત પિતાના ચરણ કમલમાં વંદના કરીને કહ્યું કે, હે પિતાજી ! આપની આજ્ઞાનુસાર હું અવશ્ય વર્તીશ.

હવે સાવિત્રી સાસરામાં કેવી રીતનું યોગ્ય વર્તન રાખીને રહેલી હતી, તે જુઓ:--

## સતીએ વ્રત કર્યું.

(રાગ બિહાગ.)

ગુરૂજનોની સેવા કરતી, પતિ પરે અદ્દભુત ભક્તિ,
સ્વલ્પ સમયમાં તુષ્ટ કીધાં સૌ, મર્યાદાને નહિ તજતી—ગુરૂ•

સાવિત્રીએ અતિ ઉમંગથી ધર્મની બુદ્ધિ ધારણ કરીને સેવા કરવાથી સાસુ સસરાને તથા પતિને સંતુષ્ટ કરી દીધાં. પરંતુ “ પોતાના પ્રિયતમ પ્રાણનાથ સત્યવાનનું આજથી બરાબર એક વર્ષે મરણ થશે. ” એવું શ્રી નારદ મહાત્માના મુખનું જે વચન સાવિત્રીએ શ્રવણ કર્યું હતું, તે વચન સાવિત્રીના મનમાંથી લેશ પણ વિસ્મરણ

થયું નહતું. શયન કરતાં, ઉઠતાં કે બેસતાં કોઇ પણ સમયે સાવિત્રી તે વાત ભૂલી જતી નહોતી. તેથી તેનું મન ખિન્ન રહ્યા કરતું હતું. સતી સાવિત્રી નારદજીના કહેલા વચનનું નિરંતર મનમાં મનન કર્યા કરતી હતી. એક બે ત્રણ ચાર એમ મહિનાની ગણના કરતાં કરતાં દિવસોની ગણના પર વાત આવી લાગી. સતી સાવિત્રીએ દિવસોની ગણત્રી ઉપરથી જ્યારે જાણ્યું કે, આજથી ચોથે દિવસે સત્યવાન્ પતિનું આયુષ્ય પૂર્ણ થાય છે. ત્યારે સતીએ પતિની આજ્ઞા લઇ તેની પહેલાંના ત્રણ દિવસનું સૌભાગ્યવર્ધક વ્રતનો આરંભ કર્યો.

—પદ—



(રાગ-નટકેદાર તાલ ત્રિતાલ.)



ઉત્તમ વ્રતનો આરંભ કીધો,
સતી-ધર્મ સમજી સીધો—ઉત્તમ ટેક૦
કઠણ નિયમમાં તત્પર થઇ ગ્રહી, રાત દિવસ ઉપવાસ કરી રહી,
(તવ) ગુરૂજનોએ બોધ દીધો -ઉત્તમ૦ ૧
સમીપમાં તે પોતે આવી, ધન્ય વધૂ કહીને બોલાવી,
કહ્યું અતિ કઠણ શો નિયમ લીધો—ઉત્તમ૦ ૨

નિરાહાર રહેવાનો કઠણ નિયમ ધારણ કર્યો, તે જાણતાંજ સાસુ સસરાના મનમાં ખેદ થયો. તેથી પોતે જાતે પાસે આવીને બોલ્યા, હે સદ્ગુણી કુલવધૂ! તને ધન્ય છે! તું સૌભાગ્યવતી સતી સ્ત્રીને કરવા યોગ્ય ઉત્તમ

વ્રત કરે છે, તે જાણીને અમને આનંદ થયો છે, પણ તેનાં નિયમો ઘણાં કઠણ છે. છતાં હે રાજપુત્રી! "તું વ્રતના નિયમનો ભંગ કર" એવું અધર્મકારક વચન તો અમે તને કદી પણ કહી શકીશું નહિ. હવે તો અમે તને એટલુંજ કહીએ છીએ કે, "તું તારા વ્રતને નિર્વિઘ્નપણે સંપૂર્ણ કર." સસરાએ કહ્યું, "અરે પણ હું તને પૂછું છું કે, યુવાવસ્થામાં નિરાહાર ઉપોષણનો કઠણ નિયમ ધારણ કરીને આ વ્રત કરવાનું શું કારણ છે? તે તું મને નિઃશંકપણે કહે."

સાવિત્રી બોલી, "હે પરમપૂજ્ય ગુરૂજનો! સૌભાગ્યવતી સ્ત્રીઓને કરવા યોગ્ય આ કામ્ય વ્રત મેં કરવા માંડયું છે. હું એની સમાપ્તિ ચોથે દિવસે કરીશ. આ વ્રત ત્રણજ દિવસનું છે. તમે મારે માટે જરા પણ ચિંતા કરશો નહિ. વ્રતના કઠણ નિયમો હોવા છતાં તમારા શુભ આશીર્વાદથી હું વ્રત સંપૂર્ણ કરીશ." આ પ્રમાણે યોગ્ય ઉત્તર આપીને સમાધાન કર્યું. ત્યારે સાસુ સસરાએ પણ પ્રસન્ન થઇને '**निर्विघ्नमस्तु**' કહીને આશીર્વાદ દીધો. અને સતી સાવિત્રીએ ત્રણ દિવસ સુધી અતિ તીવ્ર તપશ્ચર્યા કરી.

**રાગ—નટકેદાર.**

---

શુભ પતિ નામ મુખથી જપતી,

પાહિ પાહિ બોલતી જતી—શુભ ટેક૦

કાષ્ટ પ્રતિમા સમ થઇ સતી પણ,
વૃત્તિ લેશે નથી ડગતી—શુભ ૧

શ્રી જગદીશ્વર પરમાત્માની ભાવનાથી પતિના નામનો અખંડ જપ કરતી નિરાહાર રહેવાથી કાષ્ટની પ્રતિમા જેવી સતી થઇ. તોપણ દિવ્ય તેજને ધારણ કરનારી સાવિત્રી અત્યંત તેજસ્વી દેખાતી હતી. એવી સ્થિતિમાં સતીએ ત્રણ દિવસ અને ત્રણ રાત્રિનો કાળ ગાળી નાંખ્યો. અને ચોથે દિવસે ઉષઃકાળમાં જલદી સ્નાનાદિકથી પરવારીને રૂષિ બ્રાહ્મણોને બોલાવ્યા, અને;—

દોહરા.

વ્રતની પૂર્ણતા આદરી, હોમ હવન કીધાં;
રૂષિ વિપ્ર ગુરૂજનને, નમીં આશીષ લીધાં.

વ્રતની સમાપ્તિ માટે કરવાં યોગ્ય હોમ હવનાદિ કર્મ કરીને સર્વ રૂષિઓને તથા સાસુ સસરાને પ્રણામ કર્યાં. અને બે હાથ જોડીને ઉભી રહી. એટલે સર્વ રૂષિ બ્રાહ્મણોએ સાવિત્રીને મંત્રાક્ષત અર્પણ કરીને શુભ આશીષ વચનો કહ્યાં:—

आयुर्बलं विपुलमस्तु सुखीत्वमस्तु
सौभाग्यमस्तु विशदा तव कीर्तिरस्तु ।
श्रेयोऽस्तु धर्ममतिरस्तु रिपुक्षयोऽस्तु
संतानवृद्धिरभिवांछितसिद्धिरस्तु ॥

હે સતી સાવિત્રી! તારૂં આયુષ્ય તથા બળ વધો! તું સુખી થાઓ! અખંડ સૌભાગ્યવતી થાઓ! તારી કીર્તિ

અચળ રહો ! તારૂં કલ્યાણુ થાઓ ! તારી ધર્મબુદ્ધિ સ્થિર રહો ! શત્રુઓનો નાશ થાઓ ! સંતતી પ્રાપ્ત થાઓ ! અને સકળ મનોરથોની સર્વ સિદ્ધિ ફળો ! !

પતિપરાયણા સાવિત્રીએ પણ 'તથાસ્તુ' કહીને રૂષિઓનાં આશીર્વાદ ગ્રહણ કર્યાં, અને દંડવન્નમસ્કાર કરીને નમી પડી. પછી બ્રાહ્મણો ગયા એટલે સાવિત્રી એકાંત સ્થાનમાં ગઇ. અને નારદજીના કહેલા વચન સંબંધી અનેક તર્ક કરવા લાગી. અરે ! મનમાં એનો એજ વિચાર કરીને ચિંતા કરવા લાગી.

રાજકન્યાને એકાંતમાં બેસી રહેલી જોઇને સાસુ સસરાએ પ્રેમથી કહ્યું, "હે ધર્મધારિણી વધૂ ! વિધિ પ્રમાણે તારૂં વ્રત નિર્વિઘ્નપણે સમાપ્ત થયું છે. માટે હવે પારણું કરો." સાવિત્રીએ ઉત્તર આપ્યો, "હે દયાળુ ગુરૂજનો ! મેં આ કામ્ય વ્રતનો આરંભ કરતી વખતે ચોથે દિવસે સૂર્યનો અસ્ત થયા પછીજ પારણું કરવાનો નિયમ લીધો છે. માટે સૂર્યાસ્ત પછીજ હું પારણું કરીશ." એ સાંભળીને સાસુ સસરા શાંત થયા. પણ સાવિત્રીનું ધ્યાનતો એક સરખી રીતે સત્યવાનમાંજ લાગી રહેલું હતું.

## સાચો પ્રેમ.

સતી તો સત્યવાનની ચેષ્ટા તથા ગતિનેજ જોયા કરતી હતી. એટલામાં સત્યવાન માતા પિતાની આજ્ઞા લઇ, પોતાના સ્કંધની ઉપર એક કુઠાર (કુહાડી [illegible]કીને, સમીધ તથા

ફળ લાવવા માટે વનમાં જવાને તૈયાર થયા. તે જોતાંજ, સાવિત્રી ઝટ પોતાના સ્વામિની પાસે દોડી ગઇ. અને તેના ચરણમાં મસ્તક મૂકીને આંખમાંથી અશ્રુની ધારા પાડતી ગદ્ગદિત સ્વરે કહેવા લાગી;

( રાગ-પરજ તાલ-ત્રિતાલ )

---

સ્વામિજી મુને મૂકી નહિ જશો,
" આજ તમારી સંગે આવીશ, અંદેશો નથી કશો-સ્વામિજી૦

હે સ્વામિન્! હે પ્રાણનથ! આજે મને આશ્રમમાં મૂકીને તમે વનમાં જશો નહિ. હે પ્રાણેશ્વર! આજે હું તમારી સાથેજ આવીશ. અને ખીલેલા વનની શોભા જોઇશ. હે પ્રભો! મને સંપૂર્ણ આશા છે કે, તમારી સાથે આવવાની મને ના કહીને આજે નિરાશ કરશો નહિ." આ પ્રમાણે સાંભળીને સત્યવાન બોલ્યા;--

( રાગ-ઉપરનો )

કલ્યાણી વિકટ વને દુખી થશો,
નિરાહારથી ગાત્ર શિથિલ છે, આશ્રમ વિષે વસો—કલ્યાણી૦
વનફળ લઇને શીઘ્ર આવું છું, જાઓ ખુશીથી ખસો-કલ્યાણી૦

"હે કલ્યાણી! હે પ્રિયે! મને સાથે લઇ જવામાં કાંઇ હરકત નથી; પરંતુ કંટક વિગેરેથી યુક્ત વિકટ વનમાં ચાલવાથી તારા શરીરને કેવળ કષ્ટ થશે. વળી ત્રણ દિવસ સુધી નિરાહાર રહીને ઉપોષણ કરવાથી તારા શરીરને શ્રમ તથા ગ્લાનિ થયાં હશે. માટે આજે તો તું આશ્રમમાંજ રહે.

હું હમણાંજ સ્વલ્પ સમયમાં વનફળ તથા સમિધ લઇને પાછો આવું છું. મારી વાત સમજીને શાંત થઇ જા. અને વન જોવા માટે અન્ય કોઇ દિવસે હું તને અવશ્ય મારી સાથે તેડી જઇશ." પતિનો ઉત્તર સાંભળીને અતિ દયાજનક મુખ મુદ્રા વાળી સતી સાવિત્રી નમ્રતાથી હાથ જોડીને બોલી;—

( રાગ-ઉપરનો )

સ્વામિજી મુને મૂકી નહિ જશો.

ઉપવાસથી શ્રમ કે ગ્લાની નથી, દુભાવીને નહિ જશો–સ્વામિજી૦
દીન દાસીની દયા ધરો પ્રભુ, શામાટે બહુ કસો–સ્વામિજી૦

હે નાથ! આજે મારી એવીજ ઇચ્છા છે કે, હું તમારી સાથે આવીશ. આજ દિન સુધી, આ દાસી આપની આજ્ઞામાં રહી છે, અને હવે પછી પણ આજ્ઞા વિરૂધ્ધ કદાપિ ચાલનાર નથી. પણ આજે મારી આટલી નમ્ર પ્રાર્થના કૃપા કરીને સ્વીકારો. અને મને તમારી સાથે આવવાની આજ્ઞા આપો. હે પતિરાજ! તમે સાથે છો, એટલે વનની વિકટતાનો મને કિંચિત્ માત્ર પણ ભય નથી. તેમજ ઉપવાસ કરવાથી મારા શરીરને જરા પણ ગ્લાનિ થઇ નથી. હે દયાળુ! હે પરમ કૃપાળુ! એટલું બોલતાં બોલતાં આંખમાંથી આંસુની ધારા પાડતી સતી સાવિત્રી પતિના પદ કમલમાં પડીને બોલી, હે નાથ! હે નાથ! મારી નમ્રયાચના છે કે, આજે મને મૂકીને અરે! મારા મનને દુ:ખી કરીને જશો નહિ! જશો નહિ!!!

સતીની શુધ્ધ ભક્તિએ, નિર્મળ પ્રેમે અને નમ્રવાણીએ

ાતિના હૃદયપર સચોટ અસર કરી. સત્યવાનનું મન પીગળી ગયું. પોતે પોતાના હસ્તકમલ વડે સતીનો હાથ ઝાલીને કેઠાડી. અને પ્રેમથી કહ્યું;--

" હું તારૂં મન ગમતું કરૂં, પણ માત પિતા જો કહે "
" આજ્ઞાવિણ લઇ જાઉં તો, કહે ઠપકો કોણ સહે "

હે સાધ્વી ! માતા પિતાની આજ્ઞા વિના જો હું તને મારી સાથે વનમાં લઇ જાઉં તો, મારા અમર્યાદ વર્તન માટે માતા પિતાનો ઠપકો સહન કરવો પડે. માટે જો માતા પેતા તને મારી સાથે આવવાની આજ્ઞા આપતા હોય તો ભલે આવ. મને ના નથી. એ પ્રમાણે સાંભળીને સાવિત્રી તુરત સાસુ સસરાની પાસે જઇ પ્રણામ કરીને વિનય પૂર્વક બોલી;--

## સાસુ સસરાએ પ્રસન્ન થઇને આજ્ઞા આપી.



### ( મરાઠી સાખી. )

સ્વામિજી વન વિષે જાય છે, યજ્ઞ-કાષ્ટને માટે;
મનમાં થઇ છે જવાની ઇચ્છા, વનમાં તેમની સાથે;
આજ્ઞા આપો હાં............માગું છું તમ પાસે---૧
પરણીને હું અંહીઆ રહી છું, એક વર્ષ લગભગથી;
ત્યાર પછી હું આશ્રમમાંથી. બહાર જરા ગઇ નથી;
વન ખીલ્યું છે હાં............જોવાની મુજમતી---૨

" હે પૂજ્ય ગુરૂજનો ! પરણીને અંહીઆ રહ્યા પછી હું કાંઇ બહાર ગઇ નથી. તેથી આજે મારા સ્વામિ વનમાં

ફળ વિગેરે લેવા જાય છે, તેમની સાથે જઇને વનની સુંદર શોભા જોવાની મારી ઇચ્છા છે. ત્રણ દિવસ સુધી નિરાહાર રહીને મેં વ્રત કર્યું છે. તેનું પારણું હજુ કર્યું નથી. તેવા શુભ યોગમાં સ્વામિની સાથે વનમાં જઇ વનદેવતાઓનાં દર્શન કરવાનો મારો મનોરથ છે. મને આશા છે કે, આપ દયાળુ મહાત્માઓ મને નિરાશ કરશો નહિ. માટે આજ્ઞા આપવા કૃપા કરો!" આવી સુંદર વાણી શ્રવણ કરીને પ્રસન્ન થએલા બંને સાસુ સસરાએ કહ્યું;—હે કલ્યાણકારિણી! જો કે તેં વ્રત કરેલું છે, તેથી અમારૂં મન તને આજ્ઞા આપવાની ના કહે છે, તોપણ વનદેવતાઓનાં દર્શન કરવાની તારી શુભેચ્છાનો ભંગ કરવો એ યોગ્ય નથી. એમ સમજીને, અમે તને પ્રસન્ન થઇને આજ્ઞા આપીએ છીએ. હે સાવિત્રી! તું સુખે તારા સ્વામિની સાથે વનમાં જા. માર્ગમાં સત્યવાનની સંભાળ રાખજે. અને જલદી પાછી આવજે. તે વખતે સાવિત્રીએ સાસુ સસરાને પ્રણામ કર્યાં, અને ઝટ સ્વામિની પાસે આવી. હસતી હસતી મુખ ઉપર આનંદ—ઉત્સાહ બતાવતી હતી; પણ આવી પડનારા ભયને લીધે અંતરમાં અત્યંત ખેદ કરતી કરતી પતિની સાથે વનમાં ચાલી.

## सतीनुं पति साथे वनमां प्रयाण.

वनं कुसुमितं श्रीमन्नदच्चित्रमृगद्विजम्।
गायन्मयूरभ्रमरं कूजत्कोकिलसारसम्॥

વિવિધ પ્રકારનાં પુષ્પોની સંપત્તિવાળું વન, કે જેમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં પશુઓ અને પક્ષીઓ શબ્દ કર્યાં કરતાં હતાં, મયૂરો તથા ભ્રમરો ગાયન કરતાં હતાં અને કોયલ તથા સારસાદિ પક્ષીઓ નાદ કરી રહ્યાં હતાં. એવાં સુંદર વનમાં ઉભય પતિ પત્ની પ્રેમથી ચાલે છે:--

**( સાદી ગરબીનો રાહ. )**

નાથ સંગ ચાલી સતી, સતી પ્રેમ પ્રીતિ સાથ;
અતી પ્રેમ પ્રીતિ સાથ, વારંવાર નીરખે નાથ—નાથ૦ટેક.

**સાખી**

'વન શોભા નીહાળતી, હસતી કરતી જાપ'
'મનમાં કંઇ કંઇ થાય છે, તીવ્ર તાપ સંતાપ'
રૂષિ વચન સ્મરી હરિ હરિ કહી, નમે જોડી હાથ—નાથ૦

વનની અનેક પ્રકારની સુંદર શોભાને અવલોકતાં બંને ચાલે છે. સત્યવાન આનંદ મગ્ન થઇને અનેક વાતો કહે છે. સાવિત્રી તે સાંભળતી જાય છે, અને ઉપર-ઉપરથી હસતું મુખ પણ રાખે છે; પરંતુ અંતરમાં તો નારદજીના કહેલાં વચનનોજ વિચાર ઘોળાયા કરે છે. વિચારમાં પડેલી અંતરમાં અતિ ખેદ કરતી, સતી પોતાના પતિની પાછળ પાછળ ધીમે ધીમે ચાલવા લાગી. અને મનમાં ને મનમાં બોલવા લાગી;-અરે! હે જગદીશ્વર! હે પરમેશ્વર! શું આ મનોહારિણી સગુણ મૂર્તિનું આયુષ્ય આજેજ પૂર્ણ થશે! શું આ ઉત્તમ અવતારનાં કૃત્યોની સમાપ્તિ આજેજ થઇ જશે! અરે શું ઉત્તમ જલાશયનું પ્રફુલ્લિત થએલું

આ સુંદર કમલનું પુષ્પ આજેજ નષ્ટ થઇ જશે ! અરેરે ! સુખના દિવસો તો વિદ્યુત્‌ના ચમકારાની પેરે તુરત ચાલ્યા ગયા ! અને આજનો દિવસ કેવો વજ્ર જેવો કઠોર લાગે છે ! હે પૃથ્વિમાતા ! શું આજેજ તું સત્યવાન જેવા સત્પુરૂષથી રહિત થઇ જશે ! ના, ના, મારૂં અંતઃકરણ મને સ્પષ્ટ ના કહે છે. ત્યારે શું નારદ જેવા દેવર્ષિ મહાત્માનું વચન મિથ્યા ઠરશે ?! ના, એમ કેમ કહી શકાય ! ત્યારે શું થશે !!! હે જગદીશ્વર પરમાત્મા ! હું તને પ્રણામ કરૂં છું. સતી આ પ્રમાણે વિચાર કરતી ચાલે છે. એટલામાં સત્યવાન પાછળ ફરીને સતીનો હસ્ત ગ્રહીને પ્રેમથી બોલ્યા;--

## સત્યવાનનું જ્ઞાન.



હે શોભને ! તું શું વિચાર કરે છે ? એ તો જગતના કર્તા શ્રી ભગવાનની લીલા છે. એ પ્રભુની લીલાનો પાર કોઇ પામ્યું નથી, ને કોઇ પામશે પણ નહિ. માટે હે પ્રિયે ! પ્રભુનાં થઇ પ્રભુને ભજવામાંજ ખરી મઝા છે.

### ( રાગ-ધાનાશ્રી )

શું કોઇ પામે પાર, પ્રભુનો શું કોઇ પામે પાર !!
પૃથ્વિ પાણી પવન બનાવ્યાં, ચંદ્ર સૂર્ય સુખકાર !-પ્રભુનો૦ ૧
સ્થલચર જલચર વિધ વિધ પ્રાણી, માનવી નરને નાર !-પ્રભુનો૦ ૨
કંચન જેવી કાયા કરી છે, કેવાં મૂકયાં દ્વાર !-પ્રભુનો૦ ૩
વિશ્વનાથનો વિચાર કરતાં, મનની પણ છે હાર-પ્રભુનો૦ ૪
**દીનાનાથ** જગનાથ દયાળુ, ભજ ભજ વારંવાર-પ્રભુનો૦ ૫

હે સતી ! જેણે મનુષ્યનો અવતાર પામીને, ઇશ્વર સંબંધી લેશ પણ વિચાર કર્યો નથી, અને યોગ્ય નિર્ણય સમજી લઇને જેણે પ્રભુના ભજનમાં પોતાના મનને લેશ પણ લગાડયું નથી, તે પામર મનુષ્યને ખરેખર ધિક્કાર છે.

( હરિગીત )

પલની ખબર પડતી નથી, એ વાતને જાણી નહીં,
ભવ સફળ કરવાની કદી, ચિંતા ઉરે આણી નહીં;
બાલ્યા યુવા વૃધ્ધા અવસ્થા, એમ વય વીતી ગયું,
જાણ્યા ન જો જગદીશ તો, માનવ થયા પણ શું થયું ?

હે શુભે ! જો, પેલાં મયૂર પક્ષીઓ પોતાનાં ચિત્ર વિચિત્ર રંગનાં પીંછાંઓને ફેલાવી કેવાં નૃત્ય કરે છે! જો, પેલી પુષ્પોની કયારીઓમાં થઇને જે નાની નાની નદીઓ વહે છે, તે કેવી સુંદર શોભાયમાન દેખાય છે, કે જાણે જ્ઞાની મહાત્માઓના મુખારવિંદમાંથી નીકળતું જ્ઞાન રૂપી અમૃત મુમુક્ષુઓનાં નિર્મળ અંતઃકરણમાં થઇને વહે છે ! ! હે પ્રિયે ! જો, આ સર્વ વૃક્ષો ટાઢ, તાપ અને વરસાદનાં અનેક દુઃખો સહન કરે છે, એક પગે સદૈવ ઉભા રહે છે, અને પોતાના પુષ્પ ફલાદિક વડે સર્વ જીવોના ઉપર યથાશકિત ઉપકાર કરીને તપસ્વી મહાત્માઓની પેઠે સર્વને કેવાં સુખ આપે છે ! હે સુંદરી ! જો, આ વૃક્ષો કેવાં ઝુકી રહ્યાં છે ! જાણે પોતાનાં મસ્તક નમાવીને લજ્જીત થઇ વિનંતી કરે છે કે, " અમારાથી જેવી જોઇએ તેવી તમારી યોગ્ય સેવા થઇ શકી નથી, માટે અમને ક્ષમા કરજો. " અરે ! એ વૃક્ષો પણ ધનવાન્ તથા નિર્ધન સર્વની ઉપર

એક સરખી પ્રીતિ રાખે છે, માન તથા અપમાન સાંખે છે, અને શત્રુ મિત્રનું ભાન ભૂલી જઇ રાગ દ્વેષ રહિત રહે છે. અને મોટા યોગીશ્વરોની પેઠે હમેશાં તપ કરે છે! મનુષ્ય થઇને પોતાનાં તન, મન અને ધન વડે યથા શક્તિ ઉપકાર કરી શકતાં નથી, તેઓનાં કરતાં આ વૃક્ષોનાં પરોપકારી જીવનને અધિક ધન્યવાદ ઘટે છે. હે ચંદ્રવદની! જો આ એક ચંદનના વૃક્ષને લીધે જેમ આખું વન સુગંધમય થઇ રહેલું છે, તેમ એક સત્પુરૂષ અથવા એક સન્નારી હોવાથી આખું કુળ શોભાયમાન થઇ રહે છે. હે ગૃહિણી! જો, પેલા વિવિધ પ્રકારનાં પક્ષીઓ સરોવરનાં સુંદર કમલનાં પુષ્પોની ઉપર કેવાં ગુંજાવર કરી રહ્યાં છે! વળી જો, પેલાં મોર, મેના, પોપટ, કોકીલ, બપૈયા, ચક્રવાક અને ચકોરી વિગેરે કેવાં મધુર ધ્વનિ કરી રહ્યાં છે! તે શ્રવણ કરવાથી ચિત્તને મોટો આનંદ પ્રાપ્ત થાય છે. હે પ્રિયે! સુજ્ઞ મનુષ્યને પણ ઉચિત છે કે, એજ પ્રમાણે સદા મધુર વચનો બોલીને સર્વનાં મનને આનંદ આપવો જોઇએ.

## સત્યવાનનું મરણ.



( રાગ કાલીંગડો. )

---

ઐસી સુંદર બાત કરત વો, ચલતે ચલતે થકિત ભયે;
એક બડા બટ બૃક્ષકી નીચું, સ્વલ્પ સમય દોઉ બૈઠ ગયે—ઐસી૦

એ પ્રમાણે આનંદમાં સુંદર વાતો કરતાં કરતાં સત્યવાન તથા સાવિત્રી બંને થાકી ગયા. તે વખતે એક મોટા વડના ઝાડને જોઇ, સત્યવાને કહ્યું, " હે ભામિની ! જો, આ વડનું ઝાડ કેવું વિશાળ છે ! એની છાંયા કેવી ઉત્તમ છે ! ચાલો જરા વિશ્રાંતિ લઇએ. " એમ કહીને બંને વટવૃક્ષની નીચે થોડો સમય બેઠા. પછી સાવિત્રીને કહ્યું કે, તું હવે આસ-પાસના વૃક્ષોની નીચે જે પુષ્પ તથા ફળ પડેલાં છે, તે સઘળાં એકઠાં કર. અને હું કાષ્ટ કાપી લાવું છું. એટલું કહીને કુહાડી વડે સત્યવાન કાષ્ટ કાપવા લાગ્યા.

સાવિત્રી પણ સ્વામિની આજ્ઞા પ્રમાણે ફૂલ પુલ વણવા લાગી; પરંતુ મનમાં ખેદ કરતી હતી કે, અરે ! હે પરમાત્મન્ ! શું આવો મોટો ગંભીર જ્ઞાનનો સમુદ્ર આજેને આજેજ શુષ્ક થઇ જશે ! અરે ! શું આવો મધુર વાણીનો સદુપદેશ પુનઃ શ્રવણ કરવાનો લાભ નહિ મળે ! ! શું આ ઉત્તમ સુખ તથા અનુપમ આનંદની આજેજ પરિસમાપ્તિ થશે ! શું તપસ્વી રૂષિ મુનિઓનાં તથા ગુરૂજનોનાં આશીર્વાદનાં વચનો ફલીભૂત નહિ થાય ! ! એ પ્રમાણે મનમાં ને મનમાં અત્યંત સંતાપ કરતી સાવિત્રીએ ઘણાં ફળ તથા પુષ્પો એકઠાં કરી, વૃક્ષની છાલની કોથળી બનાવી તેમાં ભરી દીધાં. અને સ્વામિની સામે જોઇ, સૂર્યની તરફ જોતાં અસ્તનો સમય સમજાયો. તેથી સાવિત્રીએ સ્વામિની પ્રાર્થના કરી કે, " હે સ્વામિન્ ! હે નાથ ! આટલાં કાષ્ટ બહુ છે. હવે ચાલો, જુઓ સૂર્યનો અસ્તાંગત સમય થયો છે. અને જો આપણે અહીં

ઘણો વિલંબ લાગશે તો, મારાં સાસુ સસરા મને ઠપકો આપશે. હે પ્રાણેશ! મારી વાત માનો, અને કૃપા કરીને ઉતરી પડો." સત્યવાને ઉત્તર આપ્યો કે, "કાષ્ટ કાપવા માંડયું છે, તે કાપી લઇને હું હમણાંજ નીચે ઉતરૂં છું. હવે બીજું કાષ્ટ નહિ કાપું." એમ કહી, કુહાર ઉંચકીને કાષ્ટની ઉપર જોરથી ઘા મારતાંજ સાથે, તે શુષ્ક કાષ્ટનાં બે કટકા તો થઇ ગયા. પણ એવું બન્યું કે, તેમાંનું એક કાષ્ટ ઉછળીને સત્યવાનના મસ્તકમાં જોરથી લાગ્યું. તેથી તેના આખા શરીરમાં ભારી વેદના થવા માંડી. તેજ વખતે સત્યવાન વૃક્ષ ઉપરથી નીચે ઉતરી પડયા. અને પડતા આખડતા સાવિત્રીની પાસે આવીને બોલ્યા.

**(રાગ પરજ. તાલ ત્રિતાલ)**

---

તે સતી પાસે આવીને વદ્યા
આકુળ વ્યાકુળ બહુ બન્યા...તે૦ ટેક.
થાય વેદના અંગે ભારી, સમજ નથી પડતી મુને નારી,
સુતું છે કહી સુઇ ગયા—તે૦ ૧
સાવિત્રી ત્યાં શીઘ્ર બેસી જઇ, પતિનું મસ્તક અંક વિષે લઇ,
પતિ પતિ કહી રડી પડયા—તે૦ ૨

અરે ઓ પ્રિયે! મારા મસ્તકમાં અત્યંત વેદના થાય છે, આખા શરીરમાં કંપ છૂટયો છે, અને સર્વાંગે દાહ ઉત્પન્ન થયો છે. મને બીજી કાંઇ સમજ પડતી નથી. હું થોડો વખત સુધી સુઉં છું, એમ કહીને સુઇ ગયા. તત્કાળ સાવિત્રીએ પતિનું મસ્તક ખોળામાં લીધું. અનેઃ–

## સાખી.

"નિજ પલ્લવથી પવન નાંખતી, જાણે એ જાગ્રત કરતી"
"પતિ પતિ કહી પોકારતી સતી, આક્રંદ કરતી અતિ ડરતી"

પોતાના વસ્ત્રના પલ્લવથી પવન નાંખીને સાવધ કરતી હોય તેમ બોલાવવા લાગી,

## સાખી.

"પણ સત્યવાન બેભાન પડયા છે, શું તે બોલે કે ચાલે"
"કાષ્ટ સમાન અવસ્થા થઇને, રહેજ શ્વાસ અંદર હાલે"

પણ સત્યવાન શું બોલે! સત્યવાન તો તદન બેભાન અવસ્થામાં કાષ્ટ જેવું કાષ્ટ થઇને પડી રહ્યા. તે જોઇને સતી સાવિત્રીના ગભરામણનો પાર રહ્યો નહિ. તે મહાસતી મુનિ મહારાજ નારદજીનું વચન યાદ કરી કરીને મુક્તકંઠે આક્રોશ કરવા લાગી.

## સાખી.

"તેજ દિવસ ને તેજ ક્ષણ, તેજ મૂર્ત તે કાળ"
"રૂષિ વચન સંભારતી, રડતી રાંકડ બાળ"

## સતીનો શોક.



### (રાગ પીલુ તાલ દીપચંદી.)

રે પ્રાણપતિ વનમાં ભય ભારી, એકલી નારી મુંઝાય તમારી
ઓ પતિ ઓ પતિ રહેજ તો બોલો, આ અબળા કેમ કરો અકારી—રે૦ ૧
સાધુ પુરૂષને શોભે ન આવું, મધુર વચન બોલો સુખકારી—રે૦ ૨

હે પ્રાણેશ! આ દીર્ઘ નિદ્રમાંથી ક્યારે જાગશો! મુને એકલીને આ નિર્જન વનમાં મોટો ભય લાગે છે. હે નાથ! આજે તમારૂં હૃદય આટલું બધું કઠોર કેમ થઇ ગયું! અરે પ્રાણનાથ! તમે કેમ બોલતા નથી! હે સ્વામિન્! શું તમે નિર્દય થયા! હમણાં થોડા સમય ઉપર તો સુંદર મીઠી મીઠી વાતો કરતા હતા! અને એટલામાં એવું શું થઇ ગયું! કે બોલતાજ નથી! આજ્ઞાધારિણી નિરપરાધી અબળા સ્રી ઉપર તમારા જેવા સત્પુરૂષે આટલા બધા રીસાઇ જવું યોગ્ય નથી. હે પતિ! લગ્ન વખતે તમે મારા પિતાને વચન આપ્યું હતું કે, 'હું તમારી પુત્રીનો ત્યાગ કરીશ નહિ' તે શું ભૂલી ગયા! માતા પિતા તથા રાજ્ય–ભવન વિગેરે સર્વ કાંઇ છોડીને, કેવળ તમારી પ્રીતિને માટેજ, તમારા ચરણનું શરણ લઇ વનમાં રહેવાનું સ્વીકાર્યું છે. અને તમે તો આજે નિષ્ઠુર થઇ ગયા હોય તેમ મારી સાથે બોલતા પણ નથી! અરે હે પ્રિય પતિ! તમારા ધર્મજ્ઞ વૃદ્ધ અંધ તથા દીન માતા પિતા આપણી પ્રતીક્ષા કરતાં ચિંતાતુર બેસી રહ્યાં હશે! હે પિતૃભક્ત! જો આ સમાચાર તેઓ જાણશે, તો તત્કાળ તેઓ તેમના પ્રાણનો ત્યાગ કરશે! હે નાથ! હવે હું શું કરૂં! ને ક્યાં જાઉં! સાસુ સસરાને પણ મારૂં હતભાગીનું મુખ શું બતાઉં! હે કરૂણાનિધે! જો મારો કાંઇ અપરાધ થયો હોય, તો મને દીન દાસી જાણીને ક્ષમા કરવો યોગ્ય છે. તમારા વિના આ અખિલ વિશ્વ મને શૂન્ય જેવું ભાસે છે. આ પ્રમાણે મહાસતી સાવિત્રી અનેક પ્રકારે શોક

કરતાં કરતાં વારંવાર પતિના મુખ તરફ જોતી હતી. પતિનું મુખ ગ્રહીને જાણે હમણાં સ્વામિ બોલશે એમ સમજીને બોલાવતી હતી. અને એટલી બધી રડતી હતી કે, તેના નેત્રમાંથી આંસુની ધારા નદીના પ્રવાહની પેઠે અખંડ વહેતી હતી. એટલામાં

## યમદેવતાનું આગમન.

(રાગ-ભીમપલાસી. દાદરો.)

એક મૂર્ત પછી તૂર્ત, દીઠા પુરૂષ દૂર એક
રક્ત વસ્ત્ર રક્ત નેત્ર, શુદ્ધ શ્યામ રંગ છેક-એક૦ ટેક.
પાશ લાવી ઉભો આવી, સત્યવાન પાસે દેહ
જોતાં માત્ર કંપ્યા ગાત્ર, જોડી હાથ બોલી નેક-એક૦ ૧

અત્યંત કૃષ્ણ વર્ણનો રક્ત નેત્રવાળો તથા રક્ત વસ્ત્રને ધારણ કરેલો, સૂર્ય જેવો તેજસ્વી અને જેણે હાથમાં પાશ લીધેલો છે એવો, એક ભયાનક પુરૂષ સામેથી આવતો દીઠો. જોત જોતાંમાં તે પુરૂષ સત્યવાનની પાસે આવીને ઉભો રહ્યો. તેને સતી સાવિત્રીએ પોતાના સતીત્વના પ્રભાવ વડે પ્રત્યક્ષ જોયો. જોતાંજ બરોબર તે ઘણી ગભરાઇ ગઇ. પરંતુ ધૈર્ય ધારણ કરી હાથ જોડીને નમ્ર વચન બોલી;--

### સાખી.

"મનુષ્ય જેવા નથી દીસતા, દેવ સમા દીસો મહારાજ"
"કૃપા કરીને કહો કોણ છો, અહીંઆ શું કરવું છે કાજ"

ત્યારે તે પુરૂષ બોલ્યો કે, હે સાધ્વી! તું સતી છે, માટે હું તારી સાથે બોલું છું. અને હું તને સત્ય વાત કેહું છું કે:-

સાખી.

" પતિનું આયુષ પૂર્ણ થયાથી, લેવા આવ્યો બાંધી લઇ "
"યમરાજા છું જાતે પોતે, સત્ય વાત સતી તુજને કહી "

યમરાજાનું બોલવું સાંભળીને સતીને હવે સંપૂર્ણ ખાત્રી થઇ કે, નારદજીનું વચન સાચું થયું છે. મારા પતિનું મરણ થયું છે. તેને લેવા માટે સાક્ષાત્ યમદેવતા પધાર્યા છે. પણ સતીએ પોતાના મનમાં વિચાર કર્યો કેઃ-

तावद्भयाद्धि भेतव्यं यावद्भयमनागतम्।
आगतं तु भयं वीक्ष्य प्रहर्तव्यमभीतवत्॥

જ્યાં સુધી ભય પ્રાપ્ત થયો નથી, ત્યાં સુધી આવી પડનારા ભયને લીધે ભય પામવો યોગ્ય છે; પરંતુ ભય પોતે પ્રત્યક્ષ સન્મુખ ખડો થયા પછી તો, કાયરતાનો ત્યાગ કરીને, આવેલા ભયમાંથી મુક્ત થવાનોજ પ્રયત્ન કરવો યોગ્ય છે. એમ વિચારી, સતીએ યમદેવતાને નમ્રતાથી પૂછ્યું:-

સાખી.

" શ્રવણ કર્યું છે દૂતો આવે, મનુષ્યને લેવા માટે "
" હે ભગવન્! સાચે સાચું કહો, કેમ પધાર્યા છો જાતે "

ત્યારે યમદેવતા બોલ્યા, " હે સાવિત્રી! આ તારા સ્વામિ સત્યવાન સ્વધર્મનું પાલન કરવામાં યથાર્થ નિષ્ઠા

વાળા તથા સદ્દગુણના ભંડાર છે. એટલુંજ નહિ પણ, તું તેની સ્ત્રી મહાન્ પતિવ્રતા છે. તેથી તેને લઇ જવાની યોગ્યતા મારા દૂતોમાં નથી, એમ વિચારીને હું પોતેજ એને લઇ જવા માટે આવ્યો છું." એટલું કહ્યા પછી તત્કાળ યમરાજે સત્યવાનના શરીરમાં રહેલા અંગુષ્ઠ માત્ર પુરૂષને કૃતાંતપાશ વડે કેદ કરીને બલાત્કારથી બહાર ખેંચી કાઢયો. સત્યવાનના શરીરમાંથી પ્રાણ નીકળી ગયા પછી, શ્વાસ બંધ પડી ગયો, તેની કાંતિ ઝાંખી થઇ ગઇ, અને તેનું શરીર સર્વ જાતની ક્રિયાઓથી રહિત અપ્રિય દેખાવનું થઇને પડયું. તે જોઇ, સાવિત્રી હાય હાયના પોકાર કરતી કારમી ચીસો પાડીને રૂદન કરવા લાગી. પણ ત્યાં નિર્જન અરણ્યમાં તેનું રૂદન કોણ સાંભળે!! યમરાજા તો સત્યવાનના અભિમાની જીવને લઇ દક્ષિણ દિશા તરફ ચાલતા થયા. ત્યારે તો સાવિત્રીના ગભરામણનો પાર રહ્યો નહિ. તો પણઃ-

### સાખી.

'જડ કાયા પડતી મેલી સતી, પતિ પાછળ પાછળ ચાલી'
'પતિ પતિ મુખ પોકારતી, ને વગાડતી કરની તાલી'

ધૈર્ય ધારણ કરનારી, નિત્ય નિયમો અને વ્રતાચરણો કરીને સિદ્ધ થએલી મહાન્ પતિવ્રતા સતીએ પોતાના પતિના જડ શરીરને તેજ ઠેકાણે પડતું મૂકયું, અને ચેતન પતિને લઇ જનાર યમરાજાની પાછળ પાછળ ચાલવા માંડયું. સતીને પાછળ પાછળ આવતી જોઇને યમ દેવતાએ કહ્યું;--

("શું કહું કથની મારી" એ રાહ)

સાચી તુજ બલિહારીરે...સાચી તુજ બલિહારી
પતિ ભક્તિ તેં અતી કરી છે, પરમ પુનિત વ્રત ધારી;
પતિ રૂણથી થઇ મુક્ત હવે જા, પાછી ઘર સંભારીરે–સાચી૦ ૧
અંહીથી જલદી ઘેર જઇ, ઉત્તર ક્રિયા કર સારી,
તેથી તુજ કલ્યાણ થશે, જા હિતની વાત વિચારીરે–સાચી૦ ૨

હે સાવિત્રી! તું પતિ સેવાના રૂણમાંથી મુક્ત થઇ છે. પાછળ આવવું જોઇએ તેટલે સુધી તું આવી ચુકી છે. સુજ્ઞજનો પણ અહીંથી પાછા હટે છે. માટે, હવે તું પણ અંહીથી પાછી ફર, અને તારા પતિના શરીરનો અગ્નિ સંસ્કાર કર, કે જેથી તારૂં પરમ કલ્યાણ થશે. તે વખતે સાવિત્રીએ યમરાજાને નમન કરીને હૃદયવેધક મૃદુ વચન કહ્યું;--

(આશાવરી–તાલ ત્રિતાલ.)

પિતાજી, હું નહિ પાછી વળું
તત્ત્વ વાતને કળું...પિતાજી૦ ટેક.
પતિની પુંઠે સતીએ જવું, એ સ્વધર્મથી કેમ ચળું–પિતાજી૦ ૧
દ્વૈત મટી અદ્વૈત થઇ હું, પતિ રૂપમાં ભળું–પિતાજી૦ ૨

ત્યારે યમદેવતા બોલ્યા:—

(રાગ ઉપરનો.)

સાચું, સમજી લે સતી નારી
તું માન શીખામણ મારી...સાચું૦ ટેક.

કોણ ગયું છે કોની સાથે, લે આ વાત વિચારી—સાચું૦ ૧
મોટા મોટા મથી થાકયા ત્યાં, કોણ તું નારી બિચારી -સાચું૦ ૨
આગળ કુંઠિત ગતિ થશે જ્યાં, નહિ પહોંચે પદચારી-- સાચું૦ ૩
ભૂલી પડશે રાન રખડશે, દશા થશે દુખકારી—સાચું૦ ૪
માટે સમજાવી કહું છું જા. પાછી ઘર સંભારી—સાચું૦ ૫

આ પ્રમાણે યમ દેવતાનાં વચનો શ્રવણ કરીને સતી બોલી;---હે પરમપૂજ્ય યમરાજ! આપ કહો છો કે, 'કોણ કોની સાથે ગયું છે?' તેનો તુ વિચાર કર. પરંતુ મેં તો વિચાર કરી રાખેલોજ છે કે, 'કોઇની સાથે કોઇ જતું નથી.' એ વાત જો કે સર્વથા સાચી છે; તોપણ સતીનો ખરો આત્મા તો પોતાનો પતિજ છે. અરે હે પિતાજી! પતિ તે ચંદ્ર છે, અને ચંદ્રિકા (ચંદ્રનો પ્રકાશ) તે સતી છે. એટલે જેમ ચંદ્ર જ્યાં જાય, ત્યાં તેની પાછળ ચંદ્રિકાનું અનુગમન થવું સ્વાભાવિકજ છે. તેમજ જ્યાં પતિ જાય, ત્યાં તેની પાછળ સતીનું અનુગમન થવું પણ સ્વાભાવિકજ છે. વળી હે મહારાજ! હું થાકી જઇશ, ને જ્યાં તેમે જશો ત્યાં, હું આવી નહિ શકીશ." એમ જણાવીને આપ મને પાછળ પાછળ આવવાની ના કહો છો. પણ હું પ્રતિજ્ઞાપૂર્વક સત્ય કહું છું કે;—

## ( આશાવરી-તાલ-તેવરા )

---

તપ વડે ભકિત વડે, વળી પતિ પ્રભુના પ્રેમથી;
શુભ કર્મ વડે તમ કૃપાવડે, શુભ ધર્મ વ્રત જપ નેમથી-તપ૦ ૧

મમ પતિ તણી ગતિ જયાં થશે, આવીશ હું ત્યાં ક્ષેમથી;
ચાલીશ હું થાકીશ નહિ, મારી ગતિ કુંઠિત નથી–તપ૦ ૨

હે પ્રભો ! જ્યાં મારા સ્વામિ જાય, ત્યાં મારે પણ જવુંજ જોઇએ. હું તેને છોડીને કદી પણ પાછી ફરનાર નથી. હે દેવ ! તમે મારા પિતા છો, અને હું તમારી કન્યા છું. માટે કૃપા કરીને તમે તમારા જમાઇને ઉઠાડો. ગુરૂ-ભકિત, રૂષિ બ્રાહ્મણોનાં આશીર્વચનો, પતિનો પ્રેમ અને આપની કૃપા અવશ્ય મારૂં કલ્યાણ કરશે. એવો મારા મનનો દ્રઢ નિશ્ચય છે. વિદ્વાનો પણ કહે છે કેઃ––

—ઓવી—

સપ્ત પાઉંલે સત્સંગતિ, ચાલતાં અનુગ્રહ સહજ સ્થિતિ,
સપ્ત જન્માચીં સનિશ્ચિતીં, પરિહરતી દુષ્ટ કર્મેં.

સત્પુરૂષની સાથે સાત પગલાં ચાલીએ, તો આપણા ઉપર અનુગ્રહ થાય છે. અને સાત જન્મનાં સઘળાં પાપ નાશ પામે છે. વળી એમ પણ કહેવાય છે કે, સત્પુરૂષની સાથે માત્ર સાત પગલાં ચાલવાથી મિત્રતા થાય છે. માટે હું આપને પ્રાર્થના પૂર્વક કાંઇ કહું છું, તે કૃપા કરીને શ્રવણ કરો.

## સતીનો યમદેવતા સાથે સંવાદ.



### ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા.



હે યમરાજ ! એક રીતે જોતાં વિચારતાં એમ સમ-

જાય છે કે, ત્યાગ કરતાં પણ ગૃહસ્થાશ્રમજ શ્રેષ્ઠ છે. ગૃહસ્થાશ્રમ જેવો કલ્યાણકારક મોક્ષનો માર્ગ અન્ય કોઇ નથી. ગૃહસ્થાશ્રમના ધર્મનું યથાર્થ પરિપાલન કરવાથી સર્વ કાંઇ સંપાદન થાય છે. માટેજ સુજ્ઞજનો ગૃહસ્થાશ્રમની ઇચ્છા કરે છે. વળી મોટા મોટા મહાત્માઓ પણ ગૃહસ્થાશ્રમનેજ મુખ્ય ગણે છે.

એ પ્રમાણે સતીનું બોલવું સાંભળીને યમદેવતા વચમાંજ બોલી ઉઠયા કે, હે સતી! આ તારૂં જ્ઞાન મિથ્યા છે. ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ નથી, પણ ત્યાગ શ્રેષ્ઠ છે. મોક્ષનો ખરો માર્ગ તો ત્યાગ છે. તેને બદલે તું ગૃહસ્થાશ્રમને મોક્ષનો માર્ગ કેમ કહે છે?

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम्॥

જ્ઞાનની પ્રાપ્તિને માટે કરેલા શ્રવણ મનનના અભ્યાસ કરતાં આત્માનું પરોક્ષ જ્ઞાન શ્રેષ્ઠ છે, એવા પરોક્ષ જ્ઞાન કરતાં આત્મસાક્ષાત્કારનો હેતુ નિદિધ્યાસન રૂપ ધ્યાન શ્રેષ્ઠ છે. એવું ધ્યાન જોકે સર્વથી શ્રેષ્ઠ છે, તો પણ કર્મોનાં ફળનો ત્યાગ તો ધ્યાન કરતાં પણ શ્રેષ્ઠ છે; કારણકે તે નિગ્રહ કરેલા ચિત્તવાળા પુરૂષને ત્યાગ વડે કરીને કોઇ પણ પ્રકારના વ્યવધાન (અટકાવ) વિના અજ્ઞાન સહિત સર્વ સંસારની ઉપશમ રૂપ પરમ શાંતિ શીઘ્ર પ્રાપ્ત થાય છે. એ વિષે શ્રુતિ ભગવતિનું પણ કથન છે કે;—

यदा सर्वे प्रमुच्यंते कामा येऽस्य हृदि स्थिताः।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते॥

જીવાત્માના હૃદયમાં રહેલી સર્વ કામનાઓ જે સમયે નાશ પામે છે, તેજ સમયે તે જીવાત્મા અમૃત રૂપ થાય છે. અને તે આ લોકમાંજ આ શરીરમાંજ બ્રહ્મ ભાવને પામે છે. માટે, ચોક્કસ સાબીત થાય છે કે, ત્યાગ એજ મોક્ષનો સત્ય માર્ગ છે. અને હે સતી! તું તો એમ કહે છે કે, ગૃહસ્થાશ્રમજ મોક્ષનો શ્રેષ્ઠ માર્ગ છે. માટે મને એમ લાગે છે કે, આ તારૂં જ્ઞાન મિથ્યા છે.

યમદેવતાનું બોલવું શ્રવણ કરીને સતીએ કહ્યું કે, હે પરમ પૂજ્ય મહારાજ! આપ તો સાક્ષાત્ ધર્મનું સ્વરૂપ મહા જ્ઞાની તથા મોટા દેવતા છો, અને હું તો અજ્ઞાન સ્ત્રી છું; તોપણ હું એટલું તો હિંમતથી કહી શકું છું કે, મેં જે કહ્યું છે, તે યોગ્યજ છે. આપ જેમ કહો છો તેમ, ભલે ત્યાગ શ્રેષ્ઠ હોય, પણ પ્રશ્ન એ છે કે, ક્યારે? જ્યારે યથાર્થ ત્યાગના સ્વરૂપમાં ત્યાગ હોય ત્યારે. નહિ તો કેવળ કાષાય કમંડલુ ધારણ કરવાથી કે મસ્તકનું મુંડન કરવાથી કાંઇ ત્યાગી સન્યાસી થઇ શકાતું નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે;—

**देहन्यासो हि सन्यासः नैव काषाय वाससा ।**
**नाहं देहो महात्मेति निश्चयो ज्ञानलक्षणम् ॥**

દેહાભિમાનનો વાસ્તવિક નાશ, તેનું નામ યથાર્થ ત્યાગ સન્યાસ છે; પણ કાંઇ ભગવાં ધારણ કરવાથી ત્યાગી સન્યાસી થઇ શકાતું નથી. હું દેહ રૂપ નથી, પણ હું તો સચ્ચિદાનંદ સ્વરૂપ છું. એવો જે દ્રઢ નિશ્ચય તે યથાર્થ

જ્ઞાનનું લક્ષણ છે. એવા પરમ તત્વરૂપ જ્ઞાનની પ્રાપ્તિ નહિ કરતાં જો કેવળ બહારનોજ વેષ ધારણ કરવામાં આવે, અને અંતરમાં દુષ્ટ વાસના હોય તો, તે ત્યાગને સાચો ત્યાગ કહી શકાતો નથી. તેમજ તેવો ત્યાગ કશા કામમાં પણ આવતો નથી. એટલુંજ નહિ, પણ એવો મિથ્યા ત્યાગ તો કેવળ નરકનીજ પ્રાપ્તિ કરાવનાર છે. કેમકે દુષ્ટ વાસનાને લીધે દુષ્ટ સંકલ્પો ખડા થાય છે. અને

अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥

અનેક પ્રકારનાં ચિત્તના દુષ્ટ સંકલ્પો વડે નાના પ્રકારની ભ્રાંતિ યુકત થાય છે. પછી મોહ રૂપી જાળમાં જકડાઇને વિષય ભોગોમાં અત્યંત આસક્ત થવાંથી તેઓ અંતે અપવિત્ર નરકમાંજ પડે છે. મહાત્માઓ કહે છે. કેઃ--

मुण्डी, जटी, वल्कलवांस्त्रिदंडी कषायवासा व्रतकर्शिताङ्गः ।
त्यक्तैहिको वा यदि नाप्तत-त्वस्तदा तु तस्योभयमेव नष्टम् ॥

ગૃહસ્થાશ્રમના ધર્મકર્મો છોડી દઇ ત્યાગ ગ્રહણ કરીને, કોઇ મસ્તક મુંડાવે, કે જટા ધારણ કરે, કે વલ્કલ પહેરીને વનવાસી થઇ રહે, કે દંડ ધારણ કરે, ભગવાં પહેરે, કે અનેક પ્રકારનાં વ્રતાદિક વડે શરીરને શુષ્ક કરી નાંખે, તો ભલે, પણ જો તે ત્યાગી, પરમ તત્ત્વ રૂપ યથાર્થ આત્મસાક્ષાત્કાર કરતો નથી, તો ગૃસ્થાશ્રમનાં ધર્મકર્મો કરવાને અધિકાર રહિત થઇ ગએલો હોવાથી

બેઉ બાજુએથી રખડે છે. અને અતોભ્રષ્ટ તથા તતોભ્રષ્ટ થઇ દુઃખી થાય છે. વાત એવી છે કે, ભેદભાવનો નાશ કરવો એ બહુ અઘરૂં કામ છે. અને જ્યાં સુધી ભેદ ભાવનો નાશ થતો નથી, ત્યાં સુધી યથાર્થ રીતે બ્રહ્મનો સાક્ષાત્કાર અખંડ થતો નથી.

### "જ્યાં બ્રહ્મ છે, ત્યાં ભેદ નથી?"



### "જ્યાં ભેદ છે, ત્યાં બ્રહ્મ નથી?"

પતિતપાવિની ગંગાજીના કિનારા પર કોઇ સોમેશ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે બ્રાહ્મણ ઉત્તમ જ્ઞાની હતો. અને માની તથા અભિમાની પણ હતો. તે બ્રાહ્મણ એક દિવસ વેદાંત શાસ્ત્રનો કોઇ ગ્રંથ વાંચતો હતો. વાંચતાં વાંચતાં એક શ્લોક વાંચવામાં આવતાંજ તેનું ધ્યાન ખેંચાયું. તે શ્લોક એવો હતો કે;—

> न मे मृत्युशंका न मे जातिभेदः ।
> पिता नैव मे नैव माता न जन्मः ॥
> न बंधुर्न मित्रं गुरुर्नैव शिष्य ।
> चिदानंदरूपः शिवोऽहं शिवोऽहम् ॥

મને મરણની શંકા નથી, મને જાતિનો ભેદ નથી, કોઇ પિતા નથી, અને મને જન્મ નથી, તો મારા માતા પણ ક્યાંથી હોય? મને કોઇ સગું નથી, મારો કોઇ ગુરૂ નથી ને મારો કોઇ શિષ્ય પણ નથી; કારણ કે હું તો કેવળ સચ્ચિદાનંદ સ્વરૂપ છું.

આ શ્લોક તે બ્રાહ્મણે વાંચીને સમજી લીધો, અને વારંવાર મોટેથી બોલવા લાગ્યો કે;--આહાહા! કેવો ઉત્તમ શ્લોક છે!! સાચુંજ છે કે, આત્માને મરણ નથી. માટે મરણની શંકાજ રાખવી નહિ. વળી આત્માનો કોઇ વર્ણ નથી. માટે જાતિભેદ પણ માનવોજ નહિ. અને આત્માને જન્મ નથી. એટલે જન્મજ માનીએ નહિ, તો માતા પિતાને કેમ માની શકાય!! જો સર્વત્ર પોતેનો પોતેજ આત્મા છે, તો પછી કોણ સગું ને વહાલું! કોણ મિત્ર ને કોણ ભ્રાતા! ને કોણ ગુરૂ ને કોણ શિષ્ય હોઇ શકે?! કોઇજ નહિ. અરે હું તો સચ્ચિદાનંદ પરમાત્મા શિવનું રૂપ છું. સમજવાનું એ છે કે, ભેદભાવ તદન તજી દેવો જોઇએ. કારણ કે "**જ્યાં બ્રહ્મ છે ત્યાં ભેદ નથી**" અંતમાં નિશ્ચય કર્યો કે, "આ સમગ્ર સંસાર સ્વપ્ન જેવો કેવળ મિથ્યા છે. ઝાંઝવાનાં જળ જેવો જે અસત્ય છે, તે અજ્ઞાનીને સત્ય જેવો ભાસે છે. તેથી અજ્ઞાનીઓ આ સંસારમાં મોહ પામે છે. પણ સાચી વાત તો એજ છે કે, આ બધો સંસાર ખોટો છે. માટે હવે મારે તો સંસારની તમામ ખટપટ છોડી દઇને ત્યાગી સન્યાસી થવું જોઇએ. અને જગતમાં સર્વત્ર ફરીને, ભેદભાવવાળું દ્વૈતનું જ્ઞાન નાશ કરી દઇ, અભેદ અદ્વૈત તત્ત્વના જ્ઞાનનો ઉપદેશ કરીને સર્વ લોકોને યથાર્થ સમજાવવું જોઇએ કે, '**જ્યાં બ્રહ્મ છે ત્યાં ભેદ નથી.**' અને જો મારા જેવો સમર્થ વિદ્વાન્ સન્યાસી થઇને જ્ઞાનનો ઉપદેશ કરશે, તો બધા લોકો અભેદ જ્ઞાની થવાથી દ્વૈતનો બધ-

ડોજ પતી જશે. એટલુંજ નહિ પણ, જગતમાં મારી પૂજ્યતા કેટલી બધી વધી જશે! અને લોકો મને ઘણુંજ માન સન્માન આપશે. માટે બસ, હવે તો એજ નિશ્ચય કે સન્યાસી થવું."

પોતાના કરેલા નિશ્ચય પ્રમાણે સંન્યાસી થવા માટે કાશીક્ષેત્રમાં જઇ કોઇ સન્યાસી મહાત્માની પાસેથી તેણે સન્યસ્તની દીક્ષા ગ્રહણ કરીને "**અદ્વૈતાનંદ**" નામ ધારણ કર્યું. હવે તે અદ્વૈતાનંદજી મહાત્મા યથેચ્છ વિચરવા લાગ્યા. અને લોકોને ઉપદેશ કરવા લાગ્યા. તેમાં ખાસ કરીને એવુંજ બોલતા હતા કે "**બ્રહ્મને ઓળખો. બ્રહ્મને ઓળખો. બ્રહ્મ ભેદ રહિત છે, "જ્યાં બ્રહ્મ છે, ત્યાં ભેદ નથી." એટલું અવશ્ય સમજી લઇને બ્રહ્મભાવ ધારણ કરો. અને ભેદભાવ તજી દો.**"

અદ્વૈતાનંદજીની વિદ્યા, તેમનું જ્ઞાન અને તેમની યુક્તિયુક્ત ભાવ–ગંભીર ઉપદેશ–શૈલી જોઇને મોટા મોટા પંડિતો પણ મુગ્ધ થઇ જતા હતા. તેથી તે મહાત્મા જ્યાં જ્યાં જતા હતા, ત્યાં ત્યાં સર્વ સ્થળે ભીક્ષાનાં તો તેડાં પર તેડાં આવ્યાંજ કરતા હતાં. અને હજારો લોકો તેમનાં ચરણમાં પડી, મહારાજ મહારાજ કહીને ઘણું માન સન્માન આંપતા હતા. જેમ જેમ માન મળતું ગયું, તેમ તેમ અભિમાન પણ વધતું ગયું. અને માનની તૃષ્ણા અત્યંત વેગ યુક્ત પ્રબલ થતી ગઇ. અંતે તે સન્યાસીને માનની તૃષ્ણા એટલે સુધી વધી ગઇ કે;—એક દિવસ તેઓ સુતા સુતા પોતાના મનને પ્રશ્ન પૂછવા લાગ્યા, કે હવે, હું એવું શું

કરૂં, કે જેથી મને આ કરતાં પણ અધિક માન મળે? અને મોટા સત્પુરૂષો પણ મને નમે? વિચાર કરતાં કરતાં એવો નિશ્ચય થયો કે, "બસ દંડ કુમંડલનો ત્યાગ કરી દેવો, લંગોટી સુદ્ધાં પહેરવી નહિ, બોલાવે તો બોલવું નહિ, અભેદ સ્વરૂપ દિગંબર પરમહંસ બનીને ઇચ્છા પ્રમાણે ફરવું, કોઇ ખવરાવે તોજ ખાવું, નહિ તો ભુખ્યાજ પડી રહેવું, અને મલમૂત્રનું વિસર્જન પણ ગમે ત્યાં કરવું. જો એમ કરીશ, તો નકકી જગતમાં મારો ત્યાગ બહુ વખણાશે, લોકમાં મારી બહુ મોટી ખ્યાતિ થશે. અને મોટા મોટા મહાત્માઓ પણ મને નમશે." આવો નિશ્ચય કરીને તે સન્યાસીએ દંડ કમંડલ તથા લંગોટી વિગેરે સર્વનો ત્યાગ કરી દીધો, દિગંબર થઇ ઇચ્છા પ્રમાણે ફરવા લાગ્યા, કોઇ ખવડાવે તો ખાતા, નહિતો ભુખ્યાજ પડી રહેતા હતા. અને મલમૂત્રનું વિસર્જન પણ ગમે ત્યાં કરી દેતા હતા. એમ કરવાથી જગતના લોકોમાં તે અદ્વૈતાનંદ મહાત્માના ત્યાગની મોટી ખ્યાતિ થઇ. જ્યાં એ મહાત્મા જતા, ત્યાં લોકોનાં ટોળેટોળાં તેમનાં દર્શન કરવા માટે આવતા હતા. લોકો ઉત્તમ ભોજનો ખવરાવતા હતા. અને અનેક લોકો અનેક પ્રકારે પ્રશ્નો પૂછીને બોલાવતા હતા. ત્યારે તેઓ "**જ્યાં બ્રહ્મ છે, ત્યાં ભેદ નથી.**" એ એકજ વાકય વારંવાર બોલતા હતા. જેથી સર્વ લોકો માનતા હતા કે, આ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ મહાત્મા છે.

એ પ્રમાણે ફરતાં ફરતાં એક નગરમાં તે મહાત્મા આવી પહોંચ્યા. નગરમાં પેસતાંજ એક સુંદર તળાવ

હતું. તે તળાવને કિનારે એક વિસ્તીર્ણ શાખાવાળું સુંદર વટવૃક્ષ હતું. તેની નીચે તેઓ બેઠા. વિજળીને વેગે લોકોમાં ખબર પડી, કે તુરત લોકનાં ટોળેટોળાં મહાત્માનાં દર્શન કરવા આવવા લાગ્યા. આખા નગરમાં વાત ચાલી કે, "એક કોઇ મહાન્ ત્યાગી પધાર્યા છે. જેઓ પોતાની પાસે એક સૂતરનો તાર પણ રાખતા નથી! જો કોઇ ખવરાવે છે, તોજ ખાય છે! નહિ તો જેને ખાવાની પણ પરવા નથી! મલમૂત્રનો ત્યાગ કરવાનું પણ જેને ભાન નથી! એવા એ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ ત્યાગી મહાત્મા છે." જેમ જેમ આ વાતની લોકમાં ખબર પડતી ગઇ, તેમ તેમ લોકો દર્શન કરવા આવતા, ખવરાવતા, અને જ્યારે બોલાવતા ત્યારે, "**જ્યાં બ્રહ્મ છે, ત્યાં ભેદ નથી.**" એટલુંજ માત્ર તેઓ વારંવાર કહી દેતા હતા. આ બધા સમાચાર ત્યાંના રાજાને મળ્યા, કે તુરત તે રાજા પણ ત્યાં ગયા. અને મહાત્માનો ત્યાગ જોઇને રાજા પણ અત્યંત પ્રસન્ન થયા. રાજાએ પોતાની મુખ્ય રાણી કે જે મહા જ્ઞાની તથા ચતુર હતી, તેને વાત કહી. રાણીએ રાજાને કહ્યું કે, જો તમે મારી સાથે આવો, તો એકવાર આપણે બંને સાથે જઇને તે મહાત્માનાં દર્શન કરીએ. રાજાએ હા કહી. એટલે રાજા અને રાણી બંને એક થાળમાં પૂજનનાં પદાર્થો તથા બીજા થાળમાં ભોજનનાં પદાર્થો લઇને મહાત્માની પાસે આવ્યા. પ્રથમ તેમનું દર્શન કર્યું, પછી તેમનું પૂજન કર્યું, દંડવન્નમસ્કાર કર્યા, અને સન્મુખ બેઠા પછી, રાણીએ હાથ જોડીને નમ્રતાથી પૂછ્યું,

"હે કૃપાળુ મહાત્મન્! આપ કોણ છો? આપ કયાંથી આવો છો? અને આપ શું કરવા ધારો છો?" એ પ્રમાણે પ્રશ્ન પૂછીને રાણી બોલતી બંધ થઇ, તે વખતે તો તે કાંઇ પણ બોલ્યા નહિ; પરંતુ પાંચેક ક્ષણ ગયા પછી, તે મહાત્મા એકદમ મોટેથી બોલી ઉઠ્યા કે, "**હું બ્રહ્મ છું હું બ્રહ્મ છું. જયાં બ્રહ્મ છે ત્યાં ભેદ નથી**" એટલું બોલીને મહાત્મા ઉઠ્યા, આમ તેમ ફરવા લાગ્યા, ને બે ચાર આંટા મારીને, તે મહાત્મા એકદમ આવીને રાણીના ખોળામાંજ બેસી ગયા. તે જોઇ, રાજાએ રાણીને કહ્યું કે, જોયું? કેવો અદ્ભુત ત્યાગ છે!! જેનો સ્ત્રી પુરૂષનો ભેદ પણ નાશ પામ્યો છે! હે પ્રિયા! હવે આપણે બંને એમને ભોજન કરાવીએ. એમ કહીને ભોજનના પદાર્થોનો થાળ પાસે લઇ, રાજા તથા રાણી બેઉ વારાફરતી મહાત્માને ખવારવા લાગ્યા.

એ પ્રમાણે થોડુંક ખાધા પછી, તે મહાત્માએ રાણીના ખોળામાંજ બેઠા બેઠા મલમૂત્રનો ત્યાગ કરી દીધો. તે વખતે રાણીના હાથમાં જે કોળીયો હતો તે કોળીયો હાથમાંજ રાખીને રાણી પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, શું આ ત્યાગ સાચો હશે? લાવ પરીક્ષા કરૂં. એમ વિચાર કરીને હાથમાંનો કોળીયો ખવરાવ્યો, તે ખાઇ ગયા. પછી રાજાએ એક કોળીયો ખવરાવ્યો, તે પણ ખાઇ ગયા. તે જોયા પછી, રાણીએ મિષ્ટાન્ન પદાર્થનો એક કોળીયો હાથમાં લઇ, મહાત્માએ ત્યાગ કરેલું જે પોતાના ખોળામાં નરક પડેલું હતું તેમાં બોળીને. તે વિષ્ઠાવાળો

કોળીયો મહાત્માના મુખ આગળ ધર્યો. કે તુરત મહાત્માએ વિષ્ઠા જોઇને પોતાનું મુખ ફેરવી નાંખ્યું. તે જોઇને રાણી બોલી કે, હે મહાત્મન્ ! હવે કેમ ખાતા નથી ? શું આપ એટલી થોડી વારમાંજ ભૂલી ગયા કે, "**જ્યાં બ્રહ્મ છે, ત્યાં ભેદ નથી !!**" ત્યારે શું આપ એમ માનો છો, કે "**જ્યાં બ્રહ્મ છે, ત્યાં પણ ભેદ છે ?**" આપનું માનવું જો સાચું છે કે, "**જ્યાં બ્રહ્મ છે, ત્યાં ભેદ નથી.**" તો પછી આ ભેદ કયાંથી આવ્યો !!? હવે તો ખાવુંજ પડશે, લ્યો-ખાઓ ! એમ કહીને, તે વિષ્ઠાવાળોજ કોળીયો પાછો મુખ આગળ ધર્યો; પણ મહાત્માએ તો પાછું પોતાનું મુખ ફેરવીજ નાંખ્યું. તે જોતાંજ સાથે, તે રાણીએ તે ઢાંગી મહાત્માને એક ધકકો મારીને ખોળામાંથી નીચે નાંખ્યા, અને જોરથી એક લપડાક મારીને કહ્યું કે, રે દુરાત્મન્ ! મિથ્યા જગતને કેમ ઠગે છે ? મુખથી બોલે છે કે, "જ્યાં-બ્રહ્મ છે, ત્યાં ભેદ નથી" અને ભેદ તો તારામાં ભરપૂર ભરેલો છે ! અરે ! આ મિષ્ટાન્ન છે, અને આ વિષ્ઠા છે. એવો ભેદતો હજુ તારામાં કાયમ છે, તો પછી મારા ખોળામાં મલમૂત્રનો ઉત્સર્ગ (ત્યાગ) કરતી વખતે, આ રાણીનો ખોળો છે, એવું ભાન તને કેમ નહિ રહ્યું ? રે અધમ ! તું તો મોટો પાતકી પતિત થઇ ચૂકયો છે ! હે નીચ ! જો સમજી લે, કાચું જ્ઞાન અને અપૂર્ણ ત્યાગ દુ:ખદાયક છે, "જ્યાં બ્રહ્મ છે, ત્યાં ભેદ નથી" એવું જે તને જ્ઞાન થયું છે, તે અધુરૂં જ્ઞાન છે. તેથી તારો ત્યાગ પણ અપૂર્ણજ છે. હે ધર્મધૂર્ત ! '**બ્રહ્મ છે, ત્યાં ભેદ નથી**"

એવું તો તું સમજી બેઠો છે; પરંતુ સાથે સાથે તું એવું કેમ નહિ સનજ્યો કે, "**જ્યાં ભેદ છે, ત્યાં બ્રહ્મ નથી**" ચાલ બોલ, હવે તું મારા પ્રશ્નનો સત્ય ઉત્તર આપ, કે "**જ્યાં બ્રહ્મ છે, ત્યાં ભેદ નથી?**" કે "**જ્યાં ભેદ છે. ત્યાં બ્રહ્મ નથી?**" મહાત્માએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. એટલે રાજાને ખાત્રી થઇ કે, આતો નક્કી ધૂતારો છે. તેથી તેને માટે રાજ્યની હદ પારનો હુકમ કરીને રાજા તથા રાણી પોતાને સ્થાને ચાલ્યાં ગયાં.

હવે પેલા અદ્વૈતાનંદજી એક વૃક્ષની નીચે એકાંત સ્થાનમાં બેસીને રાણીએ જે તિરસ્કાર કર્યો હતો, તેનો વિચાર કરીને અંતે પોક મૂકીને રૂદન કરતાં કરતાં બોલ્યા;--અરેરે! એક માનની તૃષ્ણાએ મને કેટલો બધો અધો ગતિએ પહોંચાડયો! અરેરે! હું તો વર્ણથી તેમજ આશ્રમથી એમ બેઉ રીતે તદન ભ્રષ્ટ થઇ પતિત થઇ ગયો છું. તે રાણીએ સાચુંજ કહ્યું છે કે, "જ્યાં ભેદ છે ત્યાં બ્રહ્મ નથી" અરેરે! હવે હું શું કરૂં! એમ લાંબા વિચારમાં પડીને તેણે ઘણો શોક કર્યો. તાત્પર્ય એવો છે કે:—

**सांसारिकसुखासक्तं ब्रह्मज्ञोऽस्मीति वादिनम् ।**
**कर्मब्रह्मोभयभ्रष्टं तं त्यजेदंत्यजं यथा ॥**

સાંસારિક સુખને માટે આસકિત રૂપ તૃષ્ણાઓ જેના અંતરમાં ઉભરાય છે, છતાં મુખથી હું બ્રહ્મજ્ઞાની છું; એમ જો કહેતો હોય તો, કર્મથી તથા જ્ઞાનથી એમ ઉભયથી ભ્રષ્ટ થએલા તે પુરૂષનો અંત્યજની પેઠે ત્યાગ કરવોજ યોગ્ય

છે. અર્થાત્ અંતઃકરણ મલિન હોવા છતાં, વર્ણાશ્રમનાં ધર્મ-કર્મોનો ત્યાગ કરી દઇ, જે ગમે તેનું ખાઇલે, ને ગમે તેમ કરે, તો તે અધમ મનુષ્યને પતિત થઇ ગએલો જાણીને દૂરથી તજી દેવોજ જોઇએ. અરે યથાર્થ તત્વ જાણનારે પણ યથેષ્ટાચરણ કરવું યોગ્ય નથી. મહાત્માઓ કહે છે કેઃ—

बुद्धाऽद्वैतसत-त्वस्य यथेष्टाचरणं यदि ।
शुनां त-त्ववृशां चैव को भेदोऽशुचिभक्षणे ॥

પરબ્રહ્મના તત્વનો સાક્ષાત્કાર કરનારો જો યથેષ્ટાચરણ કરે તો, પછી અપવિત્ર પદાર્થના ભક્ષણમાં શ્વાન (કૂતરો) અને તત્વવેત્તાની વચ્ચે ભેદ શો રહે? કેમકે કામચાર, કામભક્ષ, કામવાદ આદિ ભેદથી યથેષ્ટાચરણ અનેક પ્રકારનું ગણાય છે. પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરવાનું નામ કામચાર છે, પોતાની ઇચ્છા પ્રમાણે ભક્ષણ કરવાનું નામ કામભક્ષ છે, અને પોતાની ઇચ્છા પ્રમાણે બોલવાનું નામ કામવાદ કહેવાય છે. આ પ્રમાણે યથેષ્ટાચરણ કરનાર એક કૂતરોજ છે. કુતરો પવિત્ર કે અપવિત્ર પદાર્થને ગણતો નથી, જેનું હોય તેનું તે ભક્ષણ કરે છે, ગમે તેમ ભસે છે, ને ગમે તેવું આચરણ પણ કરે છે. તેમ જો કોઇ જ્ઞાની થઇ પવિત્ર અપવિત્ર પદાર્થને ગણે નહિ, ગમે તેનું ગમે તે ખાઇલે, ધર્માધર્મનો વિચાર ન કરે ને ગમે તેમ બોલે, તો પછી શ્વાનમાં અને તે જ્ઞાનીમાં શો ભેદ છે? લેશ પણ ભેદ નથી.

મહાસતી સાવિત્રી યમદેવતાને કહે છે કે, હે દયાળુ દેવ ! કદાચ યથેષ્ટાચરણ નહિ કરનાર યથાર્થ જ્ઞાની મહાત્માનો ત્યાગ ગૃહસ્થાશ્રમ કરતાં શ્રેષ્ઠ હોય, તો ભલે હોય; પરંતુ એટલું તો સત્યજ છે કે, અત્યંત કઠિન એવા ત્યાગમાં "आरूढपातित्य" એટલે ચઢીને પડવાનો સંભવ છે. અને "સુતેલાને પડવાનો ભય નથી" એ ન્યાયથી જેમાં પડવાનો ભય નથી, અને વળી જેમાં સર્વ પ્રકારે ચઢવાનોજ સંભવ છે, એવો સર્વને સુલભ ગૃહસ્થાશ્રમ, ત્યાગ કરતાં પણ શ્રેષ્ઠ છે. મનુભગવાને કહ્યું છે કેઃ—

**सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ।**
**गृहस्थ उच्यते श्रेष्ठः सत्रीनेतान् बिभर्ति हि ॥**

વેદમાં તથા શાસ્ત્રમાં કહેલાં કર્મો કરવાથી સર્વ આશ્રમો કરતાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે. કારણકે, બીજા ત્રણે આશ્રમોનું ગૃહસ્થાશ્રમ વડેજ પાલન થાય છે.

વળી હે, કરૂણાસાગર ! એક પુરૂષ બ્હારથી કોઇની મદદ વિના યુદ્ધ કરતો હોય, અને એક પુરૂષ કિલ્લામાં રહીને સેના સહિત યુધ્ધ કરતો હોય તો, કિલ્લામાંના પુરૂષને જીત મેળવવાનું કામ જેટલું સ્હેલું થાય છે, તેટલું સ્હેલું કિલ્લાની બહારથી લડનારને નથી. તે પ્રમાણે ઘર રૂપી કિલ્લામાં રહેનાર ગૃહસ્થાશ્રમીને કામ ક્રોધાદિક શત્રુને જીતવાનું કાર્ય જેટલું સરળ થઇ પડે છે, તેટલું સરળ ત્યાગીને નથી. માટે ગૃહસ્થાશ્રમજ શ્રેષ્ઠ છે.

न्यायार्जितधनस्त-त्वज्ञाननिष्ठोऽतिथिप्रियः ।
शास्त्रवित्सत्यवादी च गृहस्थोऽपि विमुच्यते ॥

ન્યાય પ્રમાણે ધનની ઉપાર્જના કરનાર, તત્વજ્ઞાનમાં નિષ્ઠા રાખનાર, અતિથિનો સત્કાર કરવામાં પ્રીતિ રાખનાર, શાસ્ત્રના સારને સમજનાર અને સત્યભાષણ કરનાર ગૃહસ્થાશ્રમી પણ મોક્ષ પામે છે. કારણકે:—

सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥

શાસ્ત્રના તાત્પર્યને નહિ જાણનારા વિવેક વિચાર વિનાના પુરૂષો જ્ઞાનયોગને ભિન્ન ભિન્ન ફળના હેતુ કહે છે, પણ વિવેક વિજ્ઞાનવાળા પંડિતો એમ કહેતા નથી; કેમકે એ બેમાંના એકને પણ પોતાના અધિકાર પ્રમાણે વેદશાસ્ત્રની વિધિપૂર્વક જે ઉપાસે છે તે, જ્ઞાનની ઉત્પત્તિદ્વારા તે બંનેનું એકજ ફળ જે મોક્ષ છે તે, મોક્ષ રૂપ ફળને પામે છે.

અરે હે પિતાજી ! પરમ કલ્યાણકારક મોક્ષની પ્રાપ્તિને માટે, ગૃહસ્થાશ્રમનાં ધર્મનું શુદ્ધ નિષ્ઠાપૂર્વક પાલન કરવા જેવું, સરળ સુગમ તથા સુલભ અન્ય કોઇ સાધન નથી.

(સારંગની દેશી-ગરબી જેવો રાહ)

---

ગૃહસ્થાશ્રમનો ધર્મ શ્રેષ્ઠ છે, જો સાચો સચવાયરે,
અતિ સુગમ એ મોક્ષ માર્ગ છે, જો સાચો સચવાયરે-ગૃહ૦ ટેક.
ધર્માધર્મનું ધ્યાન ધરાવે, અતિથિનો સત્કાર કરાવે,
સંત-સંગથી સમજણ આવે, દ્વંદ્વ તણા દુઃખો ન સતાવે,
શમ દમ સાધન, યુક્ત થઇ મન, શાંતિ શિખર ચઢાયરે-ગૃહ૦ ૧

માયા મમતા મોહ મૂકાવે, ચિત્ત તણું ચાંચલ્ય ચૂકાવે,
સદ્‌ગુણનાં શણગાર સજાવે, દીનાનાથ ભગવાન ભજાવે,
ભારે ભયકારક, ભવસાગર, તરી પ્રભુ-પદ પ્હોંચાયરે-ગૃહ૦ ૨

હે મહારાજ! જેમ નાની મોટી બધી નદીઓને સમુદ્રનો આશ્રય કરવો પડે છે, તેમ બીજાં આશ્રમોને ગૃહસ્થાશ્રમનોજ આશ્રય લેવો પડે છે. અને જે પ્રકારે વાયુના આશ્રયથી સઘળા જીવ રહે છે, તે પ્રકારે ગૃહસ્થાશ્રમનો આશ્રય કરવાથીજ બીજાં ત્રણે આશ્રમો રહે છે. ગૃહસ્થાશ્રમની એવી શ્રેષ્ઠતા સમજીને, હું તથા મારા સ્વામિ ગૃહસ્થાશ્રમમાં રહેલા છીએ. પણ તે શ્રેષ્ઠ ધર્મનું અવલંબન કરવામાં પતિ વિના પત્ની નકામી છે, અને પત્ની વિના પતિ નકામો છે. એટલાજ માટે, શાસ્ત્રમાં કહેલા સતી ધર્મને અનુસરીને પતિ જ્યાં જાય ત્યાં સતિએ જવું જોઇએ. તેથી હું મારા પતિની પાછળ પાછળ આવું છું. માટે, હે પરમપૂજ્ય પિતાજી! મને આપની ગરીબ દીકરીને મારા પતિની સાથે આવવા આજ્ઞા આપવા કૃપા કરો.



સાવિત્રીની સુંદર મધુર યથાર્થ વાણી શ્રવણ કરવાથી યમદેવતા પ્રસન્ન થયા, અને બોલ્યા;--

—સાખી—

"ઓ પતિવલ્લભે મહાસતી, સુવ્રતધારી મહાભાગરે,"
"પતિ તણા જીવન વિનાનું, જે જોઇએ તે માગરે."

હે પતિવલ્લભે! તેં જે ધર્મયુક્ત ભાષણ કર્યું, તેથી

હું પ્રસન્ન થયો છું. તારે જે વરદાન માગવું હોય તે, સત્યવાનના જીવન વિનાનું માગી લે. તે વખતે સાવિત્રીએ એવું માગ્યું કે:—

## સાખી.

"પરમપૂજ્ય મમ શ્વશૂરનો જે, અંધદોષ છે તે ટળી જાય,"
"તેજસ્વી બલવાન થઇને, નિજ નયને દેખાતું થાય."

યમદેવતા "તથાસ્તુ" કહી વરદાન આપીને બોલ્યા; હે સતી! તારી ઇચ્છા પ્રમાણે તારા સસરાનો અંધાપો ટળી જશે; પરંતુ

## સાખી.

"બુદ્ધિમતી ઓ મહાસતી તું, તારા મનમાં વિચાર કર,"
"પતિના શબની ગતિ થશે શી, માટે અંહીથી પાછી ફર."

"તું ઘણે દૂર સુધી આવી છે, ને તારા પતિનું શબ જંગલમાં પડયું છે. તેની શી દશા થઇ હશે! તે તું જાણતી નથી, માટે હું તને કહું છું કે, હવે તું અંહીથી પાછી ફર! ને તારા પતિના શબની સંભાળ લે!"

સાવિત્રી બોલી કે, હે ધર્મરાજ! વિપત્તિમાં આવી પડેલા દીન જનોને સહાયતા કરવી એ સત્પુરૂષોનો ધર્મ છે. સાધુજનો બહુ કોમલ ચિત્તના દયાળુ હોય છે. માટે હે પ્રભો! મારી નમ્ર પ્રાર્થના શ્રવણ કરવા કૃપા કરો.

## સાખી.

"પતિના શબને કોઇ ન સ્પર્શે, નથી લાગતો તેનો ડર,"
"અધર્મનો ભય ભારે લાગે, કેમ કહો છો પાછી ફર."

હે મહારાજ ! હું આપને સત્ય કહું છું કે, મેં મારા ધર્મનો કિંચિત્ માત્ર પણ ત્યાગ કર્યો નથી. અને હું સત્યને કદી પણ ચુકી નથી. એટલે મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, મારા સત્યધર્મના પ્રભાવથી મારા પતિના શબને કોઇ સ્પર્શ કરીને ભ્રષ્ટ કરી શકશે નહિ. તેની સાબીતી એજ છે કે, હું આપનું પ્રત્યક્ષ દર્શન કરી શકું છું, મારા સ્વામિના અભિમાની જીવને પાશથી બાંધી, તેના કલેવરમાંથી બહાર કાઢીને આપને લઇ જતાં હું જોઉં છું, અને આપની પાછળ પાછળ પણ હું આવી શકું છું. પણ હે દેવ! આપ મને પાછા ફરવાનું કહો છો તે ખોટું છે. કારણ કે, જાણી જોઇને પતિથી વિખુટા પડી, પતિના સુખે સુખી થવાની ઇચ્છા નહિ કરતાં, પોતે પોતાને સુખે સુખી થવાની ઇચ્છા રાખનારી સ્રીના જેવી દુષ્ટ તથા હતભાગી બીજી કોને કહેવાય? કોઇને નહિ. અર્થાત્ એવી સ્રી સતી કહી શકાતી નથી. સતી સ્રીઓને માટે તો તે મોટો અધર્મ છે. અને મને મરણનો જેટલો ભય લાગે છે, તે કરતાં પણ અત્યંત વધારે ભય મને અધર્મનો લાગે છે. માટે હે પિતાજી! હું મારો નિશ્ચય આપને કહું છું કે;--

## સાખી.

" હું નહિ પાછી ફરૂં પિતાજી, નિશ્ચય છે મારા મન માંય, "
" પ્રાણ જાય તો ભલે જાય પણ, અધર્મ કારજ નહિ કરાય. "

* * *

"કામ ક્રોધ ભય લોભ ધરીને, અધર્મ કારજ નહિ કરવું,"
"ચાહે તેવું સંકટ આવે, તેથી લેશ નહી ડરવું."

सुकुलजन्म विभूतिरनेकधा ।
प्रियसमागमसौख्यपरंपरा ॥
नृपकुले गुरूता विमलं यशो ।
भवति धर्मतरोः फलमीदृशम् ॥

જેમ કોઇ ઉત્તમ ફળોના વૃક્ષનું સેવન કરે, તેને તે વૃક્ષ ઉત્તમ ફળો આપે છે. તેમ ધર્મ પણ ઉત્તમમાં ઉત્તમ ફળોનું જે એક સુંદર વૃક્ષ છે, તે ધર્મ રૂપી સુંદર વૃક્ષનું સેવન કરનારને, ધર્મ રૂપી વૃક્ષ ઉત્તમ કુળમાં જન્મ, અનેક પ્રકારની સંપત્તિ, પ્રિય જનોનો સમાગમ, નિરંતર એક પછી એક સુખની પ્રાપ્તિ, રાજકુળમાં માંન, મહત્તા, અને નિર્મળ કીર્તિ વિગેરે ઉત્તમ ફળો આપે છે. અર્થાત્ ધર્મનું પાલન કરનારને આ બધું મળે છે.

श्रुतिस्मृत्युदितं धर्ममनुतिष्ठन् हि मानवः ।
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥

વેદ અને શાસ્ત્રમાં જે ધર્મનું વર્ણન કરવામાં આવેલું છે, તે ધર્મ પ્રમાણે જે મનુષ્ય ચાલે છે, તેની આ લોકમાં નિર્મળ કીર્તિ થાય છે; અને પરલોકમાં પરમ સુખ પામે છે.

ધર્મની તથા અધર્મની પ્રવૃત્તિ બરાબર યોગ્ય રીતે મનુષ્યોમાંજ થયા કરે છે. મનુષ્યના શરીર રૂપી એક સાધન વડેજ જીવાત્મા શુભ ધર્મનું આચરણ કરીને મુક્તિના પદને પામી શકે છે, માટે કોઇ પણ મનુષ્યે નિરંતર ધર્મ

પ્રમાણેજ ચાલવું, અને અધર્મ કરતાં અટકવું, એજ મનુષ્યનું ખરૂં કર્તવ્ય છે.

# મનુષ્યનું કર્તવ્ય.

---

એક દિવસ એક મહાજ્ઞાની મહાત્માની પાસે, એક શિષ્યે આવીને તેમની પૂજા કરી દંડવન્નમસ્કાર કર્યા, ને હાથ જોડીને નમ્રતાથી પૂછવા લાગ્યો કે, હે ગુરૂદેવ! દેવને દુર્લભ એવો ઉત્તમ મનુષ્યનો જન્મ પામીને, ખરૂં કર્તવ્ય જે કરવાનું હોય, તે આપ કહેવા કૃપા કરો.

ગુરૂ મહારાજ બોલ્યા, હે શિષ્ય! મનુષ્યનું યથાર્થ કર્તવ્ય એજ છે કે, જન્મ મરણનાં બંધન માત્રથી મુક્ત થવા રૂપ મોક્ષની પ્રાપ્તિ કરવી જોઇએ, ને મોક્ષની પ્રાપ્તિ માટે પરબ્રહ્મ પરમાત્માનું અપરોક્ષ જ્ઞાન મળવું જોઇએ, ને જ્ઞાનની પ્રાપ્તિ માટે સત્સંગ અને ભક્તિ કરવી જોઇએ, સત્સંગ અને ભક્તિ કરવા માટે અંતઃકરણ નિર્મળ કરવું જોઇએ, અને અંતઃકરણ નિર્મળ કરવા માટે સ્વધર્મનું પાલન કરવું જોઇએ, ને અધર્મ કરતાં અટકવું જોઇએ. જો યોગ્ય રીતે ધર્મનું પાલન થાય તોજ મનુષ્ય પોતાની ઉન્નતિ કરીને મોક્ષ પર્યંત પહોંચી શકે છે. ધર્મની શક્તિ ઘણી અદ્ભુત તથા અગાધ છે.

એ પ્રમાણે શ્રવણ કરીને શિષ્ય બોલ્યો, હે પરમ કૃપાલુ ગુરૂદેવ! હવે મને સમજાયું કે, સ્વધર્મનું યથાયોગ્ય પાલન

કરવું, એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. પરંતુ હે કૃપાનાથ! એ ધર્મનું સ્વરૂપ કેવું છે, અને ધર્મની અદ્ભુત શક્તિ કેવા પ્રકારની છે, તે વિષે વર્ણન કરીને મને સમજાવવા કૃપા કરો.

શિષ્યનું નમ્ર વચન શ્રવણુ કરીને ગુરૂ મહારાજ પ્રસન્ન થયા, અને બોલ્યા, હે શિષ્ય! ધર્મનું જ્ઞાન શ્રવણુ કરવાની તને અભિરૂચિ થઇ છે, માટેહું તને ધન્યવાદ આપું છું. અને હવે હું જે કહું, તે તું એકાગ્ર ચિતે શ્રવણુ કર.

ધર્મ શબ્દ, 'ધૃ' ધાતુ ઉપરથી થયો છે. એટલે એનો અર્થ એવો છે કે " धरतीति धर्मः " અથવા " येनैतद्धार्यते स धर्मः " અર્થાત્ જે ધારણુ કરે, અથવા જેના દ્વારા અખિલ વિશ્વનું રક્ષણુ થાય, તેને ધર્મ કહે છે. ભગવાન્ વેદવ્યાસજીએ કહ્યું છે કે;—

धारणाद्धर्ममित्याहुर्धर्मो धारयते प्रजाः ॥
यत्स्याद्धारणसंयुक्तं स धर्म इति निश्चयः ॥

જે શક્તિ દ્વારા સર્વ લોકોનું ધારણુ થઇ શકે છે, જે શકિત વડે એક બીજાથી વિરૂદ્ધ થઇ શકાતું નથી; તે શકિતને ધર્મ કહેલો છે. એવો ધર્મ સંબંધી નિશ્ચય છે. વૈશેષિક દર્શનમાં કણાદ મુનિ મહારાજે કહ્યું છે કે;—

यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ॥

જેનાથી આ લોકમાં તથા પરલોકમાં ઉન્નતિ થાય, અને અંતે મોક્ષની પ્રાપ્તિ થાય, તે ધર્મ છે. વળી ભગ-

વાન્ વેદવ્યાસજીએ પાતંજલ યોગદર્શનના ભાષ્યમાં કહ્યું છે કે;--

**योग्यतावच्छिन्ना धर्मिणः शक्तिरेव धर्मः ॥**

જગતના તમામ પદાર્થો બે ભાગમાં વહેંચી શકાય છે. એક જડ અને બીજાં ચેતન. એ જડ તથા ચેતન પદાર્થ માત્રને જે ઇશ્વરીય શકિતએ ધારણ કરી રાખેલાં છે, તેને ધર્મ કહે છે. અર્થાત્ જડ તથા ચેતન, કોઇ પણ પદાર્થમાં, જે શકિત નહિ રહેવાથી, તે પદાર્થની સત્તાજ રહેતી નથી, તે શકિતનું નામ ધર્મ છે. જેમ કે અગ્નિની સત્તા દાહક શકિત છે. જો અગ્નિમાંથી તે દાહક શકિત જતી રહે તો, પછી અગ્નિ એટલે શું? કાંઇજ નહિ. માટે અગ્નિની દાહક શકિતનું નામ અગ્નિનો ધર્મ છે. તેજ પ્રમાણે, મનુષ્યનો ધર્મ મનુષ્યત્વ છે, પશુનો ધર્મ પશુત્વ છે, બ્રાહ્મણનો ધર્મ બ્રાહ્મણત્વ છે, અને શૂદ્રનો ધર્મ શૂદ્રત્વ છે. પ્રકૃતિના વિશાળ રાજ્યમાં ધર્મની અદ્ભુત લીલા જોઇને વિચારવાળા મનુષ્યો ચકિત થઇ જાય છે. વિરાટ ભગવાનના ગર્ભમાં કેટલાં કરોડ બ્રહ્માંડો છે, તેની સંખ્યા નક્કી કરવા કોઇ સમર્થ નથી. વેદમાં કહ્યું છે કે;--

**अस्य ब्रह्मांडस्य समन्ततः स्थितान्येतादृशानि**
**अनन्तकोटिब्रह्मांडानि ज्वलंति। इत्यादि ॥**

આ બ્રહ્માંડની ચારે બાજુએ બીજાં પણ અનંત કોટી બ્રહ્માંડો શોભી રહેલાં છે. દરેક બ્રહ્માંડમાં કેટલાઓ ગ્રહ, ઉપગ્રહ, ધૂમકેતુ, ચંદ્ર, સૂર્ય અને નક્ષત્ર વિગેરે પોત

પોતાની કક્ષામાં ફરી રહેલાં છે. પરંતુ ધર્મની ધારણ કરવાની શકિત એવી અદ્દભુત છે કે, તે શકિત વડે સર્વમાં આકર્ષણ શકિતનું તથા વિકર્ષણ શકિતનું યથાયોગ્ય સ્થાપન થએલું હોવાથી, કોઇ પણ વખતે કોઇ પણ પ્રકારની ખામી આવી શકતી નથી. જળમય ચંદ્રલોક અગ્નિમય સૂર્ય લોકમાં જવાથી નાશ પામતો નથી. એ બધો, અખિલ વિશ્વને ધારણ કરનાર ધર્મની શકિતનો પ્રભાવ છે. સર્વ દેવતાઓ પણ ધર્મથી બંધાયા છે. જો અગ્નિ પોતાનો ધર્મ મૂકી દે, તો આપણે અન્નને કેવી રીતે પકવ કરી શકીએ! જો વરૂણ દેવતા પોતાનો ધર્મ મૂકી દે, તો જળ વિના આપણી શી દશા થાય! અને જો સૂર્ય ચંદ્ર પોતાનો પ્રકાશ આપવાનો ધર્મ મૂકીદે, તો પછી ગાઢ અંધકારમાં આપણું શું થાય!! પણ ધર્મની મહાન્ શકિતની સત્તા સર્વની ઉપર છે. ધર્મ વિનાનું કાંઇજ નથી. ધર્મ એજ સત્ય તત્વ છે. ધર્મ એજ ગુપ્તમાં ગુપ્ત ધનનો મોટો ભંડાર છે. ધર્મ વડેજ સંસાર છે. ધર્મ વડેજ વ્યવહાર છે. અરે! હે શિષ્ય! વિશેષ શું કહું! ધર્મ વડેજ તું મારો શિષ્ય છે, અને ધર્મ વડેજ હું તારો ગુરૂ છું. જો પ્રજાની ઉપર રાજાનો ભય નહિ હોય તો, બધી પ્રજા પરસ્પર લડી વડીને, પોતાનો નાશ કરી નાંખે. માટે, જેમ રાજ્યશકિતના આધાર વડે સઘળી પ્રજા નિયમમાં રહે છે, તેમ ધર્મની શકિતના આધાર વડે આખું વિશ્વ નિયમમાં રહે છે, યુધ્ધ વખતે શૂરવીર સૈનિકો, ધર્મની શકિતને આધીન થઇનેજ, પોતાના સ્વામિને માટે, રણસ્થળમાં યાહોમ કરીને

પોતાનાં વહાલાં પ્રાણુને પણ ઝુકાવી દેછે. અરે ધર્મની સત્તા વિના જગત્ એક ક્ષણુ પણુ રહી શકતું નથી.

હે શિષ્ય! ધર્મ એ, કોઇ એક એવો પદાર્થ છે કે, જે પ્રત્યક્ષ નથી. તેને કાંઇ રૂપ કે રંગ નથી. ત્યારે ધર્મ એ છે શુ? ધર્મ એ અનાદિ ઇશ્વરીય સત્તા રૂપ મહાન્ અદ્ભુત શકિત છે. લખાણુ વિગેરે કોઇ પણુ જાતના આધાર વિના ધીરેલો ધનનો ઢગલો, ધીરનાર ધણીને ઘેર પાછો પહોંચાડવાને, મનુષ્યના અંતઃકરણુ પર દબાણુ કરનારી શકિતનું નામ ધર્મ છે. કોઇનું કાંઇ હરામનું લેતી વખ્તે, અંતઃકરણુની જાગ્રત થતી વૃત્તિ " અરે રામ કયે ભવે છુટીશું " એમ બોલે છે. તે બોલનાર વૃત્તિને જગાડનાર, બોલાવનાર, અને જેનું હોય તેને પાછું આપી દેવા માટે, આગ્રહ પૂર્વક સમજાવી પ્રેરણા કરનાર શકિતનું નામ ધર્મ છે. પિતા તથા પુત્રી બંને એકાંતમાં હોવા છતાં, પિતાના મનમાં પુત્રી સંબંધી અને પુત્રીના મનમાં પિતા સંબંધી કોઇ પણુ પ્રકારની દુષ્ટ વાસના ઉત્પન્ન નહિ કરનાર શક્તિનું નામ ધર્મ છે. જે શકિતને લીધે ઘણાં કઠણુ કષ્ટો વેઠ્યાં છતાં, સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્રે પોતાની સત્યની ટેક, છેક અંત સુધી પણુ તજી દીધી નહિ, તે શકિતનું નામ ધર્મ છે. લગ્ન થતાં પહેલાં, જેની સાથે કાઇ પણુ સંબંધ નહિ, એવા કોઇ પુરૂષની સાથે કોઇ સ્ત્રીનાં લગ્ન થાય છે. તે ઉપરથી સ્ત્રી તે પુરૂષને ઘેર જઇને રહે છે. અને પોતાના મનમાં સમજે છે કે, એ મારા સ્વામિ છે, એ મારા પ્રભુ છે, હું એમની સ્ત્રી છું,

મારે એમની આજ્ઞા પાળવી જોઇએ, અને મારે એમની સેવા ભકિત કરવી જોઇએ. તેજ પ્રમાણે તે પુરૂષ સમજે છે કે, આ મારી સ્ત્રી છે, હું એનો સ્વામિ છું, મારે એને સંતોષવી જોઇએ અને કદી પણ તજવી નહિ જોઇએ. એવી રીતે પરસ્પર સ્ત્રી પુરૂષના મનને મજબુત મનાવનાર શકિતનું નામ ધર્મ છે. એ ધર્મની સત્તા આજે છે ને કાલે નહિ હોય એમ નથી. ધર્મની સત્તા નિત્ય છે. અને સુખ દુઃખ અનિત્ય છે. જેમ કોઇ ઉત્સવને દિવસે, ગાનતાન ચાલી રહેલું છે, સર્વ મંડળી આનંદમાં બેઠેલી છે, અને જે વખતે ભરપૂર રંગ ઝામી રહેલો છે, તે વખતે અકસ્માત ઝધઝધતો દીવો બુઝાઇ જતાંજ બધું નકામું થઇ જાય છે; તેમ મરણ થતાંજ વૈભવ વિગેરે બધું નકામું થઇ જાય છે. તે વખતે જે સાચા મિત્રનું કામ કરે છે, તેનુંજ નામ ધર્મ છે.

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।
शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥

એક ધર્મજ એવો સાચો મિત્ર છે, કે જે મરણ થયા પછી પણ જીવાત્માની સાથે જાય છે. બાકી બીજું બધું શરીરનો નાશ થતાંજ નાશ પામી જાય છે.

धनानि भूमौ पशवश्च गोष्ठे कांता गृहद्वारि जनाः स्मशाने ।
देहश्चितायां परलोकमार्गे धर्मानुगो गच्छति जीव एकः ॥

ધન જ્યાંનું ત્યાંજ પડયુંજ રહે છે, હાથી ઘોડા બાંધેલાજ રહે છે, સ્ત્રી રડતી કૂટતી ઘરના બારણા સુધીજ આવે છે, અન્ય સગાં સંબંધીજનો સ્મશાન સુધીજ

આવે છે, આપણું વહાલું શરીર આપણી સાથે આવતું નથી, પણ ચિતામાં બળીને ભસ્મ થઇ જાય છે; પરંતુ પરલોકના માર્ગમાં જ્યારે જીવ એકલોજ જાય છે, ત્યારે તેની સાથે ધર્મ જાય છે.

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः।
नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः॥

માટે હે શિષ્ય! મનુષ્યનું શરીર નાશવંત છે, વૈભવો અસ્થિર છે, અને મૃત્યુ સમીપ આવતું જાય છે. એમ સમજીને મનુષ્યે નિરંતર ધર્મનો સંગ્રહ કરવો જોઇએ. અર્થાત્ ધર્મ પ્રમાણે ચાલવું જોઇએ. અને અધર્મથી અટકવું જોઇએ. સ્વધર્માનુસાર વર્તન રાખી, ધર્મનો સંગ્રહ કરનાર આ લોકમાં સુખી થઇને અંતે મોક્ષ પામે છે. અને અધર્મ કરનાર આ લોકમાં દુઃખી થઇને અંતે નરકમાં પડે છે. એ વિષે હું એક દ્રષ્ટાંત કહું છું, તે શ્રવણ કર.

## धर्मबुद्धि अने पापबुद्धि.



કોઇ એક દેશમાં ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ નામના બે મિત્રો રહેતા હતા. એક દહાડો પાપબુદ્ધિએ વિચાર કર્યો કે, એક તો હું મૂર્ખો છું, અને વળી દરિદ્ર પણ છું: માટે મારા મિત્ર ધર્મબુદ્ધિને લઇને પરદેશમાં જાઉં અને ત્યાં એના આશ્રયથી ધન સંપાદન કરી પાછળથી

એને પણ છેતરીને હું સુખી થાઉં. આવો વિચાર કરી, બીજે દિવસે પાપબુદ્ધિ, ધર્મબુદ્ધિને કહેવા લાગ્યો;–હે મિત્ર! વૃદ્ધાવસ્થામાં આપણે આપણા કયાં ચરિત્રને યાદ કરીશું? અને પરદેશો જોયા વિના લોકોની આગળ મોટા લોકોની કઇ વાતો કહીશું? જ્યાંસૂધી મનુષ્ય ઉત્સાહવાળો થઇને પૃથ્વી ઉપર એક દેશથી બીજે દેશ જતો નથી, ત્યાંસૂધી તે મનુષ્ય સારી રીતે વિદ્યા, ધન અને કળા મેળવતો નથી. માટે હે મિત્ર! જો તું મારૂં કહેવું માનીને મારી સાથે આવે, તો આપણે બંને સાથે પરદેશ જઇએ.

તેનું કહેવું સાંભળીને ધર્મબુદ્ધિ મનમાં રાજી થયો અને વડીલોની આજ્ઞા લઇને પાપબુદ્ધિની સાથે સારો દિવસ જોઇને પરદેશ તરફ રવાના થયો. ત્યાં પરદેશમાં ધર્મ-બુદ્ધિના પ્રભાવથી પાપબુધ્ધિએ ભટકી ભટકીને ઘણું ધન એકઠું કર્યું. પછી તે બંને પુષ્કળ ધન સંપાદન કરીને ઘણાજ પ્રસન્ન થયા. અને ઉત્કંઠા સાથે પોતાને ઘેર આવવા માટે પાછા ફર્યા. કેટલાક દિવસે તે બંને પોતાના નગરની પાસે આવી પહોંચ્યા. એટલે પાપ બુધ્ધિએ ધર્મ-બુધ્ધિને કહ્યું કે;–" ભાઇ! આ બધું ધન ઘેર લઇ જવું યોગ્ય નથી. બુધ્ધિશાળી મનુષ્યે પોતાનું ધન કોઇને પણ દેખાડવું નહિ; કારણ કે ધન જોવાથી મોટા મુનિનું મન પણ ચલાયમાન થાય છે, ત્યારે મનુષ્યની તો વાતજ શી કરવી! હે ભાઇ! જો કુટુંબીઓ અને બાંધવો આપણી પાસે આટલું બધું ધન જોશે, તો નક્કી તેઓ આપણી પાસે ધન માંગશે. માટે અંહી આ ઘાટા જંગલમાંજ, કોઇ પણ

ઠેકાણે ધન દાટી દઇ, થોડુંક ધન સાથે લઇને આપણે ઘેર જઇએ. અને ધનનું કામ પડશે ત્યારે, ફરીને અંહી આવીશું; અને ખપ જેટલું ધન લઇ જઇશું."

એ સાંભળીને ધર્મબુદ્ધિએ કહ્યું કે, હે ભાઇ! જો તારી ઇચ્છા એમ કરવાની હોય તો એમ કર. ત્યાર પછી તે બંને જણાએ સાથે લેવા જેટલું ધન લઇને બાકીનું ધન એક ચરૂમાં ભરીને વનમાંની જમીનમાં દાટી દીધું. અને પછી તેઓ પોતાને ઘેર જઇ સુખથી રહેવા લાગ્યા. પરંતુ બીજેજ દિવસે પેલો પાપબુધ્ધિ અર્ધી રાત્રે તે વનમાં ગયો, સર્વ ધન પેલા ખાડામાંથી કાઢી લીધું, ખાડો પાછો પૂરી દીધો અને બધુંજ ધન પોતાને ઘેર લાવ્યો. કેટલાક દિવસ ગયા પછી એક દિવસે પાપબુધ્ધિ ધર્મબુધ્ધિની પાસે જઇને બોલ્યો;–હે મિત્ર! આપણું કુટુંબ ઘણું મોટું છે, અને આપણે છતે પૈસે દુઃખી થઇએ છીએ; માટે વનમાં જઇને તે ઠેકાણેથી થોડુંક ધન લાવીએ. ધર્મબુધ્ધિએ પણ તેની વાત કબુલ કરી. એટલે તે બંને વનમાં ગયા. અને જે ઠેકાણે ધન દાટયું હતું, તે જગ્યા ખોદીને જોયું, તો ધન દીઠું નહિ. ધનનો ચરૂ ખાલી જોતાંજ પાપબુધ્ધિ ઢોંગ કરીને માથું કૂટતો રડતો રડતો બોલ્યો;– 'અરેરે! આ શું થયું! આ ધનનો ચરૂ ખાલી કેમ છે! અરે હે ધર્મબુદ્ધિ! મને તો એમજ લાગે છે કે, બીજું કોઇ પણ કાઢી ગયું નથી. નક્કી તુંજ બધું ધન કાઢી ગયો છે. ને ખાડાને પણ પાછો તેંજ પૂરી દીધો છે. હું જાણતો ન હતો કે, તું આવું કપટ કરીને મને ઠગશે!

પણ તારી ઠગાઇ મારી સાથે નહિ ચાલે ! હું તને સમજાવીને કહું છું કે, તે ધનમાંથી અર્ધું ધન મને આપી દે. જો તું સમજશે નહિ, અને મને મારો અર્ધો ભાગ આપશે નહિ, તો હું ન્યાયસભામાં આ વાત જણાવીશ. ત્યાંથી ન્યાય માંગીને, મારો અર્ધો ભાગ તારી પાસેથી લઇશ. ને તને શીક્ષા કરાવીશ.'

એ પ્રમાણે પાપબુદ્ધિનું બોલવું સાંભળીને ધર્મબુદ્ધિએ કહ્યું કે, અરે પાપબુદ્ધિ ! તું આવું કેમ બોલે છે ? શું બધું ધન હું લઇ ગયો છું ? શું હું ચોર છું ? ઓ પાપબુદ્ધિ ! હું તો ખરેખરો ધર્મબુદ્ધિ છું. તે વાત તું આજે ભૂલી ગયો કે શું ? ચોરી કરવી એ પાપનું કામ છે. એવું કોઇ પાપનું કામ હું કદી પણ કરતોજ નથી. હું કાંઇ અધર્મ કરનારા પાપીઓના જેવો આંધળો નથી. હું તો દેખતો છું. પંડિતો કહે છે કે;–

मातृवत्परदारेषु परद्रव्याणि लोष्टवत् ।
आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पश्यति ॥

જે પુરૂષ પારકી સ્રીઓને માતા સમાન જુએ છે, પારકાં ધનને મૃત્તિકા જેવું જુએ છે, અને સર્વ પ્રાણીઓને પોતાના સમાન જુએ છે, તેને દેખતો જાણવો.

માટે હે પાપબુદ્ધિ ! હું તને પ્રતિજ્ઞા પૂર્વક સત્ય કહું છું કે, મેં ધન લીધું નથી. ત્યારે પાપબુધ્ધિ કહેવા લાગ્યો કે, તુંજ ચોર છે. તું જુઠું બોલે છે, પણ ન્યાય

સભામાં સાબીત થશે. એ પ્રમાણે પરસ્પર વિવાદ કરતાં કરતાં તે બંને ન્યાયસભામાં ગયા. ત્યાં તેઓએ એક બીજાને દૂષણ આપતાં પોતાની વાત નિવેદન કરી. ન્યાય સભાના અધિકારીઓએ તેઓની વાત સાંભળીને કહ્યું કે;– "તમારા બે સિવાય કોઇ ત્રીજા મનુષ્યે ત્યાંથી ધન કાઢી લીધું હોય એમ લાગતું નથી. અને તમે બંને પરસ્પર એક બીજાને ચોર કહો છો. એના પુરાવા માટે તમારી પાસે કોઇ લેખ નથી; તેમજ તમારો કોઇ સાક્ષી પણ નથી. માટે અમે તમને એવો ન્યાય આપીએ છીએ કે, જ્યાં સુધી તમારા બેમાંથી જેણે ધન લીધું હોય, તે પોતે પોતાનો અપરાધ કબુલ કરે નહિ, ત્યાં સૂધી તમને બંનેને અપરાધી ઠરાવીને કેદ કરી રાખવા." આવો ઇન્સાફ સાંભળીને, પાપબુદ્ધિ બોલી ઉઠયો કે, એ બાબતમાં વનના દેવતાઓ મારા સાક્ષીઓ છે. માટે તેઓજ અમારા બેમાંથી એકને ચોર અને એકને પવિત્ર ઠરાવશે. તે સાંભળીને અધિકારીઓએ ધર્મબુધ્ધિને પૂછયું કે, 'હે ધર્મબુદ્ધિ! તારા કોઇ સાક્ષીઓ છે કે નહિ?' ધર્મબુદ્ધિએ કહ્યું કે, "મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, દેવતાઓ કદી પણ અસત્ય ભાષણ કરતા નથી. માટે, જે દેવતાઓ એના સાક્ષીઓ છે, તેજ દેવતાઓ મારા પણ સાક્ષીઓ છે." અધિકારીઓ બોલ્યા કે, દેવતાઓ તમારા સાક્ષીઓ છે, તે વાતમાં અમને પણ મોટું કુતુહલ જેવું લાગે છે. માટે કાલે પ્રાતઃકાળે તમે બંને અમારી સાથે ત્યાં વનમાં આવજો.

પછી પાપબુદ્ધિ પોતાને ઘેર ગયો, અને પોતાનો

પિતા જે લોભબુધ્ધિ હતો તેને કહ્યું કે, હે પિતાજી ! હું ધર્મબુધ્ધિનું ઘણું ધન ચોરી લાવ્યો છું. હવે જો તમારી મદદ મળે તો, તે બધું ધન મને પચી જાય એમ છે; નહિ તો બધું ધન ચાલ્યું જશે, અને તેની સાથે મારૂં મૃત્યુ પણ થશે. ત્યારે તેનો પિતા લોભબુદ્ધિ બોલ્યો કે;--બેટા ! તું જે પ્રમાણે કહેશે, તે પ્રમાણે કરીને, ધનનો નાશ થતો અટકાવવા હું તૈયાર છું. પાપબુધ્ધિએ કહ્યું કે, હે પિતાજી ! અમે જ્યાં ધન દાટયું હતું, તે જગ્યાએ એક મોટું શમીવૃક્ષ છે, ને તે વૃક્ષમાં એક મોટું કોતર છે, તેમાં તમે હમણાંજ જઇને પેસી જાઓ. પછી કાલે પ્રાતઃકાલે હું જ્યારે વનદેવતાઓને સત્ય બોલવાનું કહું, ત્યારે તમારે અંદરથી ગંભીરપણે બોલવું કે, 'ધર્મબુદ્ધિ ચોર છે.' તેથી અધિકારીઓને ખાત્રી થશે કે, ધર્મબુદ્ધિજ ચોર છે. એટલે તે શિક્ષા પામશે. અને મને બધો ધન-માલ પચી જશે.

પાપબુદ્ધિની કપટયુકિત સાંભળીને લોભબુદ્ધિએ હસીને કહ્યું કે, દીકરા ! આજે મને સંપૂર્ણ ખાત્રી થઇ, કે તું મારૂં નામ રાખે એવો મારો પુત્ર છે. હવે તું હોશીયાર થયો છે. બેટા ! તારા કહેવા પ્રમાણે હું હમણાંજ કરૂં છું. તું જરાપણ ગભરાતો નહિ. તેં જેમ કહ્યું છે તેમજ હું કહીશ. એમ કહીને પાપબુધ્ધિનો પિતા લોભ-બુધ્ધિ પુત્રના કહેવા પ્રમાણે વનમાં જઇ, શમીવૃક્ષના કોતરમાં ભરાઇને બેઠો. બીજે દિવસે જલદી પ્રાતઃકાળ-માંજ પાપબુદ્ધિ પોતાના મનમાં હર્ષ પામતો ધર્મબુદ્ધિને

આગળ કરીને રાજાના અધિકારીઓની સાથે પેલા વૃક્ષની પાસે જઇ લાંબો રાગ કાઢીને બોલ્યો;–

**आदित्यचंद्रावनिलोऽनलश्च द्यौर्भूमिरापो हृदयं यमश्च ।**
**अहश्च रात्रिश्च उभे च संध्ये धर्मो हि जानाति नरस्य वृत्तम् ॥**

સૂર્ય, ચંદ્ર, પવન, અગ્નિ, આકાશ, પૃથ્વિ, પાણી, અંતઃકરણ, યમરાજા, દિવસ તથા રાત્રિ, બે સંધ્યાકાળ અને ધર્મ આ સર્વ દેવતાઓ મનુષ્યનાં આચરણને જાણે છે. માટે, હે વનદેવતાઓ! અમારા બેમાં જે ચોર હોય તેનું નામ કહીને, આ રાજપુરૂષોને ખાત્રિ થાય તેમ કરવા કૃપા કરો. તે વખતે પ્રથમથીજ કોતરમાં ભરાઇ બેઠેલો પાપબુદ્ધિનો પિતા બોલ્યો;–"હે શ્રોતાઓ! બધું ધન ધર્મબુધ્ધિએ ચોરેલું છે. માટે ધર્મબુદ્ધિજ ચોર છે." તે સાંભળીને, રાજાના સર્વ અધિકારીઓની આંખો આશ્ચર્યથી ઉઘડી ગઇ. અને તેઓ ધર્મબુધ્ધિને કહેવા લાગ્યા કે, ઓ ધર્મબુધ્ધિ! તારૂં નામ તો ધર્મબુધ્ધિ છે, અને આવું ચોરી જેવું મોટું પાપનું કામ કરવાનું તને કેમ સૂઝ્યું?!

તે વખતે ધર્મબુધ્ધિ અત્યંત નમ્રપણે દીનતાથી કહેવા લાગ્યો કે, બાપજી! હું ધર્મ પ્રમાણે સત્ય કહું છું કે, મેં ચોરી કરી નથી; તોપણ કદી અસત્ય નહિ બોલનારા દેવતાઓએ કોણ જાણે કેમ આજે અસત્ય ભાષણ કર્યું હશે!!! હશે! હું તો આ ચરાચર વિશ્વમાં વ્યાપક વિભુ

પરમાત્માને નમ્ર પ્રાર્થના કરૂં છું કે, હે જગદીશ્વર! હે નારાયણ! સત્ય એજ આપનું સ્વરૂપ છે. અને સત્ય એજ આપનું વ્રત છે. તેથી સત્ય ધર્મનું તથા સત્ય ભક્તનું સંરક્ષણ કરવા માટે, આ સર્વ લોક સમજે એવી રીતે જે સત્ય હોય તે જણાવવા કૃપા કરો! હે દેવ! દયા કરો! એમ બોલીને નમસ્કાર કરતાંજ, પરમકૃપાલુ પરત્માએ, સત્ય ધર્મનું તથા સત્ય ભક્તનું સંરક્ષણ કરવા માટે, એકદમ આકાશવાણી કરી કે, "ધર્મબુદ્ધિ ચોર નથી, પાપ-બુદ્ધિ ચોર છે, પ્રથમ બોલનાર કોઇ દેવતા નથી, શમી વૃક્ષની આસપાસ અગ્નિ લગાડો, એટલે કોણ બોલ્યું છે તે જણાશે." રાજાના અધિકારીઓએ તત્કાળ પેલા કોતરની આસપાસ ઘણાં લાકડાં તથા છાણાં ખડકયાં ને તેમાં અગ્નિ લગાડયો. અગ્નિ લાગતાંજ પેલું કોતર સળગી ઉઠયું, અને પાપબુધ્ધિનો પિતા વિલાપ કરતો કરતો તે કોતરમાંથી બહાર નીકળી પડયો. આ વખતે તેનું અર્ધું શરીર બળી ગયું હતું. અને તેની બંને આંખો ફુટી ગઇ હતી. તેને જોઇને અધિકારીઓએ પૂછયું કે, તું કોણ છે? અને આ શું થયું? એટલે પાપબુધ્ધિના પિતાએ તેમની આગળ પોતાના પુત્રની સર્વ વાત કહી દીધી. તે સાંભળીને અધિ-કારીઓએ પાપબુધ્ધિને તે શમીના વૃક્ષની એક જબરી શાખા સાથે બાંધીને માર્યો, અને ધર્મબુધ્ધિનાં વખાણ કરીને બોલ્યા કે; હે ભાઇ! તને ધન્ય છે. તું પ્રભુનો સાચો ભક્ત છે અને તું ધર્મ પ્રમાણે બરાબર ચાલનારો મનુષ્ય છે. તેથીજ સાક્ષાત્ ભગવાને પાપબુધ્ધિનું પાપ

પ્રકટ કર્યું છે. અને તારૂં રક્ષણ કર્યું છે.

ગુરૂ મહારાજ શિષ્યને કહેવા લાગ્યા કે, હે શિષ્ય! પાપબુદ્ધિએ અધર્મનું આચરણ કર્યું તેથી તે કેટલો બધો દુઃખી થયો!! તેનું ધન ગયું, તેના પિતાની આંખો ફૂટી ગઇ, અને આ લોકમાં દુઃખ ભોગવી અંતે નરકની ગતિ પામ્યો. અને ધર્મબુધ્ધિએ, સત્ય ધર્મનું અવલંબન કર્યું હતું, તેથી તે આ લોકમાં પણ સર્વ પ્રકારે સુખી થયો, અને અંતે મોક્ષ પામી ગયો. માટે, હે સુજ્ઞ શિષ્ય! તારા પ્રશ્નનો ઉત્તર બરાબર સમજી લેજે કે, અધર્મથી અટકવું, અને ધર્મ પ્રમાણે ચાલવું, એજ મનુષ્યના જન્મનું મુખ્ય કર્તવ્ય છે.



સતી સાવિત્રી યમદેવતાને કહેવા લાગી કે, હે ધર્મ-રાજ! પોતાના ધર્મ પ્રમાણે ચાલવું એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે.

**श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥**

મંત્ર દ્રવ્ય, ને દેવતા આદિક સર્વ અંગોની સંપૂર્ણતા પૂર્વક સારી રીતે અનુષ્ઠાન કરાયલા બીજાના ધર્મ કરતાં, કિંચિત્ મંત્રાદિ અંગોથી રહિત પોતાનો ધર્મજ અત્યંત શ્રેષ્ઠ છે; કેમકે અધિકાર પ્રમાણે શાસ્ત્રમાં કહેલાં કર્મો કરવાથી પાપ લાગતું નથી; પરંતુ ઉત્તરોત્તર તેની શ્રેષ્ઠ ગતિજ થાય છે. એ પ્રમાણે સમજી, હું મારા સતી ધર્મને અનુસરીને મારા પતિની પાછળ પાછળ આવું છું. હે દેવ

મહારાજ! શાસ્ત્રમાં કહ્યું છે કે, કોઇ સાચા સત્પુરૂષનું દર્શન થવું, એ ઘણા મોટા ભાગ્યની વાત છે. તે કરતાં પણ તેમની સાથે સંભાષણ થવું (બોલવાનો પ્રસંગ) અતિ દુર્લભ છે. અને તે કરતાં પણ તેમની સાથે મિત્રતા થવી, એ અત્યંત દુર્લભ છે. તોપણ એટલું તો સત્ય છે કે, સત્પુરૂષનો સમાગમ કદાપિ નિષ્ફળ થતો નથી.

**करोति निर्मलाधारस्तुच्छस्यापि महार्घताम्**
**अम्बुनो बिंदुरल्पोऽपि शुक्तौ मुक्ताफलं भवेत् ॥**

જળનું એક નાનું ટીપું શુક્તિકામાં (છીપમાં) પડવાથી મોતી થાય છે. અર્થાત્ સારાનો આશ્રય થવાથી તુચ્છ જેવી વસ્તુ પણ મહામૂલ્યવાન બને છે. તો પછી આપ જેવા મોટા દેવતાનો આશ્રય કરીને સ્વધર્મ પ્રમાણે સ્વામિની પાછળ આવતાં મારૂં કલ્યાણ કેમ નહિ થાય? અવશ્ય થશેજ. વળી હે પિતાજી! આપ મને પાછા ફરવાનું કહો છો; પરંતુ તે વાત, મને તો મોટા આશ્ચર્ય જેવી લાગે છે. કારણ કે એ વાત ધર્મથી અને નીતિથી તદન વિરૂધ્ધ છે. ગમે ત્યાં ગમે તેવી સ્થિતિમાં પોતાના પ્રાણ સ્વરૂપ પ્રિયતમ પતિનો ત્યાગ કરીને પાછું ચાલ્યું જવું, એ ધર્મ પ્રમાણે ચાલનાર સતી સ્રીનો ધર્મ નથી. સ્રીનો શ્રેષ્ઠ ધર્મ તો એજ છે કે;—

**भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च ।**
**तस्मात् सर्वं परित्यज्य पतिमेकं भजेत्सती ॥**

પતિ એજ પોતાનો દેવ છે, પતિ એજ પોતાનો ગુરૂ

છે, અને ધર્મ, તીર્થ તથા વ્રતાદિક સર્વ સત્કર્મોનું ફળ પોતાના પતિની સેવા ભક્તિ કરવાથીજ મળી જાય છે. માટે, બીજાં બધાં કર્મોનો ત્યાગ કરીને, સતીએ તો, પોતાના પતિ નિરંતર પ્રસન્ન રહે તેવું, અને પોતાના સ્વામિ સદા સુખ શાંતિમાં રહે તેવું, મન વડે, વાણી વડે તેમજ શરીર વડે કરીને, યથાર્થ વર્તન રાખવું જોઇએ.

માટે, હે પરમપૂજ્ય પિતાજી! અપરાધની ક્ષમા માગું છું; પણ સાચુંજ કહું છું કે, સતીએ પતિની પાસેથી પાછું ચાલ્યું જવું, એ અધર્મનું કામ છે. હું એવું સમજુ છું; છતાં મારાથી કેમ પાછા જવાય?! વળી હે મોટા દેવ! મને તો, એ વાત વ્યવહાર વિરૂધ્ધ પણ લાગે છે; કારણ કે, સંસારમાં એવો વ્યવહાર છે કે, જ્યારે કોઇ પોતાના જામાતાને (જમાઇને) પોતાને ત્યાં બોલાવે છે, ત્યારે પોતાની દીકરીને તો પોતાને ત્યાં પ્રથમથીજ બોલાવે છે. અને હે ધર્મરાજ પિતા! આપ તો આપના જમાઇને પોતાને ત્યાં પોતાની સાથેજ લઇ જાઓ છો. અને વિના તેડે તથા વિના બોલાવે પાછળ પાછળ આવતી મને તમારી કન્યાને તમે પોતે પિતાજ થઇને અટકાવો છો?! અને મને પાછું ચાલ્યું જવાનું કહો છો!!! હે પિતાજી! હું એક રાંકડી કન્યા આપ જેવા સમર્થ પિતાને શું ભારે પડીશ?! માટે, હે દયાના સાગર! મને આવવાની આજ્ઞા આપવા કૃપા કરો! હે દીનબંધો! દયા કરો! દયા કરો!



## બીજું વરદાન.



મહાસતી સાવિત્રીની ધર્મયુક્ત ઉત્તમ વાણી શ્રવણ કરીને યમદેવતા પ્રસન્ન થયા, અને બોલ્યા;–હે સાવિત્રી! તારી સુંદર મધુરવાણી સાંભળીને મારૂં હૃદય અતી હર્ષ-યુક્ત થયું છે. તેથી બીજું વરદાન આપવાની ઇચ્છાથી હું તને કહું છું કે,

### સાખી.

"ઓ પતિવલ્લભે મહાસતી, સુવ્રતધારી મહાભાગરે"
"પતિ તણા જીવન વિનાનું, જે જોઇએ તે માંગરે"

હે મહાભાગ્ય શાલી! તારા પતિના જીવન વિના જે વરદાન માંગવાની ઇચ્છા હોય તે માંગી લે. ત્યારે સાવિ-ત્રીએ માંગ્યું કે,

### સાખી.

"પરમપૂજ્ય મુજ શ્વશૂરને, શુભ રાજ્ય પોતાનું પાછું મળે"
"સ્વધર્મ પાલન કરી રહે ને, સર્વ પ્રકારે દુઃખ ટળે"

હે દેવ! મારા પૂજ્ય સસરા દ્યુમત્સેન રાજાને પોતાનું ગએલું રાજ્ય પાછું મળે, તેઓ સ્વધર્મનું યથાર્થ પાલન કરે, અને આપની કૃપાથી તેમનાં તમામ દુઃખો ટળે. એવી મારી ઇચ્છા છે.

યમદેવતા 'તથાસ્તુ' કહીને બોલ્યા કે, હે સતી! તારી ઇચ્છા પ્રમાણે તારા સસરાને પોતાનું ગએલું રાજ્ય થોડા સમયમાં પાછું મળશે, તેમજ તે સ્વધર્મથી કદી પણ ભ્રષ્ટ

થશે નહિ, અને તેનાં સર્વ સંકટો નાશ પામશે; પરંતુ, હે રાજપુત્રી! તને પરિશ્રમ ઘણો થયો છે, અને આગળ માર્ગ ઘણો વિકટ છે. માટે હવે તું અંહીથી પાછી ફર.

યમદેવતાનું બોલવું શ્રવણ કરીને સાવિત્રી બોલી કે, હે વૈવસ્વત મહારાજ! દરેક મનુષ્યનાં સત્કર્મને તેમજ દુષ્કર્મને આપ જાણો છો, અને કર્મ પ્રમાણે ફળ આપીને સર્વ પ્રજાને નિયમમાં રાખો છો. માટે, હે દેવ! તમારૂં નામ યમ છે. હે પ્રભો! હું તમને કહું છું તે શ્રવણ કરવા કૃપા કરો.

## જ્યાં જાગે છે, ત્યાંથી ચોર ભાગે છે.



જ્યાંસુધી ઘરનો માલીક પોતાના ઘરમાં જાગતો રહી સાવચેતી રાખે છે, ત્યાંસુધી ઘરમાં ચોર આવી શકતા નથી. અને ઘરમાંનું ધન ચોરી લઇ જઇ શકતા નથી. તે પ્રમાણે જ્યાંસુધી અંતઃકરણ રૂપી ઘરમાં જીવાત્મા રૂપી ઘરનો માલીક પોતાના યથાર્થ ધર્મ પ્રમાણે ચાલવા રૂપી સાવચેતી રાખે છે. ત્યાંસુધી કામ ક્રોધ વિગેરે ચોર લોકો અંતઃકરણ રૂપી ઘરમાં આવી શકતા નથી. અને જ્ઞાન રૂપી ધન ચોરીને લઇ જઇ શકતા નથી. હે પ્રભો! હું પણ હમેશાં જાગતી રહી સાવચેતી રાખીને મારા સત્ય ધર્મને કદી પણ ચુકતી નથી. તેથીજ હું આપનું પ્રત્યક્ષ પણે દર્શન કરી શકું છું. અને તમારી પાછળ પાછળ આવી પણ શકું છું. અને આપ જેવા સત્પુરૂષના સત્સં-

ગનો અલભ્ય લાભ લઉં છું. ગમે તેવો મોટો પંડિત હોય, પણ જો સત્સંગ કરતો નહિ હોય, તો તે પંડિતની વિદ્યા તેને સુખ આપતી નથી, પણ ઉલટી દુઃખદાયક થઇ પડે છે.

## છતી આંખે આંધળો !!!



એક બ્રહ્મનિષ્ઠ મહાત્માની પાસે એક સમયે એક મોટો છ શાસ્ત્ર ભણેલો પંડિત આવ્યો. તેણે મહાત્માને નમસ્કાર કરીને પૂછયું કે, હે મહારાજ! હું છ શાસ્ત્ર ભણ્યો છું, અને સમજ્યો છું; તોપણ મને પરમાત્મા દેખાતા નથી. એનું શું કારણ છે? મહાત્માએ કહ્યું કે, ભાઇ! તું આંધળો છે. તેથી તને પરમાત્મા દેખાતા નથી. પંડિત બોલ્યો કે, મહારાજ! હું તો દેખતો છું, મારી બંને આંખો સાજી છે, તે તમે પ્રત્યક્ષ જુઓ છો; છતાં મને આંધળો કેમ કહો છે? મહાત્માએ કહ્યું કે, ભાઇ! હું જોઉ છું કે, તું દેખતો છે; તોપણ છતી આંખે આંધળો છે.

તારા જેવો એક છતી આંખે આંધળો હતો. તેણે ઘણું ધન ખર્ચીને કોઇ ઉત્તમ કારીગર પાસે એક સુંદર ઘર બંધાવ્યું. તે મકાનની ભીંતમાં તેણે અનેક પ્રકારની ખુંટીઓ મૂકાવી હતી. તેમાં તે આંધળો રહેવા લાગ્યો; પણ પેલી ભીંતમાંની ખુંટીઓ તે આંધળાને વારંવાર વાગવા લાગી. તે બિચારો આંધળો ઘણી સાવચેતી રાખતો હતો, તોપણ

તે ખુંટીઓ તો વાગ્યાજ કરતી હતી. એમ કરતાં કરતાં કેટલોક વખત ગયા પછી, અકસ્માત તે આંધળાને ત્યાં કોઇ એક દેખતો સજ્જન મનુષ્ય આવી પહોંચ્યો. તેણે તે આંધળાને ઘરમાંની ખુંટીઓ વાગતી જોઇને કેટલીક ખુંટીઓ કાઢી નાંખી. તેથી તે આંધળાને સુખ થવા લાગ્યું. એટલે તેણે તે સજ્જન મનુષ્યના કાલાવાલા કરીને કહ્યું કે, "ભાઇ! તમે નિરંતર અંહી મારી પાસેજ રહેવા કૃપા કરો. હવે હું તમને નહિ છોડું." આવો આગ્રહ જોઇને તે પરોપકારી સજ્જન પણ ત્યાંજ રહ્યો. અને ધીરે ધીરે પેલી દુઃખદાયક તમામ ખુંટીઓ કાઢી નાંખી. એટલુંજ નહિં પણ, તે સજ્જને એક બીજો સજ્જન મનુષ્ય જે પોતાનો મિત્ર હતો, તેને પણ તે આંધળાને ત્યાં બોલાવીને રાખ્યો. એ પ્રમાણે તે બે સજ્જનોના સંગથી તે આંધળો દેખતો થઇ અત્યંત સુખ પામ્યો.

## સિદ્ધાંત.

सत्संगश्च विवेकश्च निश्चलं नयनद्वयम् ।
यस्य नास्ति नरः सोऽधः कथं न स्यादमार्गगः ॥

સત્સંગ અને વિવેક રૂપી બે દ્રઢ નેત્ર જેને નહિ હોય, તે આંધળો જાણવો. અને જે આંધળો થાય, તે અવળે માર્ગે કેમ નહિ જાય? અર્થાત્ સત્સંગ તથા વિવેક રહિત આંધળા મનુષ્યો અતિ દુઃખદાયક અવળે માર્ગે ચઢી જાય છે. એવા સત્સંગ તથા વિવેક વિનાના એક આંધળા મનુ-

એ, બુદ્ધિ રૂપી ધન ખરચીને, શાસ્ત્ર જાણનાર પંડિત રૂપી હોશીયાર કારીગર પાસે, શાસ્ત્રનો અભ્યાસ કરવા રૂપ ઘર બંધાવ્યું. અને ભણેલા શાસ્ત્રોમાં અનેક પ્રકારની શંકાઓ રૂપી ખુંટીઓ મૂકાવી હતી. તે શંકાઓ રૂપી ખુંટીઓ વારંવાર તે આંધળાને વાગતી હતી. જેમ પોતાના ઘરમાં પોતે મૂકાવેલી ખુંટીઓ પોતાને વાગે તેમ તે સત્સંગ તથા વિવેક વિનાના આંધળા મનુષ્યની પોતાની વિદ્યા પોતાનેજ દુઃખ આપતી હતી. એવામાં પૂર્વનાં પુણ્યયોગથી જ્યારે કોઇ મહાત્મા રૂપી સજ્જનનો સંગ થયો, ત્યારે શંકાઓ રૂપી સર્વ ખુંટીઓ નાશ પામી ગઇ. અને આ સત્ય છે તથા આ અસત્ય છે, તેમજ આ યોગ્ય છે તથા આ અયોગ્ય છે, એવું ભાન કરાવનાર વિવેક પણ પ્રાપ્ત થયો. એ પ્રમાણે સત્સંગ તથા વિવેક એ બે નેત્ર મળવાથી તે આંધળો દેખતો થયો. અને પ્રત્યક્ષપણે બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને મોક્ષનું સાચું સુખ પામ્યો.

મહાત્માજીએ પેલા પંડિતને ઉપર પ્રમાણે દ્રષ્ટાંત તથા સિધ્ધાંત કહી સંભળાવીને કહ્યું કે, હે પંડિત! તું પણ તે આંધળા જેવોજ છે. જો કે, તું છ શાસ્ત્ર ભણેલો તો છે, પણ તારા મનમાં પંડિતાઇનું મોટું અભિમાન હોવાથી તું કદી પણ સત્સંગ કરતો નથી. વિદ્યાના બળ વડે તથા યુક્તિ વડે તું અન્ય જનોના મનની શંકાનું સમાધાન કરી શકે છે; પણ તું તારી શંકાઓનું સમાધાન કરી શકતો નથી. અરે ભાઇ! જે આંખો વડે આપણે જોઇએ છીએ, તે આંખો પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન કરવા માટે

કામ લાગતી નથી; પરંતુ સત્સંગ અને વિવેક એ બેજ આંખો કામ લાગે છે. માટે, હે પંડિત! હું જોતો હતો કે તું દેખતો છે; તોપણ મેં તને ઉપદેશ કરવા માટે "**છતી આંખે આંધળો**" કહ્યો છે. જો પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન કરવું હોય, તો સત્સંગ કર. જો સત્સંગ કરશે, તો સત્સંગ થશે. અર્થાત્ જ્ઞાની ભક્ત મહાત્માઓનો સમાગમ-સત્સંગ કરશે, તો 'सत्' એટલે 'ब्रह्म परमात्मा' તેનો 'संग' એટલે 'साक्षात्कार' થશે.

મહાસતી સાવિત્રી યમદેવતાને કહેવા લાગી કે, હે દેવ! સત્સંગનો મહિમા ઘણો મોટો છે.

**"क्षणमपिसज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका"**

ક્ષણવાર પણ જો સત્પુરૂષનો સમાગમ થાય, તો ભવસાગર તરવામાં વહાણની પેઠે સહાય કરીને પેલે પાર પહોંચાડી દે છે.

**जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं।**
**मानोन्नतिं दिशति पापमपाकरोति॥**
**चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं।**
**सत्संगतिः कथय किं न करोति पुंसाम्॥**

"આ હું ને આ મારૂં" એવા બુદ્ધિના જડપણાને સત્સંગ મટાડે છે, વાણીમાં સત્ય બોલવાપણું મેલે છે, અર્થાત્ વાણીની કઠોરતા મટાડી દઇ, પોતાના જેવા બીજાને જણાવી, પરને પીડા થવાથી દોષ લાગવાની સમજણ આપી, સારૂં અને મધુર વચન બોલવાનું શીખવે છે, દેહબુદ્ધિ

મટી આત્મબુદ્ધિ થવા રૂપ મોટાઇના ઉદયને દેખાડે છે, આમ થવાથી કાયિક–વાચિક વિગેરે પાપને દૂર કરાવે છે, ચિત્તમાંથી કામ ક્રોધાદિક મેલને દૂર કરાવી મનને નિર્મળ બનાવે છે અને એવા શુભ માર્ગમાં પ્રવૃત્ત થવાથી દિશાઓમાં કીર્તિ કરાવે છે. માટે સત્સંગતિ શું શું નથી કરતી? અર્થાત્ સત્સંગથી સર્વ કાંઇ મળે છે. હે પ્રભો! જે સાધુઓ સર્વની ઉપર અનુગ્રહ કરે છે, એવા દયાળુ સાધુ મહાત્માઓને કોણ અભાગી નમે નહિ?

**वदनं प्रसादसदनं सदयं हृदयं सुधामुचो वाचः।**
**करणं परोपकरणं येषां केषां न ते वंद्याः॥**

જેમનું મુખ પ્રસન્નતાનું સદન (ઘર) છે, જેમનું હૃદય દયાળુ છે, જેમની અમૃતમયી વાણી છે અને જેમનું કર્તવ્ય પરોપકાર કરવાનું છે; એવા સત્પુરૂષો કોને વંદન કરવા યોગ્ય નથી? અર્થાત્ સર્વને વંદન કરવા યોગ્ય છે.

**(રાગ—સારંગ ગરબીનો ઢાળ.)**

---

જે નમ્રપણે, મોટપપણું મનથી માની હરખાય છે,
પરગુણ કથને, પોતાનાંજ ગુણો તે જાણે ગાય છે—જે૦ ટેક.
પરોપકાર કરતાં હરખાયે, જાણે પોતાનો સ્વાર્થ સધાયે,
એવું સમજી, પરાર્થ કામો કરવામાં રોકાય છે—જે૦ ૧
દુર્જન દુષ્ટ વચન વદનારા, એવાને પણ ક્ષમા કરનારા,
એવાં સાધુ, **દીનાનાથ** કહે કોનાથી ન પૂજાય છે—જે૦ ૨

**महात्मानोऽनुगृह्णन्ति, भजमानान् रिपूनपि।**
**सपत्नीः प्रापयन्त्यब्धिं सिंधवो नगनिम्नगाः॥**

જેમ નાની નાની નદીઓ શોકય રૂપ છે; તોપણ મોટી નદીઓ તેને સમુદ્રમાં લઇ જાય છે. તેમ પોતાને ભજનારા પોતાના શત્રુઓના ઉપર પણ મહાત્મા પુરૂષો અનુગ્રહ કરે છે. અરે એ તો ઠીક, પણ પોતાને દુષ્ટ વચનો કહેનારા પોતાનું અનિષ્ટ કરનારા અને પોતાને મારનારા પોતાના શત્રુઓના ઉપર પણ સંતમહાત્માઓ જેવી દયા કરે છે, તેવી દયા આ જગતમાં બીજું કોઇ પણ કરી શકતું નથી.

## महात्मानो दयानो महिमा.



કોઇ એક સુખાનંદ નામના બ્રહ્મનિષ્ઠ જ્ઞાની મહાત્મા હતા. તેઓ નિરંતર શાંત અને આનંદમય સ્થિતિનો ઉત્તમ અનુભવ કરનારા હતા. માન અપમાન, સુખ દુઃખ અને શત્રુ મિત્ર વિગેરે દ્વંદ્વ ભાવથી રહિત રહેતા હતા. એક સમયે તે સુખાનંદજી મહાત્માને જળ માર્ગની મુસાફરી કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. તેઓ એક વહાણમાં બેઠા હતા. જે વહાણમાં તે મહાત્મા બેઠા હતા, તે વહાણમાં બીજા ઘણા લોકો બેઠા હતા. પણ તેમાં સુખાનંદજી મહાત્માની બે બાજુએ જે બે મનુષ્યો પશુભાઇ તથા જુઠાભાઇ નામના બેઠા હતા, તે બંને અત્યંત દુષ્ટ વૃત્તિવાળા નિર્દય પાપી પુરૂષો હતા. વહાણ ચાલવા માંડયું, અને કેટલોક રસ્તો ગયા પછી, મહાત્માની પાસે બેઠેલા જુઠા-

ભાઇએ પોતાના મિત્ર પશુભાઇને ઇસારત કરીને કહ્યું કે, “ આપણા બેની વચમાં આ સાધુડો છે, તેની કાંઇ મશ્કરી કરો.” પશુભાઇ તો ચોપગા પશુના ભાઇ કેવળ પશુ જેવાજ હતા. તેમાં વળી જુઠાભાઇની ઇસારત થઇ. એટલે મર્કટને મદિરાપાન જેવું થયું. પશુભાઇએ મનમાં મલકાઇને હસતે મોંઢે મહાત્માજીની કુક્ષિમાં ઓચિંતી આંગળી કરી. ઓચિંતી આંગળી લાગવાથી સુખાનંદજીનું અંગ સ્હેજ મરડાઇને વાંકું થયું. તે જોઇને પાસે બેઠેલા બધા લોકો ખડખડ હસી પડયા. તોપણ મહારાજ કાંઇ બોલ્યા નહિ. તે જોઇને બીજી તરફથી જુઠાભાઇએ પણ આંગળી કરી. જોનારને આથી વધારે આનંદ થયો ને હસવા લાગ્યા. તોપણ મહારાજ તો કાંઇ પણ બોલ્યા નહિ. તેમજ મુખ ઉપર પણ કોઇ પ્રકારનો વિકાર દેખાયો નહિ. પરંતુ પેલા બંને દુર્જનોને તો એક પ્રકારની અદ્‌ભુત મઝા પડી. અને તેથી વારંવાર આંગળી કરી કરીને મહાત્માને દુઃખ દેવા લાગ્યા. જેમ જેમ મહારાજ બોલતા નહિ, તેમ તેમ તે દુષ્ટોને વિશેષ મઝા પડવા લાગી. છેવટ તે લોકો એટલે સુધી દુઃખ આપવા લાગ્યા કે, સુખાનંદજીના મસ્તકપર જોરથી ધપ્પા મારવા માંડયા; તોપણ મહાત્મા કાંઇ બોલ્યા નહિ. ત્યારે તે વહાણમાં બેઠેલા જે કેટલાક સજ્જનો હતા, તેઓએ તે દુષ્ટોને કહ્યું કે, “ભાઇ! આ કોઇ ઉત્તમ મહાત્મા પુરૂષ છે, તમે તેને નિષ્કારણ શા માટે હેરાન કરો છો? સાધુની મશ્કરી કરવી, એ મોટું પાપ છે.”

એ પ્રમાણે ઘણું સમજાવ્યું, છતાં તે દુષ્ટો મહાત્માને મારતાં અટકયાં નહિ; પણ ઉલટા વધારે જોરથી મારવા લાગ્યા. અને બહુ મોટે અવાજે હસવા લાગ્યા. એટલુંજ નહિ, પણ વિચિત્ર ચેષ્ટા કરીને વજ્ર જેવા કઠણ વચનો બોલી હાસ્ય ઉપજાવવા લાગ્યા. તે જોઇને વહાણવાળા તથા પેલા સજ્જનો પણ હસવા મંડયા. અને મહાત્માની મશ્કરી કરવાના પાપમાં ભાગીદાર થયા.

જ્યાં આખા વહાણમાં એક સરખી રીતે હસાહસ ચાલી રહેલી હતી, ત્યાં હવે મહાત્મા સુખાનંદજીના તરફથી બોલનાર કે દયા જાણીને અટકાવનાર કોઇ રહ્યું નહિ. ત્યારે પરમદયાળુ પરમાત્માને પોતાના સાચા ભક્તનું દુઃખ જોઇ દયા ઉત્પન્ન થઇ. અને પ્રભુજી પોતે તે સત્પુરૂષની વ્હારે ધાયા. સર્વ કોઇ સ્પષ્ટપણે શ્રવણ કરી શકે એવી રીતે, અકસ્માત્ આકાશવાણી કરીને શ્રી ભગવાન પોતે બોલ્યા કે, “ હે સુખાનંદજી ! મારી આજ્ઞા સાંભળો ! આ વહાણમાં જે લોકો છે, તે તમામ લોકો તમારા જેવા સાચા સંતને દુઃખ આપનારા છે; માટે હમણાજ આખું વહાણ સમુદ્રના અગાધ જળમાં ડૂબી જશે. અને તમને એકલાનેજ હું બચાવી લઇશ. આ વાત સત્ય છે, સત્ય છે અને સત્યજ છે. ” આ પ્રમાણે એકવાર બીજીવાર અને ત્રીજીવાર બોલીને આકાશવાણી બંધ થઇ ગઇ. આકાશવાણી શ્રવણ કરીને વહાણવાળા તેમજ વહાણમાં બેઠેલાં સર્વ લોકો ચૂપ થઇ ગયા, એક એકના સામે જોવા લાગ્યા, અને દરેક જણ પોત પોતાના મનમાં અત્યંત ભય પામીને

ગભરાઇ ગયા. કેટલાક લોકો તો આ અવાજ ક્યાંથી આવે છે અને આ કોણ બોલે છે તે જાણવા માટે, આકાશ તરફ ઉંચા મુખ કરીને જોતાંજ રહી ગયા હતા. કેટલાક લોકો તો પરસ્પર વાતો કરીને વિચારવા લાગ્યા કે, "એકના પાપે વહાણ ડૂબે" એ કહેવત પ્રમાણે આ બે જણના પાપને લીધે આપણે બધાને મરવાનો સમય આવ્યો છે!! કોઇ કહે છે કે, ભાઇ હવે તો ભગવાનનું ભજન કરો. બીજો બોલ્યો કે, હા હા ખરૂં છે, ભગવાનને ભજીશું અને ખરા અંતઃકરણથી ભગવાનનું સ્મરણ કરીશું, તો ભગવાન પોતે દયાળુ છે, તે નકકી દયા કરશે ને આપણને બચાવી લેશે. એક જણ બોલ્યો કે, ભાઇ! ભગવાનનું ભજન કરતાં કરતાં કદાચ મરણ પામીશું, તો પણ મોક્ષે જઇશું. ત્યારે વળી એક બીજો કહેવા લાગ્યો કે, જો તમે બધા મારૂં માનો તો આપણે એક કામ કરીએ. આપણે બધાં મળીને આ બે પાપી પુરૂષોનેજ સમુદ્રમાં નાંખી દઇએ, અને પછી આ દયાળુ મહાપુરૂષની ક્ષમા માંગીએ. તે સિવાય આપણે બચવાના નથી. એ પ્રમાણે તે સર્વ લોકો પોતાનાં વહાલાં પ્રાણ બચાવવાની ચિંતા કરતાં વિચારના વમળમાં પડયા હતા.

પરંતુ મહાત્મા સુખાનંદજી મહારાજ તો તત્કાળ ઉઠયા અને શ્રી પરમાત્માને નમસ્કાર કરીને મોટેથી બોલ્યા કે, "હે અદ્વિતીય પરબ્રહ્મ પરમાત્મા! હે ગોપાલ! હે ગોવિંદ! હે મહાદેવ! હે શંકર! હે સચ્ચિદાનંદ! હે સર્વવ્યાપી! હે પ્રભો! હું આપને નમસ્કાર કરૂં છું.

હે જગત્કારણ ! આ જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા પ્રલય કરવામાં કારણભૂત જે માયા. તેના વિલાસ માટે ક્રીડા કરનારા, નિત્ય સ્વરૂપના ચૈતન્યમય પ્રકાશથીજ જેનો ભેદ તથા મોહ નાશ થયો છે, એવા જ્ઞાનનોજ આશ્રય કરનારા, ભક્તિયોગથી નિર્મળ થએલા ભકત જનોના હૃદય કમળમાં રહેનારા, પાવનોને પણ પાવન કરનારા, કલ્યાણ કર્તાઓનું પણ કલ્યાણ કરનારા, ભીષણોને પણ ભીષણરૂપ ભય પમાડનારા, સર્વ રક્ષણ કર્તાઓનું પણ રક્ષણ કરનારા, અશરણના શરણરૂપ અને પ્રાણી માત્રની ગતિરૂપ આપ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. હે નિરાલંબ નારાયણ ! મારી નમ્ર પ્રાર્થના શ્રવણ કરવા કૃપા કરો. હે પ્રભો ! ખરેખર હું મહાન્ દુષ્ટ ઘાતકી તથા પાતકી છું, પણ શું હું એટલો બધો પાપી છું, કે જે વહાણમાં હું બેસું, તે વહાણ ડૂબીજ જાય ?! હે કરૂણાસાગર ! હે દીનદયાળ ! હે નાથ ! મારા અપરાધ ક્ષમા કરો ! ને વહાણ બચાવવા કૃપા કરો ! દયા કરો !!"

મહાત્માની આવી દયામય પ્રેમવાળી મધુર પ્રાર્થના શ્રવણ કરીને પ્રસન્ન થએલા પરમાત્માએ પુનઃ આકાશવાણી કરીને કહ્યું કે, "હે મહાત્મન્ ! જો તમારી ઇચ્છા એવીજ છે તો ભલે, આ આખું વહાણ બચી જશે; પણ તમને ઘણું દુઃખ દેનારા તમારી આસપાસ બેઠેલા જાુઠાભાઇ તથા પશુભાઇ નામના દુષ્ટ બુધ્ધિવાળા બંને દુર્જનોનું તો અવશ્ય મરણ થશેજ.

આ સાંભળીને મહાત્મા થરથર ધ્રુજવા લાગ્યા, આંખ-

માંથી અશ્રુની ધારા પડવા માંડી, અને બે હાથ જોડી ગદ્દગદ્દ કંઠે પ્રભુની સ્તુતિ કરીને કહેવા લાગ્યા કે, "હે ભગવન્! શું હું એટલો બધો નાલાયક નીચ ને અધમ છું, કે જે મારી પાસે આવીને બેસે તેનું મરણ થાય?! હે પ્રભો! મનુષ્ય જ્યાંસુધી ઇંદ્રિયો તથા વિષયો રૂપ તમારી માયાના બળવાળી દ્વૈતબુદ્ધિથી જુવે છે, ત્યાંસૂધી તેને વ્યર્થ છતાં પણ કર્મનું ફળ આપનારો અને અનંત કષ્ટો આપનારો આ જન્મ મરણ રૂપ સંસાર મટતો નથી. પણ જે પ્રેમી જનો આપના સત્ય સ્વરૂપનોજ આશ્રય ગ્રહણ કરીને અહોનિશ આપનીજ આરાધના કરે છે, તેના હૃદય રૂપ મંદિરમાં રહી, તે ભક્તજનોને આપ આપના વાસ્તવિક સ્વરૂપનું દર્શન નિરંતર આપ્યાજ કરો છો. તેવા આપના ભક્તજનોને તો સદા સુખ તથા આનંદનોજ અનુભવ થયા કરે છે. દુઃખનું સ્વરૂપ કેવું છે, તેની તો તેઓને ખબર પણ પડતી નથી. તો પછી તેઓને દુઃખનો અનુભવ તો થાયજ ક્યાંથી?!! હે દીનબંધો! હે ઇશ! હું તો આપનેજ ભજું છું, આપનેજ રટું છું, આપનેજ પૂજું છું, આપનેજ જોઉં છું, આપનુંજ ધ્યાન ધરૂં છું અને આપનેજ શરણે છું. હે નાથ! હું આપને વારંવાર નમસ્કાર કરતો કાલાવાલા કરીને કરગરૂં છું, કે મારા સર્વ અપરાધો ક્ષમા કરીને આ બે બાપડા ગરીબ પ્રાણીઓનાં પ્રાણ બચાવવા કૃપા કરો."

તે વખતે શ્રી ભગવાને પાછી આકાશવાણી કરીને કહ્યું કે, "હે મહાપુરૂષ! માતા પોતાના બાલકને રમાડે છે,

તેમ અપરાધ કરે ત્યારે મારે પણ છે; પરંતુ પુત્રને મારવાથી માતા જેમ નિર્દય ગણાતી નથી, તેમજ હું ઇશ્વર પણ નિર્દય નથી; પણ પ્રાણીઓના ગુણ તથા દોષ જોઇને તેના પ્રમાણમાં અનુગ્રહ કે નિગ્રહ કરૂં છું. હે મહાત્મન્! સ્વધર્મમાં રહેનારા તમારા જેવા સત્પુરૂષોનું રક્ષણ કરવાનો તથા આ જાુઠાભાઇ અને પશુભાઇ જેવા દુષ્ટ કર્મ કરનારાઓને દંડ આપવાનો મારો સ્વભાવ છે. માટે, મારા સ્વભાવ પ્રમાણે એ બંને દુષ્ટોને હું શિક્ષા તો અવશ્ય કરીશ; પણ હું તમારી પ્રાર્થના શ્રવણ કરીને તમારા ઉપર પ્રસન્ન થઇ તમને કહું છું કે, એ લોકોને તમે જે શીક્ષા કરવાને મને કહેશો, તે શીક્ષા હું કરીશ. તમારી જે ઇચ્છા હોય તે કહો. ”

હવે મહાત્માનું મુખ હસતું થયું, અને હાથ જોડીને બોલ્યા, “ હે પ્રભો! ત્યારે તો તમે પ્રસન્ન થઇને એ બંને જણને એવો દંડ આપવા કૃપા કરો કે, એ બંનેના અંતઃકરણમાં રહેલી દુષ્ટ વૃત્તિવાળી વાસના તદન નાશ પામી જાય, અને એ બંને જણા નિર્મળ સરળ શાંત ચિત્તવાળા થઇ જાય. તે વખતે પરત્માએ “તથાસ્તુ” કહેતાંજ તે બંને દુષ્ટોની દુષ્ટ વાસના નાશ પામી ગઇ. અને નિર્મળ અંતઃકરણવાળા થઇ ગયા. તેઓ પોતાના કરેલાં દુષ્ટ કર્મને માટે મનમાં મોટો પશ્ચાત્તાપ કરવા લાગ્યા, મહાત્માજીનાં ચરણકમલમાં તેઓ નમી પડયા, અને આંખમાંથી આંસુ પડતાં કરેલા અપરાધની વારંવાર ક્ષમા માગવા લાગ્યા. સુખાનંદજી મહાત્માએ પ્રેમથી તે

બંને પુરૂષોને પોતાના હૃદય સાથે દાબ્યા, અને પાસે બેસાડીને નિર્મળ જ્ઞાનનો ઉપદેશ કર્યો. તે જોઇ વહાણમાં બેઠેલા સર્વ લોકો મહાત્માજીને નમીને સ્તુતિ કરવા લાગ્યા કે, હે દેવ! આપ તો ખરેખરા દયાના સાગર સાચા સંત છો. આજે તમે અમને બધાને જીવિતદાન આપ્યું છે. એટલુંજ નહિ; પણ આ લોકોએ આપને આટલું બધું દુઃખ દીધું; તો પણ તમે તો નિર્મળ બુધ્ધિ તથા ઉત્તમ જ્ઞાન અર્પણ કરીને મોક્ષને માર્ગે લગાડી એ બનેનું પરમ કલ્યાણ કરી દીધું!!!



## સત્પુરૂષોનો મહિમા.

મહાસતી સાવિત્રી યમદેવતાને કહેવા લાગી કે, હે પ્રભો! સંતોનું હૃદય અત્યંત કોમળ હોય છે.

**सज्जनस्य हृदयं नवनीतं यद्वदंति कवयस्तदलीकम्।**
**अन्यदेहविलसत्परितापात् सज्जनो द्रवति नो नवनीतम्॥**

કેટલાક કવિજનો સંતનું હૃદય નવનીત (માખણ) જેવું કોમળ કહે છે, પણ તે ખોટું છે; કેમકે અન્ય સ્થળે તાપ લાગતો હોય તો તે તાપ માખણને લાગતો નથી; પરંતુ મહાત્માનું હૃદય તો એટલું બધું કોમળ છે કે, જ્યારે અન્ય સ્થળે તાપ લાગે છે, ત્યારે સંતનું હૃદય દ્રવીભૂત થઇ જાય છે. અર્થાત્ બીજાં જનોનાં દુઃખ જોઇને સંતનું હૃદય દુઃખી થાય છે. તે પણ એટલે સૂધી કે,

निर्गुणेष्वपि सत्त्वेषु दयां कुर्वंति साधवः।
नहि संहरते ज्योत्स्नां चन्द्रश्चांडालवेश्मनि ॥

સત્પુરૂષો નિર્ગુણ એટલે ગુણ વિનાના તુચ્છ લોકો ઉપર પણ દયા કરે છે. ચંદ્ર કંઇ પોતાના સુંદર શીતળ પ્રકાશને ચંડાળના ઘર પરથી હરણ કરી લેતો નથી. અર્થાત્ મહાત્માઓ તો નાના મોટા નીચ ઉંચ સર્વ લોકોની ઉપર એક સરખી રીતે દયા કરનારા પરમદયાળુજ હોય છે.

पद.

(રાગ—વાઘેસરી કાનરો. તાલ-ત્રિતાલ)

---

પરમ દયાળુ સંતજનો સમ, કોણ દયા કરનારરે!
ભવ સાગરમાં ડુબતા જનની, જરૂર બાંય ધરનારરે!–પરમ. ટેક.
શાંતિના ભંડાર ભરે છે, નિર્ગુણ પર પણ કૃપા કરે છે,
દુઃખીઓનાં દુઃખ હરે છે, સંગ કરે તે સર્વ તરે છે,
અપાર અતી ઉપકાર કરીને, જ્ઞાન દાન દેનારરે!–પરમ. ૧
કામ ક્રોધ કુટેવ ટળાવે, પ્રપંચ પાપોને પ્રજળાવે,
સદાચરણને પંથ ચલાવે, વિવેક ને વૈરાગ્ય રળાવે,
નિર્વિકાર સુખકાર સાર, સમજાવી ઉતારે પારરે!–પરમ. ૨
સત્ય વચન મુખમાંથી બોલે, જેવું બોલે તેવું તોલે,
પ્રાણ જતાં પર્યંત ન ડોલે, ઝુલે જન દુખ હર હીંડોલે,
સંતદાસ કહે દીનાનાથ, સંતોની બહુ બલિહારરે!–પરમ. ૩

अपेक्षंते न च स्नेहं न पात्रं न दशांतरम्।
सदालोकहितासक्ता रत्नदीपा इवोत्तमाः ॥

રત્ન રૂપ દીપકને બીજા દીવાની પેઠે સ્નેહ-તેલની,

પાત્ર-કોડીયાની, અને દશા-દીવેટની પણ જરૂર પડતી નથી; પરંતુ સદા આલોક એટલે પ્રકાશ પાડવામાંજ રત્ન રૂપી દીવા તત્પર હોય છે; તેજ પ્રમાણે મહાત્મા પુરૂષો સ્નેહ-પ્રેમને જોતા નથી, પાત્ર-જ્ઞાની કે અજ્ઞાનીને જોતા નથી, અને દશા એટલે નાની મોટી અવસ્થાને પણ જોતા નથી; પરંતુ સદા જગતના લોકોનું કલ્યાણ કરવામાંજ તત્પર હોય છે. સાધુઓ તો હમેશાં લોકોને આપ્યાજ કરે છે.

### मनहर छंद.

સાચો ઉપદેશ દેત, ભલીભલી શીખ દેત;
સમતા સુબુધ્ધિ દેત, કુમતિ હરતુ હૈં.
મારગ દીખાઇ દેત, ભાવહુ ભક્તિ દેત;
પ્રેમકી પ્રતીતિ દેત, અભરા ભરતુ હૈં.
જ્ઞાન દેત ધ્યાન દેત, આતમ વિચાર દેત;
બ્રહ્મકું બતાઇ દેત, બ્રહ્મમેં ધરતુ હૈં.
સુંદર કહત જગ, સંત કછુ લેત નાહીં;
સંતજન નિશિદિન, દેવોહિ કરતુ હૈં.

હે દેવાધિ દેવ! સંતોનું મન ઘણુંજ મોટું હોય છે. કવિઓ કહે છે કેઃ—

वासरगम्यमनूरो रम्बरमवनी च वामनैकपदा।
जलधिरपि. पोतलङ्घ्यः सतां मनः केन तुलयामः॥

સત્પુરૂષોનું મન એટલું બધું મોટું હોય છે કે, જો તેને મોટામાં મોટા આકાશની ઉપમા આપીએ, તો તે આકાશ, ઉરૂ વિનાના સૂર્યના સારથી અરૂણથી માત્ર એક

દિવસમાંજ કરી શકાય તેવું છે. જો સત્પુરૂષોના મનને મોટામાં મોટી પૃથ્વિની ઉપમા આપીએ, તો તે પૃથ્વિ વામન ભગવાનના માત્ર એક ચરણથીજ મપાએલી છે. અને જો સમુદ્રની ઉપમા આપીએ તો, તે મોટો સમુદ્ર પણ વહાણથી તરી શકાય એવો છે. ત્યારે મોટામાં મોટા આકાશ, પૃથ્વિને સમુદ્ર કરતાં બીજું કોણ મોટું છે? કે જેની સાથે સત્પુરૂષોનાં મનની તુલના કરી શકાય?! કોઇ નહિ. અર્થાત્ હે પ્રભો! હે પિતાજી! આપ જેવા દયાળુ સંતોનાં મન કેટલાં મોટાં ઉદાર છે, તેનું માપ કોઇથી થઇ શકે એમ નથી; તેમજ તેને કોઇ ઉપમા પણ આપી શકાય એમ નથી. એવા અમાપ દયાના સાગર રૂપ તથા સાક્ષાત્ ધર્મ રૂપ આપ સત્પુરૂષ મોટા દેવ છો. તેથી મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, આપના શરણમાં આવેલી મારા જેવી ગરીબ અબળા પર આપ દયાળુ દેવ અવશ્ય દયા કરશોજ. અને મને પાછળ પાછળ આવવાની આજ્ઞા આપશોજ.

(રાગ—ભીમપલાસી. તાલ-તેવરા)

---

ભગવત્ સ્વરૂપ જે બ્રાહ્મણો, તેની પૂજા કીધી હશે;
હરિની કથા એકાગ્રચિ-તે શ્રવણ જો કીધા હશે.
સાસુ શ્વશુર ગુરૂજન તણી, આજ્ઞા નહિ લોપી હશે;
વેદ ભેદ અભેદ ભાવની, વૃત્તિ જો ઓપી હશે.
અતિથિ તણો આદર કરી, સત્કાર જો કીધો હશે;
પરમ ગુરૂ પતિ-ભક્તિનો, શુભ લાભ જો લીધો હશે.

પાપ કે પાખંડનો, નહિ સ્પર્શ પણ મનને હશે;
તો ગરીબડી આ ગાયની, નક્કી દયા તમને થશે.

## ત્રીજું વરદાન.

યમદેવતા સાવિત્રીની વાણી શ્રવણ કરીને પ્રસન્ન થઇ બોલ્યા, હે સતી! હે ધર્મજ્ઞે! જેમ તીવ્ર તાપથી સંતપ્ત થએલા તૃષાતુર મનુષ્યને અમૃતપાન મળતાં સંતોષ થાય છે, તેમ હું તારી ઉત્તમ મધુર વાણી શ્રવણ કરીને સંતુષ્ટ થયો છું. હે સતી! હું તને પ્રેમથી કહું છું કે, તારા પતિના જીવન વિના તારે જે વરદાન માગવું હોય તે માગી લે. હું આપવાને તત્પર છું. તે વખતે સાવિત્રીએ માગ્યું કેઃ—

## સાખી.

"મારા પિતાજી અશ્વપતિ જે, પુત્ર રહિત કહેવાયરે;"
"તે એક શત સુત પ્રાપ્ત કરે ને, કુળની વૃદ્ધિ થાયરે."

તત્કાળ યમદેવતા "तथास्तु" કહીને બોલ્યા, હે કલ્યાણી! તારા પિતાના કુળની વૃદ્ધિ કરનારા તેજસ્વી તથા સદાચરણી સો પુત્રો થશે. પરંતુ હે સતી! હવે હું તને કહું છું, તે ધ્યાન રાખીને સાંભળઃ—

## યમ દેવતાએ દૈવની શ્રેષ્ઠતા સમજાવી.

**आयुः कर्म च वित्तं च विद्या निधनमेव च।**
**पंचैतान्यपि सृज्यंते गर्भस्थस्यैव देहिनः॥**

આયુષ્ય,-શુભાશુભ ક્રિયા, ધન, વિદ્યા અને મરણ, એ પાંચે વાતો જીવાત્મા જ્યારે ગર્ભમાં હોય છે, ત્યારથીજ

વિધાતા તરફથી લખી આપવામાં આવે છે. તે લેખ પ્રમાણે આયુષ્ય પૂર્ણ થાય છે, કે તુરત જેમ તેલ થઇ રહેતાં દીવો આપોઆપ શાંત થઇ જાય છે, અથવા, જેમ વૃક્ષ ઉપરથી પરીપકવ થએલાં પત્રપુષ્પ વિગેરે પોતાની મેળેજ પડી જાય છે, તેમ સ્થૂલ શરીર પણ પોતાની મેળેજ પડે છે.

હે ભદ્રે! હે સતી! તું નિશ્ચય પૂર્વક જાણી લે, કે જેનો જન્મ છે, તેનું મરણ છેજ. "**मृत्युर्वै प्राणीनां ध्रुवः**" અને **जातस्य हि ध्रुवो मृत्युः**" પૂર્વ જન્મનાં પાપ પુણ્યને લીધે જેને શરીર તથા ઇંદ્રિયો વિગેરેના સંબંધ રૂપ જન્મ પ્રાપ્ત થએલો છે, તેનું નક્કી મરણ થાય છે. માટે અટકાવી શકાય નહિ એવા, આ તારા પતિના મરણ સંબંધમાં તારે શોક કરવો ઘટતો નથી.

**सर्वे विनाशिनो भावाः पतनांता समुच्छ्रयाः ।**
**संयोगा विप्रयोगांता मरणांतं हि जीवितम् ॥**

જે પદાર્થ જગતમાં ઉત્પન્ન થાય છે, તે દરેક પદાર્થ નાશ પામનાર છે; જે ઉંચા છે, તે દરેક નીચે પડવાના છે; જેનો સંયોગ છે, તે દરેકનો વિયોગ થનાર છે; અને જે જીવે છે, તે દરેક મરવાના છે.

**अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।**
**नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥**

પોતાના કરેલાં શુભાશુભ કર્મનું ફળ પોતાને અવશ્ય ભોગવવું પડે છે; ને નહિ ભોગવેલું કર્મ સેંકડો કરોડો કલ્પ ચાલ્યા જાય, તોપણ નાશ પામતું નથી.

यद्भावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।
इति चिंताविषघ्नोऽयं बोधो भ्रमनिवर्तकः ॥

જે નથી થવાનું, તે થવાનું નથીજ. અને જે થવાનું છે, તે ટળવાનું નથીજ. આ જ્ઞાન-બોધ તમામ ભ્રાંતિને નિવારણ કરી નાંખનાર છે. અને શોક ચિંતા રૂપી સઘળા ઝેરને બાળી નાંખનાર છે.

માટે, હે સતી! જેમ થવાનું હતું, તેમ થયું છે. મોટા શૂરવીર પંડિતો કે દેવતાઓ પણ દૈવમાં લખેલું ફેરવી શકતા નથી. એવું ઉત્તમ જ્ઞાન મનમાં ઉતારી, શોક મોહ તથા ચિંતાને તજી દઇને તું તારા પતિનો લોભ ત્યાગ કર. અને હવે અંહીથી પાછી ફર.

## સતીનો સચોટ જવાબ.

સતી સાવિત્રી હાથ જોડીને બોલી, હે પ્રભો! "દૈવને સાક્ષાત્ ઇશ્વર પણ ફેરવી શકતા નથી." જો કે, એ વાત સત્ય છે; તો પણ હું કહું છું, તે શ્રવણ કરવા કૃપા કરો. જ્ઞાનીજનો કહે છે કેઃ-

दैवं संप्रेरयति मामिति दग्धधियां मुखम् ।
अद्रष्टश्रेष्ठवृष्टीनां द्रष्ट्वा लक्ष्मीर्निवर्तते ॥

દરેક કાર્ય કરવા માટે મને મારૂં દૈવજ પ્રેરણા કરે છે, એવું કથન નષ્ટ બુદ્ધિવાળા પુરૂષોનું છે. દૈવને શ્રેષ્ઠ માનનારા અધમ પુરૂષોનું મુખ જોઇને સાક્ષાત્ લક્ષ્મી પણ તેનાથી ઉપરામ થઇ જાય છે. અર્થાત્ તે ભીખારી થઇ જાય છે.

दैवमेवेह चेत्कर्तृ पुंसः किमिव चेष्टया।
स्नानदानासनोच्चारान्दैवमेव करिष्यति॥

મૂર્ખ લોકો એટલું પણ સમજતા નથી કે, જો દરેક કાર્ય કરનાર દૈવજ છે, તો પછી મનુષ્યને કંઇ ચેષ્ટા કરવાની શી જરૂર છે?! સ્નાન કરવું, ભોજન કરવુ, દાન આપવું, પથારી કરવી, સુવું, બેસવું અને બોલવું ચાલવું વિગેરે દૈવ પોતેજ કરશે!!!

पूर्वजन्मजनितं पुराविदः कर्म दैवमिति संप्रचक्षते।
उद्यमेन तदुपार्जितं चिरादैवमुद्यमवशं न तत्कथम्॥

મોટા જ્ઞાની રૂષિ મુનિઓએ પૂર્વ જન્મોમાં કરેલાં કર્મોનેજ દૈવ કહેલું છે, અને તે કર્મ જ્યારે થયું હતું, ત્યારે પણ ઉદ્યમ વડેજ કરવામાં આવ્યું હતું; માટે દૈવ તો ઉદ્યમને આધીન છે. અર્થાત્ દૈવ કર્મથી ઉત્પન્ન થનારૂં છે.

હે દેવાધિદેવ! આપે કહ્યું કે, દૈવને કોઇ ફેરવી શકતું નથી, એ વાત સાચી છે, તો પણ હું મારો નિશ્ચય કહું છું કે, જ્ઞાની સંત મહાત્માઓ દૈવને પણ ફેરવી શકે છે. એ વાત સર્વથા નિશ્ચિત છે કે, આખા જગતમાં જ્ઞાનના જેવું બીજું કોઇ પવિત્ર નથી. જેમ અત્યંત સળગેલો અગ્નિ લીલાં સુકાં બધાંજ લાકડાં બાળીને ભસ્મ કરી નાંખે છે, તેજ પ્રમાણે "ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा" નિર્મળ જ્ઞાન રૂપ પ્રબળ અગ્નિ પણ સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ એ ત્રણે પ્રકારનાં કર્મો બાળીને ભસ્મ કરી નાંખે છે. શુદ્ધ જ્ઞાનમાં એવી કોઇ

અદ્ભુત દિવ્ય શક્તિ હોય છે. કદાચ શ્રી ભગવાન્ પોતે સમર્થ હોવા છતાં પણ, જો પોતાની ઇચ્છા નહિ હોય તો કોઇના પ્રારબ્ધને ફેરવતા નથી; પરંતુ જો કોઇ પોતાનો સાચો ભક્ત કે સાચો જ્ઞાની સંત પુરૂષ કોઇના પ્રારબ્ધને ફેરવી નાંખે, તો ભક્તવત્સલ ભગવાન્ પોતે પણ પોતાના અત્યંત પ્રિય ભક્તનું કરેલું ફેરવી શકતા નથી. એવો સંત મહાત્માઓનો સાક્ષાત્ ભગવાન્ કરતાં પણ મોટો મહિમા છે.

---

## श्री हरि करतां पण संतोनो महिमा मोटो छे.

એક ધર્મવીર નામનો ચક્રવર્તી અને મોટો પ્રતાપી રાજા હતો. તે રાજા ધર્મ પ્રમાણે રાજ્ય કરતો હતો, સર્વ પ્રજા અને માંડલિક રાજાઓ તેની આજ્ઞામાં રહેતા હતા, ને રાજા ધનનાં ભંડાર ભરવા માટે નહિ, પણ પ્રજાનાં રક્ષણ માટે માંડલિક રાજાઓ પાસેથી કર લેતો હતો. તે રાજા નીતિનિપુણ, બલવાન્, ક્ષમાવાન્, ઉદાર, દયાળુ અને ગંભીર હતો. તેને ગુણવતી નામની પતિવ્રતા રાણી હતી. એ રાજાની અવસ્થા મોટી થયા છતાં પણ સંતાન થયું નહિ. આ વર્ષે નહિ થયું તો આવતે વર્ષે થશે, એ વર્ષે નહિ થયું તો બીજે વર્ષે થશે, એમ આશામાં ને આશામાં તેના કેટલાંક વર્ષો વીતી ગયાં; તોપણ તે રાજાને સંતાનનું

પ્રાપ્ત સુખ થયું નહિ. તે રાજાએ સંતાનના સુખ માટે ઘણા ઉપાયો કર્યા, પણ તે બધા ઉપાયો નિષ્ફળ નિવડ્યા; તેથી તે પોતાના મનમાં મોટું દુઃખ માનીને રાત દિવસ ચિંતા કરતો હતો. એવામાં તે રાજાને ત્યાં એક દિવસ નારદ ઋષિ પધાર્યા. રાજાએ નારદજીને ઉત્તમ આસનપર બેસાડી, તેમના ચરણારવિંદને ધોઇ તે જળ પોતાને માથે ચઢાવ્યું, અને ઉત્તમ ઉપચારો વડે નારદજીની પૂજા કરી. પછી તે રાજા નમસ્કાર કરીને વિવેક પૂર્વક નમ્રતાથી બોલ્યો કે, 'હે કૃપાનિધે! આજે મારે ત્યાં આપનું પધારવું થવાથી, ખરેખર મારા ભાગ્યનો મોટો ઉદય થયો છે, એમ હું માનું છું.'

નારદજી ધર્મવીર રાજાની નિર્મળ ભક્તિ તથા ઉત્તમ શ્રદ્ધા જોઇને પ્રસન્ન થયા, અને પૂછ્યું કે, "હે રાજન્! તમે સર્વ વાતે કુશળ તો છોની?"

રાજાએ કહ્યું, હે ઋષિરાજ! આપની પૂર્ણ કૃપાથી હું મારા રાજ્યમાં સર્વ વાતે કુશળ છું. મારી સર્વ પ્રજા સુખી છે, મારે ત્યાં ધનનાં મોટાં ભંડાર ભરેલાં છે, વૃષ્ટિ યોગ્ય સમયે થયા કરે છે, અને હું શત્રુ રહિત નિષ્કંટક રાજ્ય ભોગવું છું, તોપણ હે દેવ! મારા મનને એમાંનું કંઇ પણ સારૂં લાગતું નથી; કારણકે મનુષ્ય પોતે રાજ્યની તથા ધન સમૃદ્ધિ વિગેરેની જેને માટે ઇચ્છા કરે છે, તે એક પુત્ર મને નથી. મનુષ્ય ઉત્પન્ન થયા પછી, દેવઋણ, રૂષિઋણ ને પિતૃઋણ, એવા ત્રણ ઋણવાળો થાય છે. હું વેદ ભણવાથી રૂષિઋણમાંથી, અને યજ્ઞો કરવાથી દેવઋણ-

માંથી મુક્ત થયો છું; પરંતુ હજુ મારે માથે પિતૃઋણ રહેલું છે. તે પુત્રની પ્રાપ્તિ વિના દૂર થઇ શકે તેમ નથી. માટે, હે દેવ મહારાજ! મને એક પુત્ર આપવા કૃપા કરો.

નારદજીએ તત્કાળ ધ્યાન ધરીને જોયું અને કહ્યું કે, હે રાજન્! તારા પ્રારબ્ધમાં કિંચિત્ માત્ર પણ સંતાનનું સુખ નથી, છતાં પણ તારે માટે મારા મનમાં ઘણી દયા થઇ છે, તેથી હું વૈકુંઠમાં જઇ ભગવાનને કહું છું. જો ભગવાન કૃપા કરશે, તો તને અવશ્ય પુત્ર થશે. રાજા બોલ્યો, હે દયાનિધે! આપ ભગવાનને પૂછીને પાછા કયારે પધારશો? નારદજીએ કહ્યું કે, હમણાંજ હું જાઉં છું અને પૂછીને તુરત પાછો આવું છું. એમ કહી નાદરજી નીકળ્યા, વૈકુંઠમાં ગયા, અને ભગવાનને દંડવન્નમસ્કાર કરીને કહેવા લાગ્યા કે, હે પ્રભો! પૃથ્વિ ઉપર એક ધર્મ-વીર નામનો રાજા ઉત્તમ ભક્ત છે. તે સર્વ વાતે સુખી છે, પણ તેને પુત્રનું સુખ નથી. માટે, હું આપની પ્રાર્થના કરૂં છું કે, તેને એક પુત્ર આપવા કૃપા કરો. પ્રભુએ કહ્યું કે, તેના પ્રારબ્ધમાં પુત્રનું સુખ નથી, તે કયાંથી મળે! નારદજી બોલ્યા કે, હે નાથ! આપ તો સર્વ કંઇ કરવા સમર્થ છો. ગમે તેમ કરીને પણ તે ભક્તિમાન્ રાજાને એક પુત્ર આપવા દયા કરો. પ્રભુ બોલ્યા, હે નારદ! જો હું બધાના પ્રારબ્ધ ફેરવી નાંખું, તો આ સૃષ્ટિનો ક્રમ ચાલે નહિ. માટે એ કામ મારાથી બની શકે તેમ નથી. નારદે ઘણાં કાલાવાલા કર્યાં, પણ પ્રભુએ નાજ કહી. ત્યારે

નારદ રૂષિ નિરાશ થઇ વૈકુંઠમાંથી પાછા ફર્યા અને રસ્તે ચાલતાં પોતાના મન સાથે વિચાર કરે છે કે, મેં કેટલા બધા કાલાવાલા કરીને કહ્યું, તોપણ પ્રભુએ એક પુત્ર આપવા જેટલી ઉદારતા કરી નહિ. તેનું શું કારણ હશે! શું મેં કંઇ અપરાધ કર્યો છે? ના, મેં કંઇ અપરાધ તો કર્યો નથી, છતાં ભગવાને આમ કેમ કર્યું હશે!! હશે! માલીકને કોઇ માલીક નથી. પ્રભુ સ્વતંત્ર છે. પ્રભુની ઇચ્છા હોય તે ખરી. રાજાનું દૈવ એવુંજ હશે, તેમાં હું શું કરૂં!

એ પ્રમાણે નારદજી વિચાર કરતાં કરતાં ધર્મવીર રાજાને ત્યાં આવ્યા. રાજા પણ નારદજીનુંજ ધ્યાન ધરતો હતો. તેણે નારદ રૂષિનું સન્માન કર્યું, પૂજન કર્યું, અને હાથ જોડીને પૂછ્યું કે, હે મહારાજ! પ્રભુએ હા કહી કે ના કહી? નારદ બોલ્યા કે, હે રાજન્! મેં તો ઘણું કહ્યું; પરંતુ તારા પ્રારબ્ધમાં નથી, તેથી પ્રભુએ તને પુત્ર આપવાની સાફ ના કહી છે. માટે હવે તું એક ચિત્તે ભજન કરીને મોક્ષના માર્ગનુંજ અવલંબન કર. તે સિવાય બીજો કોઇ કલ્યાણનો માર્ગ નથી. એવું કહીને નારદજી ચાલ્યા ગયા.

પછી, તે ધર્મવીર રાજા તથા તેની ગુણવતી રાણી પુત્રના સુખની આશા છોડી દઇ, મંત્રીઓને રાજ્યની સોંપણ કરીને તીર્થયાત્રા કરવા નીકળી પડયા. તેઓ પ્રત્યેક તીર્થમાં સ્નાન કરતાં હતાં, દાન આપતાં હતાં, સંત મહા-

ત્માઓનાં દર્શન કરતાં હતાં, અને પોતાના મનમાં નિર્મળ ભક્તિભાવ ધારણ કરીને ભગવાનનું ભજન કરતાં હતાં. એમ ફરતાં ફરતાં, તેઓ ગંગાજીના પવિત્ર તટ ઉપર જ્યાં કોઇ મનુષ્યનો વાસ નથી, એવા નિર્જન સ્થાનમાં આવી પહોંચ્યા. ત્યાં એક વૃક્ષની નીચે કોઇ અલખ નિરંજન યોગી મહાત્માને સમાધિમાં બેઠેલા જોયા. રાજા તથા રાણી તેની પાસે ગયા, નમી પડયા અને તેના સન્મુખ હાથ જોડીને બેઠા. થોડા સમય પછી તે મહાત્માએ પોતાનાં નેત્ર ખોલ્યાં. તે સમયે રાજાએ તથા રાણીએ મહાત્માને દંડવત્નમસ્કાર કર્યા અને કહ્યું, હે ગુરૂ દેવ! અમને તમારી સેવા કરવાની ઇચ્છા છે, માટે અમને કંઇ સેવા કરવાની આજ્ઞા આપો. મહાત્મા બોલ્યા કે, તમારાથી મારી સેવા થઇ શકશે નહિ. ઉઠો, અંહીથી જલદી ચાલ્યા જાઓ. રાજાએ નમીને કહ્યું, હે દેવ! તમારી આજ્ઞા પ્રમાણે સેવા કરીશું. દયા કરો, ને સેવા કહેવા કૃપા કરો. મહાત્મા બોલ્યા કે, જો એમજ હોય તો, મારી આજ્ઞા સાંભળો. "અંહી મારા સમક્ષ ઘણાં સુકાં લાકડાં એકઠાં કરીને સળગાવો, અને તે પ્રદીપ્ત અગ્નિમાં તમારાં વહાલાં શરીર ઝંપલાવી બળી મરો. એજ મારી સેવા છે." રાજા તથા રાણી હર્ષભેર ઉઠીને લાકડાં એકઠાં કરવા લાગ્યાં, અને પરસ્પર કહેવા લાગ્યાં કે, જે નાશવંત શરીર ગમે ત્યારે પણ નાશ પામવાનું છે, તે શરીર સંતની સેવા તરીકે અગ્નિ દેવતાને અર્પણ થાય એ આપણું પરમ ભાગ્ય છે. એમ બોલતાં બોલતાં તેઓએ લાકડાં એકઠાં કર્યાં, અગ્નિ સળગાવ્યો

અને શ્રી પરમાત્માનું સ્મરણ કરી, મહાત્માને નમીને જેવા અગ્નિમાં પડવા જાય છે કે, તુરત :તે દયાળુ મહાત્માએ રાજાનો હાથ પકડીને અગ્નિમાં પડતાં અટકાવ્યા અને બોલ્યા, " બસ, બહુ થયું, મેં તો તમારી પરીક્ષા કરવાને આવી આજ્ઞા આપી હતી. હવે મેં જોઇ લીધું કે, તમે પ્રભુના સત્ય ભક્ત છો. હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. તમારે જે જોઇતું હોય તે માંગો." રાજાએ હાથ જોડીને કહ્યું, હે પ્રભો! અમને પુત્રનું સુખ નથી, તે આપવા કૃપા કરો. મહાત્મા બોલ્યા, " જાઓ, તમને ત્રણ પુત્રો થશે; પણ પ્રભુનું ભજન ભૂલશો નહિ. પ્રભુનું ભજન કરવું, અને સત્સંગ કરવો, એજ મોક્ષનો માર્ગ છે. તેમ કરવાથી અંતે તમે મોક્ષ પામી જશો.

ત્રણ પુત્રોની પ્રાપ્તિનું વરદાન મળવાથી રાજા તથા રાણી પોતાના મનમાં અત્યંત હર્ષ પામ્યા. અને મહાત્માની આજ્ઞા લઇ પ્રભુનું સ્મરણ કરતાં કરતાં પોતાને ઘેર આવ્યા. થોડાજ કાળમાં પરમાત્માની કૃપાથી મહાત્માના વચન પ્રમાણે ત્રણ પુત્રો થયાં. બંને સ્ત્રી પુરૂષના અંતરમાં સુંદર ત્રણ બાલકોનાં મંદ હાસ્ય યુક્ત મધુરાં મુખડાં જોઇને નિત નિત નવો નવો આનંદ ઉભરાતો હતો. તેઓ બંને મહાત્માની આજ્ઞા પ્રમાણે સત્સંગ તથા ઇશ્વર ભજનમાં કાળ નિર્ગમન કરતાં હતાં. એવામાં એક દિવસ તે રાજાને ત્યાં પાછા અકસ્માત્ નારદ રૂષિ પધાર્યા. રાજાએ તથા રાણીએ પૂર્ણ પ્રેમથી નારદ મહાત્માની પૂજા કરી. અને ત્રણે બાલકોને લાવી નારદજીના ચરણ કમળમાં

મૂકયાં. તે જોઇ નારદે પૂછયું, હે રાજન્! આ ત્રણ સુંદર બાલકો કોનાં છે? રાજા બોલ્યો, હે ગુરૂદેવ! આપનાજ છે. નારદે વિસ્મય પામીને પૂછયું, હે રાજા! સાચું કહે, શું આ ત્રણે પુત્ર તારાંજ છે? રાજાએ કહ્યું કે, હા મહારાજ, મારાંજ છે. આ સાંભળીને નારદ રૂષિ ઉંડા વિચારમાં પડયા. અરે! ભગવાને તો એક પણ પુત્ર આપવાની ના કહી હતી, ત્યારે આ ત્રણ પુત્ર કોણે આપ્યાં! નારદ રૂષિએ વિચાર કરી કરીને અંતે મનમાં નિશ્ચય કર્યો કે, આ કામ પ્રભુનુંજ છે. પ્રભુ સિવાય કોઇ સમર્થ નથી. અરે! પણ મને આશ્ચર્ય થાય છે કે, જો આમ કરવું હતું તો. મને ના કેમ કહી! હમણાંજ વૈકુંઠમાં જાઉં, અને ભગવાનને પૂછું, પછી વાત. એમ વિચાર કરીને નારદજી ત્યાંથી વૈકુંઠમાં આવ્યા.

વૈકુંઠવાસી ભગવાન નારદના મનની વાત જાણી ગયા હતા. તેથી નારદના આવતાં પહેલાં શ્રી ભગવાને એવી લીલા કરી કે, જાણે પોતાના શરીરમાં કોઇ મહાન્ વ્યાધિ થયો હોય, ને તેને લીધે અત્યંત દુઃખ થતું હોય, તેમ પોકાર કરતાં ભગવાન સુતા હતા. લક્ષ્મી માતા તથા પાર્ષદો જ્યાં ભગવાનની સેવામાં હાજર હતાં, ત્યાં નારદ જઇ પહોંચ્યા. નારદે ભગવાનનું દુઃખ જોયું, તેથી મનની વાત તો મનમાંજ રહી અને પોતે ભગવાનની સેવામાં તત્પર થયા. નારદ પૂછવા લાગ્યા કે, હે પ્રભો! આપનું આ દુઃખ શાંત થાય, એવો જે ઉપાય હોય તે કહેવા કૃપા કરો. ભગવાન ગદ્ગદ્ કંઠે બોલ્યા, "હે નારદ! મારા

આખા શરીરમાં અદ્ભુત વેદના થાય છે. હું બળું બળું થઇ રહ્યો છું. મને બીજી કંઇ સમજ પડતી નથી. મેં અમૃતનું પાન કર્યું. અમૃતનું લેપન કર્યું, તોપણ આ દુઃખ મટતું નથી. હે નારદ! તમે આવી પહોંચ્યા એ બહુ સારૂં થયું; કારણ કે એનો એકજ ઉપાય છે, ને તે તમારા સિવાય બીજા કોઇથી થઇ શકે તેમ નથી. તે ઉપાય એવો છે કે, જો કોઇ ભકત મહાત્મા મારે માટે પોતે પોતાને હાથે પોતાનું મસ્તક કાપીને આપે, અને જો તે મસ્તક તમે મને લાવીને આપો, તો તે મસ્તકના સ્પર્શથી મારૂં દુઃખ નાશ પામે એમ છે. માટે, હે નારદ! તમે પૃથ્વિ પર જાઓ. ત્યાં ગંગાજીના પવિત્ર કિનારા ઉપર ઘણા મહાત્મા પુરૂષો છે. તેમાંથી જો કોઇ દયા કરશે, તો મારૂં કામ થઇ જશે."

નારદ રૂષિ તત્કાળ દોડતા ગંગાજીના તટ પર આવ્યાં. અને મહાત્માઓને પૂછવા લાગ્યા કે, શ્રી પરમાત્માને માટે પોતાને હાથે પોતાનું મસ્તક તમે કાપી આપો છો? કેટલાકે તો એ વાત સાંભળીજ નહિ. કેટલાકે વાત તો સાંભળી લીધી, પણ માનીજ નહિ. એ વાત સાંભળીને કેટલાક હસી પડયા, અને કેટલાક રડવા મંડી પડયા. કેટલાકે ચોખ્ખી ના કહી. અને કેટલાકે વિવેકવાળી ના કહી. એક મહાત્માએ કહ્યું કે, પ્રભુને માટે મસ્તક તો આપું; પણ હું નહિ કાપું. તમે કાપીને લઇ જાઓ. નારદ તેને ના કહીને ત્યાંથી આગળ ચાલ્યા. આગળ જતાં જતાં જે મહાત્માએ ધર્મવીર

રાજાને ત્રણ પુત્ર આપ્યાં હતાં, તેને જોયા. નારદ રૂષિએ તેની પાસે જઇને પૂછ્યું કે, હે મહાત્મન્! વૈકુંઠાધિપતિ જગન્નાથ પરમાત્માને માટે તમે તમારૂં મસ્તક આપી શકશો? આવું સાંભળીને તે મહાત્મા તત્કાળ ઉઠયા ને હાથ જોડીને બોલ્યા, હે દેવ! હું પ્રભુનોજ છું, તો પ્રભુનું મસ્તક પ્રભુને માટે કેમ નહિ આપી શકાય? નારદે કહ્યું, હે મહાપુરૂષ! તમને ધન્ય છે! તમે તમારે હાથેજ તમારૂં મસ્તક કાપીને મને આપો. તેજ વખતે જેમ કોઇ બળવાન્ મનુષ્ય વૃક્ષની શુષ્ક શાખાને એક હાથનો ઝટકો મારીને કટકો કરી નાંખે, તેમ તે ભકત મહાત્માએ શ્રી પરમાત્માનું સ્મરણ કરીને પોતાના હાથના એક પ્રહાર વડેજ મસ્તક કાપીને આપી દીધું. નારદજી તે મસ્તક લઇને દોડતા દોડતા વૈકુંઠમાં આવ્યા, ને જુએ છે તો, પોતે પરમાત્મા સાજા સમા અનંદમાં બેઠેલા છે. પાર્ષદો અનેક પ્રકારે સેવા કરી રહેલા છે. અને લક્ષ્મીજી ચરણ દાબી રહેલા છે. આવું જોઇને, નારદજી ઘણા વિસ્મય પામ્યા; પરંતુ ભગવાન હસીને બોલ્યા કે, હે નારદજી! તમારા ગયા પછી, જો કે મારૂં બધું દુઃખ એની મેળેજ મટી ગયું છે; તોપણ આટલું બધું કષ્ટ વેઠીને આ મહાત્માનું મસ્તક લાવ્યા છો, તેનો સ્પર્શ કરવાથી મને કદી પણ એવું દુઃખ નહિ થાય. એમ કહી, પોતાના પરમ ભકતનું મસ્તક પ્રભુએ પોતાના હાથમાં લીધું. અને પૂર્ણ પ્રેમથી હૃદયની સાથે દાબ્યું. પછી નારદના હાથમાં તે પાછું આપી દઇને કહ્યું કે, હે રૂષિવર્ય! આ મસ્તક

જયાંથી આણ્યું હોય ત્યાં જઇ તેના ધડની સાથે જોડવાથી તે મારો પરમ પ્રિય ભક્ત પાછો સજીવન થશે. માટે તમે એ કામ હમણાંજ કરો.

નારદે કહ્યું કે, હે પ્રભો! મારે કંઇ આપને પૂછવું છે, તે હમણાં પૂછું કે પછી? પ્રભુ બોલ્યા કે, મારા ભક્તને સજીવન કરીને આવો, પછી આપણે નિરાંતે વાત કરીશું. નારદ રૂષિ પ્રભુની આજ્ઞાને માથે ચઢાવી પાછા પૃથ્વિ ઉપર આવ્યા. અને પેલા ધડની સાથે મસ્તક લગાડતાંજ તે મહાત્મા સજીવન થયા, ને નારદને નમી પડ્યા.

મહાત્મા સજીવન થયા પછી જ્યારે નારદ રૂષિ વૈકુંઠમાં આવ્યા, ત્યારે પ્રભુએ હસીને નારદનો હાથ પકડી લીધો, પ્રેમથી પાસે બેસાડ્યા, અને બોલ્યા, હે નારદ! હવે તમારે જે કહેવું હોય તે કહો. નારદે કહ્યું કે, હે ભગવન્! ધર્મવીર રાજાને એક પુત્ર આપવા માટે મેં તમારા ઘણાં કાલાવાલા કર્યાં હતાં; તોપણ તમે મને ના કહી હતી. હમણાં તે રાજાને ત્રણ પુત્ર થયાં છે. તેથી મારે પૂછવાનું એજ છે કે, મને કેમ ના કહી હતી? ભગવાન બોલ્યા કે, હે નારદ! તે ત્રણ પુત્ર મેં નથી આપ્યા. આ સાંભળીને નારદ બહુ આશ્ચર્ય પામીને બોલ્યા, હે નાથ! જ્યારે તમે નથી આપ્યા, ત્યારે તમારા કરતાં પણ એવો કોણ મોટો છે, કે જેણે તે રાજાને ત્રણ પુત્ર આપી દીધા?! ભગવાને કહ્યું કે, જેણે મસ્તક આપ્યું છે, તેણે પુત્ર આપ્યા છે. હે નારદ! જે મારે માટે પોતાનું મસ્તક પણ આપી દેવા તૈયાર છે, તેવા મારા ભક્ત મહા-

ત્માનું વચન મારે અવશ્ય પાળવું પડે છે. તમે પણ ભક્ત હતા, છતાં મારે માટે તમે તમારૂં મસ્તક આપી શક્યા નહિ; તેથી તે રાજાને તમે પુત્ર આપી શક્યા નહિ, અને મને પૂછવા આવવું પડ્યું. હે નારદ! હવે તમે સમજી ગયા હશો કે, મારા કરતાં પણ મારા ભક્ત મહાત્માઓનો મહિમા ઘણો મોટો છે. નારદજી શ્રી હરિનો સદુપદેશ સમજી ગયા. અને પરમાત્માનાં ચરણમાં પડી વારંવાર અપરાધની ક્ષમા માંગીને શાંત થયા.

---

મહાસતી સાવિત્રી યમદેવતાને કહેવા લાગી કે, હે પ્રભો! આપ પણ તેવાજ મોટા સત્પુરૂષ છો. સાક્ષાત્ શ્રી પરમાત્મા કરતાં પણ વિશેષ પ્રભાવશાલી છો. આપ જેવા મહાત્માઓનાં વચનને પોતે ભગવાન પણ ફેરવી શકતા નથી. પ્રારબ્ધમાં હતું તેમ થયું, અને હશે તેમ થશે, એમ માનીને અજગરની પેઠે પડી રહેનારનું કોઇ પણ કાર્ય સિદ્ધ થઇ શકતું નથી.

मूढैः प्रकल्पितं दैवं तत्परास्ते क्षयंगताः ।
प्राज्ञास्तु पौरूषार्थेन पदमुत्तमतां गताः ॥

દૈવની કલ્પના તો મૂર્ખ લોકોએ કરેલી છે. જેઓ દૈવ પરાયણ થાય છે, તેઓ નાશ પામે છે. બુદ્ધિમાન્ લોકો પોતાના પુરૂષાર્થ વડેજ ઉત્તમ પદને પામી ગયા છે.

भोक्ता तृप्यति नाभोक्ता गंता गच्छति नाऽगतिः ।
वक्ता वक्ति न चावक्ता पौरूषं सफलं नृणाम् ॥

જે ભોજન કરે છે તેજ તૃપ્તિ પામે છે, પણ બીજાની તૃપ્તિ થતી નથી. જે ચાલે છે તેજ સ્થાન પર પહોંચે છે, પણ બીજો પહોંચતો નથી. અને જેનામાં બોલવાની શક્તિ છે તેજ બોલી શકે છે, પણ બીજો બોલી શકતો નથી. એ પ્રમાણે પુરૂષાર્થજ સર્વત્ર સફલ થતું પ્રતીત થાય છે.

આવું ઉત્તમ જ્ઞાન સમજી લઇ, જે લોકો પ્રબળ પુરૂષાર્થ વડે પોતાના ચંચળ મનનો નિગ્રહ કરીને, આપ જેવા દયાળુ સત્પુરૂષોનું શરણ ગ્રહણ કરે છે; તેઓના મનમાં રહેલી વાસનાનું બીજ બળી જાય છે, સર્વ મનોરથો પરિપૂર્ણ થાય છે, અને પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર કરીને તેઓ દુર્લભ મોક્ષ પામે છે.

હે દીનબંધો ! આપ જેવા દયાળુ કોઇ નથી. હે વૈવસ્વત ! આપ વિવસ્વાન્ ભગવાનના પ્રતાપી પુત્ર છો. તેથી વિદ્વાનો આપને વૈવસ્વત કહે છે. "सूर्य आत्मा जगतस्तस्थुषश्च" એ વેદવચન પ્રમાણે આપના પિતા સૂર્ય સંપૂર્ણ જગતના આત્મા છે. તે સૂર્યનાજ આપ પુત્ર છો. તેથી સૂર્યના જેવાજ આપના ઉત્તમ આચરણ છે. પોતાના ધર્મ પ્રમાણે આચરણ કરનારા ઉપર, જેમ સૂર્ય દેવ સંતુષ્ટ થઇ, અજ્ઞાન રૂપી અંધકાર મટાડી આત્મજ્ઞાનનો નિર્મળ પ્રકાશ અર્પણ કરે છે; તેમ આપની વૃત્તિ પણ તેવીજ છે. તેથી સમગ્ર પ્રજા મર્યાદામાં રહીને સ્વધર્મનું પાલન કરે છે. તે ઉપરથી આપનું 'ધર્મરાજ' એવું નામ પણ સુવિખ્યાત છે. હે દીનદયાળુ ! મનુષ્ય જેટલો પોતાનો પણ વિશ્વાસ કરતો નથી, તેટલો સત્પુરૂષનો વિશ્વાસ કરે છે;

કારણકે સત્પુરૂષો પોતાના શરણમાં આવેલાં દીન જનોનું રક્ષણ કરે છે અને તેના સર્વ મનોરથો પૂર્ણ કરે છે. માટેજ, હું આપના ઉપર વિશ્વાસ રાખીને આપની પાછળ પાછળ આવું છું. હે કૃપાનાથ! આપના મનમાં કદાચ એવો વિચાર થાય, કે હું પાછળ આવવાની ના કહું છું, તે મારૂં કહેવું માનતી નથી. અને તેથી કદાચ આપને ક્રોધ થવાનો પણ સંભવ છે; પરંતુ મને સંપૂર્ણ ભરોસો છે કે, આપનો ક્રોધ મારૂં કંઇ પણ નુકશાન કરનાર નથી, પણ ઉલટો લાભજ થશે. પંડિતો એવું કહે છે કેઃ—

न भवति भवति च न चिरं भवति चिरं चेत् फले विसंवादी।
कोपः सत्पुरुषाणां तुल्यः स्नेहेन नीचानाम्॥

નીચ મનુષ્યો સ્નેહ કરતાંજ નથી. જો સ્નેહ કરે છે, તો તે લાંબો વખત ટકતો નથી. જો લાંબો વખત ટકે છે, તો તેનું પરિણામ સારૂં આવતું નથી. તેવીજ રીતે સત્પુષો ક્રોધ કરતાંજ નથી. જો ક્રોધ કરે છે, તો તે લાંબો વખંત ટકતો નથી. ને જો સત્પુરૂષનો ક્રોધ લાંબો વખત ટકે છે, તો તેનું ફળ ઘણું સારૂં મળે છે. અર્થાત્ જેવો નીચ જનોનો સ્નેહ હોય છે, તેવો સત્પુરૂષોનો ક્રોધ હોય છે. માટે, પ્રભો! હું આપની શરણાગત રાંક અબળા આપના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને નિર્ભયપણે પાછળ પાછળ આવું છું.



## ચોથું વરદાન.



સાવિત્રીની ઉત્તમ વાણી શ્રવણ કરીને યવમહેતા પ્રસન્ન થયા, ને બાલ્યા, હે પતિપ્રિયે! હે લાવણ્યનિધે! તારાં વચનો અતિ શ્રેષ્ઠ છે. હે વત્સે! તને એક વાર વરદાન આપતી વખતે હું વિચાર કરૂં છું કે, હવે બીજું વરદાન આપવું નથી; પરંતુ તારી ઘણી મૃદુ મનોહર યોગ્ય વાણી શ્રવણ કરતાંજ મારૂં મન દ્રવીભૂત થઇ જાય છે અને તેથી હું તને વરદાન આપું છું. હમણાં પણઃ—

### સાખી.

"પ્રસન્ન થઇને કહું છું તુજને, ધન્ય ધન્ય મહા ભાગરે"
"પતિ જીવન વિનાનો બીજો, ચોથો વર પણ માંગરે"

તે સમયે સાવિત્રીએ માગ્યું કે;—

**तनयाः सनयाः संतु शतं सत्यवतो मयि।**
**औरसा धर्मरूपयश्चतुर्थेयं ममार्थना॥**

"હે પિતાજી! આપ તો મહાન્ દયાળુ છો. હે દેવ! આપ મને એવું આપો કે, લોકો મને વંધ્યા કહે નહિ. અર્થાત્ ઉભય કુળનો ઉદ્ધાર કરનાર, બલવાન્, બુદ્ધિશાલી, તેજસ્વી અને ધર્મનિષ્ઠ એવા સો પુત્રો મને મારા સત્યવાન્ પતિથી થાય; અને જગતના લોકો મને પુત્રવતી ગુણવંતી સૌભાગ્યવતી અને મંગળમહેશ્વરી તુલ્ય મહાસતી કહે, એવું કરો. હે અનાથના નાથ! ફળ વિનાનું વૃક્ષ, ભગવાનની કથા વિનાનું ઘર, હરિ-ભજન વિનાનું મુખ અને

સુપુત્ર વિનાનો વંશ પવિત્ર નથી. હે પિતાજી! હું તમારી રાંકડી કન્યા અંહી સુધી તમારી સાથે આવી છું. માટે, મને નારાજ કરશો નહિ." સાવિત્રીની અત્યંત મનોહર વાણી સાંભળીને પ્રસન્ન થએલા યમરાજાના મુખમાંથી "તથાસ્તુ" એવો આશીર્વાદ નીકળ્યો. તથાસ્તુ કહીને તુરત બોલ્યા કે, હે પુત્રી! બસ, ઘણું થયું. હવે તું અંહીથી પાછી ફર.

તે સમયે સાવિત્રી હાથ જોડીને નમ્રતાથી બોલી, હે કરૂણાસાગર! મારો અપરાધ ક્ષમા કરો. અને મારી પ્રાર્થના શ્રવણ કરવા કૃપા કરો.

### સત્પુરૂષો સત્યસ્વરૂપ છે,
### ને
### ગરીબનાં બેલી છે.



### પદ.
### (રાગ-ભીમપલાસી. તાલ-ત્રિતાલ.)

શાંત કરે તે સંતો સાચાં, સત્ય વાત સમજાવેરે,
સંકટ કાપી ને સુખ આપી, અવિચળ રાજ અપાવેરે-શાંત૦ ટેક.
જ્ઞાન-જલાશયના જળથી જન, નિત નિત જે નવરાવેરે;
શમ દમ શાંતિ સુંદર ભોજન, ખંતે બહુ ખવરાવેરે-શાંત૦ ૧
કામ ક્રોધ મદ લોભ મોહને, ભ્રાંતિ-ભૂત ભગાવેરે;
પાપ પુંજને બાળી નાંખી, અખંડ જ્યોત જગાવેરે-શાંત૦ ૨

અજ્ઞાન ટાળી મન અજવાળી, તૃષ્ણા તુરત તજાવેરે;
જ્ઞાનની શક્તિ શ્રદ્ધા ભક્તિ, શ્રી ભગવાન ભજાવેરે-શાંત૦ ૩
પરમ પુણ્યનો ઉદય થાય તો, સંત સંગ બની આવેરે;
સંતદાસ કહે **દીનાનાથ** પ્રભુ, આપ રૂપ ઓળખાવેરે-શાંત૦ ૪

હે દેવ! સત્પુરૂષોની સત્યતા અને ઉદારતાનેજ આધારે દિવસ ભૂષણ સૂર્યનારાયણ અખિલ વિશ્વને પ્રકાશ આપી રહેલા છે. અને સર્વનું પાલન કરનારી પૃથ્વિ સ્થિર રહેલી છે. જગતના સર્વ લોકો સત્પુરૂષોનીજ સહાયતા લે છે. સત્પુરૂષોનેજ લોકો પોતાનું દુઃખ જણાવે છે, અને સુખનો માર્ગ જાણીને પોતાનું દુઃખ દૂર કરે છે. સત્પુરૂષના ઉપરજ વિશ્વાસ રાખવામાં આવે છે. કેમકે સત્પુરૂષોજ સર્વ કંઇ કરવા સમર્થ છે. અને ગરીબોનાં બેલી છે.

## પદ.

### ( રાગ-પરજ. તાલ-ત્રિતાલ. )

---

સાચાં સંત ગરીબનાં બેલી,
વિપદ્ વિદારે વ્હેલી—સાચાં૦ ટેક.
શરણાગત સ્વીકાર કરી પછી, મેલે નહિ અડસેલી-સાચાં૦ ૧
સંત કૃપાથી કશું કઠણ નહિ, સરળ વાત સૌ સ્હેલી-સાચાં૦ ૨
જે જોઇએ તે આપે સંતો, ભજન રંગમાં રેલી-સાચાં૦ ૩
**દીનાનાથ** લે સંત સુધારી, છેક બાજી બગડેલી-સાચાં૦ ૪

હે ભગવન્! સત્પુરૂષો સત્ય સંકલ્પવાળા હોય છે, સંતો સત્ય સ્વરૂપ હોય છે; અને સાચાં સંતો સદા સત્યનુંજ અવલંબન કરીને સત્ય વચન બોલે છે.

# સત્યનું સેવન કરવું, એજ ઉત્તમ જ્ઞાન છે.



શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,

**नहि सत्यात्परो धर्मो नानृतात्पातकं परम्।**
**नहि सत्यात्परं ज्ञानं तस्मात्सत्यं समाचरेत्॥**

સત્ય બોલવા જેવો બીજો કોઇ મોટો ધર્મ નથી, ને અસત્ય વદવા જેવું બીજું કોઇ પ્રાપ નથી, અને સત્ય જેવું બીજું કોઇ શ્રેષ્ઠ જ્ઞાન નથી. માટે સત્યનુંજ આચરણ કરવું જોઇએ.

**समूलो वा एष परिशुष्यति योऽनृतमभिवदति॥**
**(प्रश्नोपनिषद्)**

જે પુરૂષ મિથ્યા ભાષણ કરે છે, તે મૂળ સહિત નાશ પામે છે.

**अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम्।**
**अश्वमेधसहस्राद्धि सत्यमेकं विशिष्यते॥**

એક સમયે બ્રહ્માજીએ તુલાની એક તરફ હજાર અશ્વમેધ યજ્ઞનું ફળ મૂકયું, અને બીજી તરફ કેવળ સત્ય ભાષણના ફળને મૂકયું, અને પછી તોળી જોયું, તો સત્ય બોલવાનું ફળ હજાર અશ્વમેધના ફળ કરતાં પણ અધિક થયું હતું.

હે દેવ! જો કોઇ સત્યવાદી મનુષ્ય સત્યનો કદી પણ ત્યાગ કરે નહિ, તો તે મનુષ્યને કાલ, કર્મ, વિઘ્ન, દોષ, ગ્રહ વિગેરે કોઇ પણ સતાવી શકતું નથી.

# જ્યાં સત્ય છે ત્યાં સર્વ છે.

એક સત્યવાદી રાજા હતો. તેની એવી પ્રતિજ્ઞા હતી કે, પ્રાણાંત સંકટ આવી પડે, તોપણ સત્યનો ત્યાગ કરવો નહિ. તે રાજાને એક સમે કોઇ મોટા જ્ઞાની મહાત્માનો સમાગમ થયો. રાજાએ તે મહાત્માને નમીને નમ્રતાથી પૂછ્યું કે, હે ગુરૂમહારાજ! લક્ષ્મી, યશ, ધર્મ, નીતિ, દયા, ક્ષમા, શાંતિ, શ્રદ્ધા, ભક્તિ અને જ્ઞાન વિગેરે સર્વ સદ્‌ગુણો, જેનું આચરણ કરવાથી મારે ત્યાં નિરંતર રહે, તેનું આચરણ કરવાનો ઉપદેશ આપવા કૃપા કરો. ગુરૂજી બોલ્યા, હે શિષ્ય! "सत्यं वद" "सर्वं सत्ये प्रतिष्ठितम्" તું નિરંતર સત્ય ભાષણ કર. સત્યમાંજ સર્વ સિધ્ધિઓ છે. રાજાએ કહ્યું કે, હે ગુરૂદેવ! ઘણા લાંબા સમયથી મારી એવી પ્રતિજ્ઞા છે કે, પ્રાણાંત સંકટ આવે તો પણ, સત્યનો ત્યાગ કદી પણ કરવો નહિ. આ સાંભળીને ગુરૂજી પ્રસન્ન થઇને બોલ્યા કે, હે રાજા! બસ, એટલુંજ સમજી રાખ કે "**જ્યાં સત્ય છે ત્યાં સર્વ છે**" તે રાજાએ ગુરૂના વચનને સ્વીકારી લીધું, અને ગુરૂ મહારાજના ચરણમાં પોતાનું મસ્તક મૂકીને દંડવત્ નમ્યો.

કેટલોક વખત ગયા પછી તે રાજાએ પોતાના નગરમાં એક નવું બજાર નિર્માણ કર્યું અને સર્વ લોકોને એવું જણાવ્યું કે, જો કોઇ કારીગર આ બજારમાં કોઇ કીમતી વસ્તુ વેચવા આવશે, અને જો સાયંકાળ સુધીમાં

કોઇ તે વસ્તુ લેશે નહિ, તો હું પોતે તેની પુરેપુરી કિંમત આપીને લઇશ. તેથી તે બજારમાં અનેક લોકો અનેક પ્રકારની ઘણા મૂલ્યવાળી વસ્તુઓ વેચવા આવવા લાગ્યા રાજા પણ દરરોજ સાયંકાળે તે બજારમાં જતા હતા, અને જે વસ્તુને કોઇ લઇ શકતા નહિ, તે વસ્તુની કિંમત આપી પોતે લેતા હતા.

થોડા વખતમાં તે બજાર ઘણું પ્રખ્યાત થયું. એવામાં એક દિવસ કોઇ લુહાર કારીગર શની દેવતાની સુંદર મૂર્તિ બનાવીને ત્યાં વેચવા આવ્યો. એ કઇ મૂર્તિ છે? એનો શું ગુણ છે? અને એની કિંમત કેટલી છે? વિગેરે વાતો વિષે લોકો તે કારીગરને પૂછવા લાગ્યા. સર્વ લોકોને તે કહેવા લાગ્યો કે, આ શની દેવતાની મૂર્તિ છે, એની કિંમત એક લાખ રૂપીઆ છે, અને એ મૂર્તિ જેને ત્યાં રહેશે, તેનું સર્વ કંઇ નાશ પામી જશે. આવું સાંભળીને તે મૂર્તિ કોઇએ લીધી નહિ. એટલુંજ નહિ, પણ લોકોનાં ટોળેટોળાં એકઠાં થઇ વાતો કરવા લાગ્યા કે, "આ મૂર્તિ રાજા પણ લેશે નહિ; પરંતુ જો લેશે નહિ, તો અસત્યનું પાપ લાગશે. અને લેશે તો રાજાનું સર્વસ્વ નાશ પામશે. માટે, સાયંકાળ સુધી અંહી ઉભા રહી, આપણે જોઇનેજ જઇએ, કે રાજા લે છે કે નહિ." એમ કરતાં કરતાં બજારમાં લોકોની મોઠી ભીડ થઇ ગઇ. એટલામાં સંધ્યાકાળ થયો કે તુરત રાજા આવ્યા. બજારમાં લોકોની મોટી ભીડ જોઇને, જ્યારે રાજાએ કારણ પૂછ્યું; ત્યારે લોકોએ તે

મૂર્તિની વાત કહી. રાજા તે વાત સાંભળીને પેલા કારીગર પાસે આવ્યા, ને બધી હકીકત બરાબર જાણીને તત્કાળ એક લાખ રૂપીઆ આપી દીધા. અને તે મૂર્તિ પોતાને ઘેર લઇ ગયા.

શની દેવતાની મૂર્તિ ઘેર આવી કે, સૌથી પહેલાં તે સત્યવાદી રાજાની પાસે લક્ષ્મીજી આવીને બોલ્યા કે, હું જાઉં છું. રાજાએ પૂછયું, કેમ? લક્ષ્મીએ કહ્યું કે, જ્યાં શનિ દેવતા હોય ત્યાં હું નહિ રહું. રાજાએ કહ્યું કે, તમારે જવું હોય તો ભલે જાઓ. એજ પ્રમાણે એક પછી એક ધર્મ, નીતિ, દયા, ક્ષમા, શાંતિ, શ્રધ્ધા વિગેરે સઘળાં પોતાનાં રૂપ ધારણ કરીને તે સત્યવાદી રાજાની પાસે પ્રકટ થયા, અને જવાનું જણાવીને ચાલ્યા ગયા. રાજાએ પણ તે બધાને જવા દીધા. પણ પાછળથી જ્યારે સત્યદેવ આવ્યા, અને રાજાને કહીને જવા લાગ્યા; ત્યારે તે રાજાએ તત્કાળ સત્યદેવનો હાથ પકડી લીધો, ઉભા રાખ્યા, અને નમીને બોલ્યા કે, હે દેવ! આપની હિંમત પર તો હું શની દેવતાને ઘેર લાવ્યો છું. અને તે પણ ખાસ કરીને આપને રાખવાને માટેજ. એક તમને નહિ જવા દેવા માટે તો, જે ગયા તેને મેં જવા દીધા છે. મારા ગુરૂ મહારાજે મને કહ્યું છે કે, "જ્યાં સત્ય છે ત્યાંજ સર્વ છે" માટે, તમને નહિ જવા દઉં. હે દેવ! મને સંપૂર્ણ ભરોસો છે કે, જો તમે જશો, તો મારૂં સર્વ જશે. ને તમે રહેશો, તો મારૂં સર્વ રહેશે. હે પ્રભો! તમે સૌથી મોટા દેવ છો, એમ સમજીને હું તમારો ભક્ત થયો છું. અને નિરંતર

તમારી ભકિત કરૂં છું. હે ભક્ત વત્સલ! હું તમને કદી પણ જવા દેવાનો નથી. આવા નિર્મળ પ્રેમનાં-વચનો શ્રવણ કરીને સત્યદેવ પ્રસન્ન થયા, અને બોલ્યા કે, મેં તો તારા પ્રેમની પરીક્ષા કરવા માટેજ જવાનું કહ્યું હતું. જે કોઇ મારો ત્યાગ કરતો નથી, તેનો ત્યાગ હું પણ કદી કરતો નથી. હે ગુરૂભકત! તારા ગુરૂજીએ તને જેમ કહ્યું હતું, તેમ તું પ્રત્યક્ષ જોશે કે "**જયાં સત્ય છે ત્યાં સર્વ છે**" એમ કહીને સત્યદેવ તે રાજાને ત્યાં રહ્યા. એક સત્ય રહેવાથી લક્ષ્મી, ધર્મ, નીતિ, ભકિત, દયા, ક્ષમા, દાન, દીનતા, શમ, દમ, શાંતિ, શ્રદ્ધા વિગેરે સર્વને પાછું આવવું પડયું. એટલુંજ નહિ, પણ સત્યના પ્રભાવને લીધે શની દેવતા રાજાનું કંઇ પણ અનિષ્ટ કરી શકયા નહિ. તેથી તે રાજા પોતાની સમગ્ર પ્રજાને વારંવાર એજ ઉપદેશ કરતા હતા કે, "**સત્યને સેવો, સત્યને સેવો, જયાં સત્ય છે ત્યાં સર્વ છે.**"

**पुत्रैर्दारैर्धनैर्वापि नानाविद्याविभूतिभिः ।**
**रक्षणीयं हि सत्यं च नानृतात्पातकं परम् ॥**

સ્ત્રી, પુત્ર, ધન અને નાના પ્રકારની વિદ્યા તથા વિભૂતિ વડે પણ સદા સત્યનું રક્ષણ કરવું જોઇએ, કેમકે અસત્ય જેવું બીજું કોઇ મોટું પાપ નથી. શ્રી સચ્ચિદાનંદ પરબ્રહ્મનું સ્વરૂપ ત્રણે કાળમાં નિત્ય તથા સત્ય છે. માટે સત્યને તજવું નહિ. જ્ઞાની મહાત્માઓ તો એમજ સમજે છે કે:—

# શ્રી પરમાત્મા સત્યસ્વરૂપ છે.



એક નગરની બહાર બે મહાત્માઓ ગુરૂ શિષ્ય રહેતા હતા. તે નગરના રાજાને સંતાન થતું નહોતું. તેથી રાજા તે મહાત્માઓની ઘણી સેવા કરતો હતો; પરંતુ તેણે કોઇ પણ વખતે તેમની પાસે પુત્ર માંગ્યો નહોતો. તે બંને મહાત્માઓ મોટા યોગીશ્વર જેવા સમર્થ હતા. એક દિવસ શિષ્ય મહાત્મા રાજાની ઉપર પ્રસન્ન થઇને બોલ્યા, હે રાજન્! જે તમારી ઇચ્છા હોય તે વરદાન માંગી લ્યો. રાજાએ કહ્યું કે, હે મહારાજ! આપની કૃપાથી બધું છે, પણ પુત્ર નથી. માટે એક પુત્ર આપવા કૃપા કરો. શિષ્યે કહ્યું, જાઓ, તમારે ત્યાં એક પુત્ર થશે. વરદાન મળવાથી રાજા મનમાં હર્ષ પામતો બંને મહાત્માઓને નમીને પોતાને ઘેર ગયો. પછી ગુરૂ શિષ્યને કહેવા લાગ્યા કે, હે શિષ્ય! તેં વિચાર કર્યા વિના રાજાને પુત્ર થવાનું વરદાન આપી દીધું, તે બહુ ખોટું કામ કર્યું છે. સમાધિ કરીને જો. રાજાના પ્રારબ્ધમાં પુત્ર છેજ નહિ. શિષ્યે તત્કાળ સમાધિ કરીને જોયું, ત્યારે માલૂમ પડયું કે, રાજાના પ્રારબ્ધમાં પુત્ર છેજ નહિ.

શિષ્યને ચિંતાતુર જોઇને ગુરૂ બોલ્યા કે, ભાઇ! ચિંતા કરવાથી કંઇ વળવાનું નથી. હવે જો તું પરમાત્માનો સાચો ભક્ત હોય તો ગમે તેમ કરીને પણ રાજાને ત્યાં પુત્ર થાય એવું કર. નહિ તો તું અસત્યવાદી મોટો

પાપી થશે. સત્યનો ત્યાગ કરવો તે પરમાત્માનો ત્યાગ કરવા જેવું છે; કારણ કે "શ્રી પરમાત્મા સત્યસ્વરૂપ છે" આ સાંભળીને શિષ્ય થરથર ધ્રુજવા લાગ્યો, આંખમાંથી અશ્રુ પાડવા લાગ્યો, અને ગુરૂમહારાજના ચરણમાં પડીને બોલ્યો કે, હે ગુરૂદેવ! આપ કૃપા કરીને કોઇ એવો ઉપાય બતાવો, કે જેથી રાજાને ત્યાં પુત્ર થાય અને હું સત્યથી ભ્રષ્ટ થાઉં નહિ. ગુરૂએ કહ્યું કે, હે શિષ્ય! ઉપાય તો એજ છે કે, યોગબળ વડે તું તારા આ શરીરનો ત્યાગ કરીને રાજાને ત્યાં તું પોતે જન્મ લે. તે સિવાય તારૂં બોલેલું વચન સત્ય કરવાનો બીજો માર્ગ નથી. શિષ્ય પોતાનું બોલેલું વચન સત્ય કરવા માટે, ગુરૂજીની આજ્ઞાનુસાર તત્કાળ પોતાના શરીરનો ત્યાગ કરીને રાજાને ત્યાં પુત્ર રૂપે ઉત્પન્ન થયો. જુઓ! પોતાનું બોલેલું વચન સત્ય કરવાને તે મહાત્માએ ગર્ભવાસનું કઠણ દુઃખ પણ સહન કર્યું! જગતમાં જે મનુષ્ય કોઇ પણ કાળે સત્યથી ભ્રષ્ટ થતો નથી, તેજ મોટો મહાત્મા છે.

સાવિત્રી યમદેવતાને કહે છે કે, હે દેવ!

**उदयति यदि भानुः पश्चिमे दिग्विभागे**
**प्रचलति यदि मेरूः शीततां याति वह्निः।**
**विकसति यदि पद्मं पर्वताग्रे शिलायां**
**न भवति पुनरुक्तं भाषितं सज्जनानाम्॥**

કદાચ સૂર્યનો ઉદય પશ્ચિમ દિશામાં થાય, મેરૂ-પર્વત ચલાયમાન્ થાય, અગ્નિ શીતળ થઇ જાય, અને કદાચ

પર્વતની ઉપર કમળનું પુષ્પ ઉગે; તોપણ સત્પુરૂષોનું બોલેલું વચન ફરતું નથી. માટે, મારા પતિથી સો પુત્ર થવાનું આપે જે વરદાન આપ્યું છે, તે બોલેલું વચન સત્ય કરો. અને મારા પતિ મને અર્પણ કરવા કૃપા કરો.

## માયાનો મહિમા

યમદેવતા બોલ્યા, હે કન્યકે! તું તારા પતિને માટે આટલી બધી આતુર કેમ થઇ છે?! ખરી વાત તો એ છે કે, કોઇ સ્રીનો કોઇ પતિ નથી, ને કોઇ પતિની કોઇ સ્રી નથી. એ તો કેવળ માયાની ઘુંચવણી છે. અરે! એ માયા તો મોટા જ્ઞાનીના ભાનને પણ ભૂલાવી દે એવી જબરી ઠગારી છે. અહો! એ માયામાં ફસીને તું પણ તારૂં ભાન ભૂલી ગઇ છે!!!

પદ.

("મારે ઘેર આવજોરે, મારા મનમાન્યા મોહનજી" એ રાહ.)

જબરી બડી ઠગારીરે, કેવું ભાન ભુલાવે માયા
મોટા મોટા યોગીઓને, માયાના વા વાયા;
સ્વપ્ન સરીખા સંસારે, માયાથી નહિ ધરાયા—જબરી૦ ૧
ત્રિવિધ તાપથી તપ્ત વિષયના, તેલની મંદી તળાયા;
ભલા ભલા ભૂલીને ભવમાં, ભટકીને ભરમાયા—જબરી૦ ૨
તન ધન ધામ તમામ કોનું ને, કોણ જનક કોણ જાયા;
સંતો સહુ સમજાવે બહુ પણ, આત્મા નહિ ઓળખાયા—જબરી૦ ૩
માયાના રંગે રંગાયા, ઠાલા ઠાઠે ઠગાયા;
આત્મજ્ઞાન નિર્મળ ગંગામાં, વીરલા નર કોઇ ન્હાયા—જબરી૦ ૪

માયામાં સૌ મથી પચાને. જાળ વિષે જકડાયા;
**દીનાનાથ** પ્રભુ કૃપા વિના કોઇ, માયા પાર ન પાયા—જબરી૦ ૫

**अहो मायाबलं विष्णोः स्नेहबद्धमिदं जगत्।**
**कस्य के पतिपुत्राद्या मोह एव हि कारणम्॥**

અહો ! ભગવાનની માયાનું બળ કેવું અદ્ભુત છે ! આખું જગત સ્નેહ રૂપ સાંકળથી બંધાઇ ગએલું છે ! પતિ પુત્ર વિગેરે કોણુ કોનાં છે ! કોઇ કોઇનું નથી; છતાં મારૂં માનવામાં આવે છે, તેમાં મોહ (અજ્ઞાન) એજ કારણુ છે.

હે સાવિત્રી ! આ આખું જગત માયાના બંધનમાં બંધાઇને રહેલું છે. સ્થાવર જંગમરૂપ આખું જગત માયા રૂપી યંત્રને લીધે ચાલે છે. આ જગત્ જે જગતરૂપે દેખાય છે તે, માયાનોજ પ્રભાવ છે. જેમ દેહ તથા ઇંદ્રિયાદિકની ઉત્પત્તિનો નિર્ણય થઇ શકતો નથી, તેમ અન્ય સંપૂર્ણ પદાર્થોની ઉત્પત્તિનો પણુ નિર્ણય થઇ શકતો નથી. એટલાજ માટે, મોટા મોટા મહાત્માઓ આ જગતને ઇંદ્રજાલ કહે છે. અર્થાત્ જગત્ માયિક છે, એમ તેઓ માને છે, ને મનાવે છે.

**एतस्मात्किमिवेंद्रजालमपरं यद्गर्भवासस्थितं।**
**रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानांकुरम्॥**
**पर्यायेण शिशुत्वयौवनजराद्यैर्वेरनेकैर्वृतम्।**
**पश्यत्यत्ति शृणोति जिघ्रति तथा गच्छत्यथागच्छति॥**

(पंचदशी)

વિચાર કરીએ તો, દેહાદિકની ઉત્પત્તિનો નિર્ણય કોઇ પ્રકારે થઇ શકતો નથી. વીર્ય તો સફેત ઘાટાં જલ જેવું હોય છે. તે વીર્ય આર્તવ સાથે ગર્ભાશયમાં જાય છે, ત્યાં દેહ બંધાય છે, તેમાં ચૈતન્ય આવે છે, હાથ, પગ, મુખ, નાક, કાન અને મસ્તકાદિ અવયવો એ વીર્યમાંથી બંધાય છે, પછી તે શરીર દશ મહિના સુધી ગુપ્ત સ્થળમાં, કે જ્યાં કોઇની દ્રષ્ટિ પહોંચતી નથી, ત્યાં આહારવિહાર વગર પડ્યું રહે છે, પછી તેનો જન્મ થાય છે. તે શરીર થોડા કાળ પર્યંત બાલક કહેવાય છે, પછી યુવાન્ કહેવાય છે, ને ત્યાર પછી વૃદ્ધ કહેવાય છે. એજ શરીર જોવું, ખાવું, પીવું, સાંભળવું, સુંઘવું, આવવું, જવું, ગ્રહણ કરવું, શયન કરવું, વિચાર કરવો, યાદ રાખવું, સુખ દુઃખ અનુભવવું વિગેરે અનેક ક્રિયા કરે છે. વળી એજ શરીરથી બીજાં શરીરો ઉત્પન્ન થાય છે, ત્યારે હવે બાજીગરની જાદુગિરિ જેવું આ માયારૂપ ઇંદ્રજાલનું જે આશ્ચર્ય છે, તે કરતાં બીજું વધારે શું આશ્ચર્ય હોય? અર્થાત્ એજ મોટું આશ્ચર્ય છે. એ માયાનો પાર કોઇ પામી શકતું નથી.

## માયાનું સ્વપ્ન.

---

એક સુનંદ નામના મુનિ હતા. તેઓ ગંગાજીના તટ ઉપર થોડેક દૂર એક પર્ણકુટી કરીને રહેલા હતા. તે મુનિ મહારાજ મોટા વિદ્વાન્, યોગી, તપસ્વી, જ્ઞાની ને પ્રભુના ભક્ત હતા. એક દિવસ તે મુનિ ગંગા ઉપર

સ્નાન કરવા ગયા. ત્યાં સ્નાન કરીને સંધ્યા કરી, તર્પણ કર્યું અને પ્રભુની માયાનો વિચાર કરવા લાગ્યા. વિચાર કરતાં કરતાં મનમાંથી એવો ઉદ્ગાર નીકળ્યો કે, હે ભગવન્ તમે તમારી માયાનુ એકવાર મને દર્શન કરાવવા કૃપા કરો ! હે પ્રભો ! મને તમારી માયા જોવાની ઇચ્છા છે.

એ પ્રમાણે ભગવાનની પ્રાર્થના કરતાંજ તે મુનિ મહારાજનું એકદમ મૃત્યુ થયું. તેનો જન્મ ચંડાળને ત્યાં થયો. ચંડાળના અવતારમાં તેણે અનેક પ્રકારનાં હિંસાનાં કર્મો કર્યાં. પછી તે ચંડાળને એવું દુઃખ પડયું કે, સર્વ કુટુંબનો નાશ થયો. તેથી તેને કંઇ સારૂં લાગ્યું નહિ. છેવટ તે ચંડાળ પોતાનું ગામ તથા ઘર છોડી દઇને પરદેશ નીકળી પડયો. પરદેશમાં ફરતાં ફરતાં કોઇ નગરમાં જઇ પહોંચ્યો. ત્યાંનો અપુત્રવાન્ રાજા મરણ પામવાથી, નગરના લોકોએ, હાથણી જેના ઉપર કળશ ઢોળે, તેને આખું રાજ્ય આપી દઇને રાજા બનાવવાનો ઠરાવ કરેલો હતો. જે દિવસનો અને જે વખતનો એ ઠરાવ હતો, તેજ દિવસે ને તેજ વખતે પેલો ચંડાળ ત્યાં જઇ પહોંચ્યો. દૈવયોગે હાથણીએ પણ તે ચંડાળની ઉપરજ કળશ ઢોળ્યો. તેથી નગરના સર્વ લોકોએ તેને ખાલી પડેલી રાજ્યગાદી ઉપર બેસાડીને પોતાનો રાજા બનાવ્યો. જ્યારે તે ચંડાળને રાજ્યની પ્રાપ્તિ થઇ, ત્યારે તે ત્યાં ઉત્તમ ભોગવિલાસ ભોગવતો હતો. કેટલોક વખત ગયા બાદ તે ચંડાળના ગામનો એક મનુષ્ય તે નગરમાં આવ્યો. તેણે પોતાના

ગામના ચંડાળને રાજા થએલો જોયો ને ઓળખી લીધો. તેણે બધા લોકોને જણાવ્યું કે, "જે તમારો રાજા છે, તે તો અમારા ગામનો ચંડાળ છે." એ વાતની લોકોને ખબર પડતાંજ "અરેરે! અમે બધા ચંડાળના સંસર્ગથી ભ્રષ્ટ થઇ ગયા." એમ જાણીને તે સર્વ લોકો અગ્નિ સળગાવીને બળી મુઆ. તે સર્વ લોકોની હત્યા પોતાને લાગવાથી પોતે ચંડાળ પણ બળી મરવાને માટે ચિંતામાં પડયો, પણ અગ્નિએ તેને બાળ્યો નહિ. ત્યારે તેણે કંટાળીને ત્યાંથી ચાલવા માંડયું.

આટલું બધું બની ગયું છતાં, બે ઘડી જેટલોજ સમય થયો હતો. પેલા સુનંદ મુનિ, કે જેને ભગવાનની માયા જોવાની ઇચ્છા થઇ હતી, તે મુનિ ઉપરની સર્વ વાતનો પ્રત્યક્ષ અનુભવ કરતાં છતાં લાંબા વિચારમાં પડયા કે, આ બધું શું થયું! મેં શો અનુભવ કર્યો! મેં કેટલાં બધાં પાપ કર્યાં! અરેરે! આ શું હશે!! એ પ્રમાણે વિચાર કરે છે, એટલામાં પોતાની પર્ણકુટી વિષે મુનિનાં પત્ની રસોઇ કરીને રાહ જોતાં હતાં કે, રસોઇ થઇ ગઇ પણ હજી સ્નાન કરીને મુનિ આવ્યા નહિ, એમ સમજીને તે સ્ત્રી મુનિને તેડવા આવી. તેણે જે બૂમ પાડી તે સાંભળીને પેલા મુનિ મહારાજને ભાન આવ્યું ને આમ તેમ જોવા લાગ્યા. તે વખતે પરમ કૃપાલુ પરમાત્મા ત્યાં પ્રકટ થઇ પ્રત્યક્ષ દર્શન આપીને બોલ્યા કે, એ તો તારી ઇચ્છા પ્રમાણે મારી માયાનું ચરિત્ર-દર્શન તેં કર્યું! તું ગભરાતો નહિ! તને હિંસાનો દોષ લાગ્યો નથી, એ સર્વ

મિથ્યા " માયાનું સ્વપ્ન " હતું. એમ કહીને ભગવાન્ અંતર્ધાન થઇ ગયા. ભગવાનના ગયા પછી તે મુનિ પોતાના મનમાં ને મનમાંજ બોલ્યા કે, "અરેરે! જે માયા કેવળ સ્વપ્ન જેવી મિથ્યા છે, તે મિથ્યા માયાને મેં જોવાની ઇચ્છા કરી!! એમ બોલતાં બોલતાં તે સુનંદમુનિ પોતાની પર્ણકુટી પર ગયા. ને છેવટ નિશ્ચય કર્યો કે,

## માયા અનિર્વચનીય છે.

---

सन्नाप्यसन्नाप्युभयात्मिका नो।
भिन्नाप्यभिन्नाप्युभयात्मिका नो॥
साङ्गाप्यनङ्गा ह्युभयात्मिका नो।
महाद्भुतानिर्वचनीयरूपा॥ (विवेकचूडामणि)

એ માયા સાચી નથી, ખોટી નથી, અને સાચા ખોટા બંને સ્વભાવવાળી પણ નથી; આશ્રયથી ભિન્ન નથી, અભિન્ન નથી, અને ભિન્ન તથા અભિન્ન એ બંને સ્વભાવવાળી પણ નથી; સાકાર નથી, નિરાકર નથી, અને સાકાર તથા નિરાકાર એ બંને સ્વભાવવાળી પણ નથી; પરંતુ મહા અદ્ભુત તથા અનિર્વચનીય રૂપ છે. અર્થાત્ એ માયાનો પાર પામી શકાતો નથી.

યમદેવતાએ કહ્યું કે, હે સતી! માયા એટલે શું? તે સમજી ગઇ? જો નહિ સમજી હોય તો સાંભળ. હું તને કહું છું;--

# જે કંઇ નથી, તે માયા છે

---

**यद्देवानिभृतं सत्यं तन्नित्यं वस्तु कीर्त्यते।**
**नास्त्येव या विचारेण सा मायेत्यभिधीयते ॥**

જ્ઞાનના અધિકારી થવા માટે 'સાધન ચતુષ્ટય' એટલે ચાર સાધનોની જરૂર છે. તેમાં પણ 'નિત્યાનિત્ય વસ્તુ વિવેક' એટલે નિત્ય શું ને અનિત્ય શું. એવા વિવેકની મુખ્ય જરૂર છે. તે વિવેકને ધારણ કરવા માટે, ટુંકાણમાં ખાસ એટલું સમજી લેવું યોગ્ય છે કે, જે પરબ્રહ્મનો દેશથી, કાળથી કે વસ્તુથી પણ અંત નથી, તે એક પર-બ્રહ્મ પરમાત્માજ સત્યસ્વરૂપ નિત્ય છે. અને જે સત્ય તથા નિત્ય જેવું દેખાય છે, તોપણ જ્યારે વિવેક વડે વિચાર કરીએ, ત્યારે સમજાય કે, આતો કંઇ નથી; તેનું નામ માયા કહેવાય છે. અર્થાત્ 'મા' શબ્દ નિષેધવાચી છે, એટલે "मा नास्ति या सा माया" જે કંઇ નથી, તે માયા છે. અને તે કેવળ મિથ્યા-અનિત્ય છે. આ સ્થળે કદાચ એવી શંકા થાય કે, જ્યારે માયા એ કંઇ વસ્તુજ નથી, ત્યારે એ માયા છે કોણ? તેનું સમાધાન એવું છે કે, જે પ્રમાણે મદારીની માયાશક્તિથી, જળમાં અગ્નિના ભડકા; અને પૃથ્વિ ઉપર સ્વર્ગલોક જેવા અસંભવિત બનાવો પણ સંભવિત થઇ પ્રત્યક્ષ જોવામાં આવે છે; તેજ પ્રમાણે એ માયા પણ પરત્માની એક અદ્ભુત શક્તિ છે, કે જેના પ્રભાવથી, સત્ય તથા નિત્ય પરમાત્માનું ભાન ભૂલી જવાય છે, અને જે કેવળ અસત્ય તથા અનિત્ય છે,

તેને સત્ય તથા નિત્ય માનવામાં આવે છે. તે શક્તિનું નામ માયા છે; પરંતુ જો કોઇ વિવેક વડે વિચાર કરે છે, તો તેને સમજ પડે છે કે, "**જે કંઇ નથી, તે માયા છે.**" જે વસ્તુ ભૂત ભવિષ્યને વર્તમાન એ ત્રણે કાળમાં છેજ નહિ, તેને છે એમ મનાવે, તેનું નામ માયા છે.

## માયા બડી ધૂતારી છે.

---

એ માયા એવી તો જબરી ધૂતારી છે, કે બધાનેજ ભૂલવણીમાં નાંખે છે. આ શરીર ઉપરથી જોતાં ઘણું સુંદર સારૂં પ્રિય લાગે છે, પણ તે શરીરની અંદર તો અસ્થિ, મજ્જા, મેદ, માંસ, મળ, મૂત્ર ને રૂધિર વિગેરે અતિ મલિન પદાર્થો ભરેલાં છે. એવું એવું અનેક પ્રકારનું માયાનું ધૂતારાપણું છે. ખરેખર માયા બડી જબરી ધૂતારીજ છે, અને એ ધૂતારી માયામાં ફસાએલું આખું જગત પણ ધૂતારૂંજ છે.

"માયા માંહી માયા પીધી, તેમાં દીઠી માયા !"
"તન મન ધનનાં અવલંબનમાં, ચેતન સ્વરૂપ ગમાયા !"

આ સંસાર રૂપી વિકટ વગડામાં એ માયા ધુતારીએ એવી તો જબરી ઠગબાજી ચલાવી છે કે, જેમ કોઇ ઠગારો ખોટો ચળકતો કાચનો કટકો આપીને પારસમણિ છીનવી લે, અથવા જેમ કોઇ લુચ્ચો મનુષ્ય નાના બાળકનાં હાથમાં બેચાર બોર આપીને બાળકના હાથમાંની સોનાની કલ્લી કાઢી લે; તેમ એ માયા, શરીર, સ્ત્રી, પુત્ર

ધર્મ વિગેરે પદાર્થોનાં મોહમાં નાંખી દઇ, વાસ્તવિક સ્વરૂપનું ભાન ભુલાવી દે છે. માટે, જ્ઞાનીજનો એ માયાને ધૂતારી કહે છે. માયા પોતાની જાળમાં સર્વ લોકોને ફસાવીને દુઃખ આપે છે. યમદેવતા સતીને કહે છે કે, હે સતી ! દુઃખ થવાનું કારણ બીજું કંઇ નથી, કેવળ;-

## પોતાની ભ્રાંતિજ પોતાને દુઃખ આપે છે.

એક સાત આઠ વર્ષનો બાળક પોતાની શેરીમાં રમતો હતો. રમત રમતાં રમતાંજ તે બાલક પોતે એક પ્રકારની રમત તરીકે બૂમો પાડવા લાગ્યો. તે શેરીમાં મકાનો ઘણાં ઉંચા હતાં. તેથી તે બાલકના અવાજની ટક્કર પાછી પડતી હતી, અર્થાત્ સામેથી પણ જાણે કોઇ બોલતું હોય તેમ બૂમો પાડવાનો પ્રતિધ્વનિ (પડઘો) થતો હતો. તે ઉપરથી, કોઇ મારા ચાળા પાડે છે, એમ સમજીને તે છોકરાએ પૂછ્યું કે, 'તું કોણ છે?' ત્યારે સામેથી પાછો પ્રતિધ્વનિ થયો કે 'તું કોણ છે?' છોકરો મોટેથી બોલ્યો કે, 'હું તને મારીશ.' ત્યારે પાછો તેવોજ અવાજ સામેથી સંભળાયો કે, 'હું તને મારીશ.' એવું સાંભળીને બાલક બહુ ખીજવાયો, ને ગાળો દીધી. તે વખતે પણ પાછી તેવીજ ગાળો તે બાલકે સાંભળી. એટલે તે બાલક રડી પડયો, અને દોડતો દોડતો પોતાની માતાની પાસે આવીને રડતો રડતો બોલ્યો, "ઓ માતા! ઓ માતા! આપણી શેરીમાં કોઇ માણસ મારા ચાળા પાડીને

મને બીજવે છે, ગાળો દે છે ને મને મારવાનું કહે છે; પણ કોઇ દેખાતું નથી.

બાલકનું બોલવું સાંભળીને, માતાએ પ્રેમથી પોતાના પુત્રનો હાથ પકડીને પોતાના ખોળામાં બેસાડયો, તેની આંખમાંના આંસુ લુછી નાંખ્યા, પોતાના હૃદયની સાથે દાબી દીધો અને હસીને કહ્યું કે, બેટા! હમણાં આપણી શેરીમાં તને બીજવનાર કોઇ બીજું માણસ નથી. એ તો જ્યારે તું બોલતો હતો, ત્યારે શેરીમાં મકાનો ઘણાં ઉંચા હોવાથી, તારો પોતાનોજ અવાજ પાછો ટક્કર ખાઇને ગુંજારવ કરતો હતો. તેથી તને એમ લાગ્યું કે, મને કોઇ બીજો મનુષ્ય બીજવે છે; પરંતુ એ તને કેવળ ખોટી ભ્રાંતિ થઇ છે. ભાઇ! તને બીજવનાર તુંજ છે, તારા વિના બીજું કોઇ તને ભય આપનાર નથી, તું એ મિથ્યા ભયનો ત્યાગ કર, રડતો રહી જા અને શાંતિ રાખીને જે તારૂં કામ હોય તે કર. એ પ્રમાણે માતાનો ઉપદેશ સાંભળીને તે બાલકનો ભય જતો રહ્યો ને શાંત થયો.

સિધ્ધાંતઃ—પ્રમાત્મક સત્ય જ્ઞાનથી પદાર્થનું સાચું જ્ઞાન થાય છે, અને ભ્રમાત્મક મિથ્યા જ્ઞાનથી પદાર્થનું સાચું જ્ઞાન થતું નથી, પણ ઉલટું ખોટું જ્ઞાન થાય છે, અર્થાત્ અન્ય પદાર્થમાં અન્ય પદાર્થનું જ્ઞાન થાય છે. જેમ રજ્જુમાં રજ્જુનું જ્ઞાન થવું, એ સાચું જ્ઞાન છે, પણ રજ્જુમાં સર્પનું જ્ઞાન થવું, એ ખોટું જ્ઞાન છે. એવું ખોટું જ્ઞાન માયાથી એટલે ભ્રાંતિથી થાય છે; કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે, “अघटितघटनापटीयसी माया”

માયા–ભ્રાંતિ અઘટિત પદાર્થની પણ ઘટના કરવામાં નિપુણ છે. એ ભાન ભૂલાવનારી ભ્રાંતિ થવાથી જીવાત્મા રૂપી બાલક પોતાનું સચ્ચિદાનંદ સાચું સ્વરૂપ ભૂલી જાય છે. પછી 'એક ભૂલ અનેક ભૂલ કરાવે' એ ન્યાયથી જીવાત્મા ભૂલ પર ભૂલ કરતાં કરતાં ભ્રાંતિની ભયંકર ગુંચવણીમાં ગુંચવાતોજ જાય છે. અંતે, જ્યારે જીવાત્મા રૂપી બાલક 'હાય હાય હું દુઃખી થયો!' એમ માનીને ઘણો ગભરાય છે, અને થાકીને શ્રુતિ (વેદ) માતાને શરણે જાય છે; ત્યારે શ્રુતિ માતા ઉપદેશ આપીને સમજાવે છે કે, હે જીવ! ઓ બાલક! અહીં તારા પોતાના વિના બીજું કોઇ પણ તને ડરાવે એમ નથી. તું તારી ભ્રાંતિને લીધેજ ભયભીત થઇને દુઃખી થાય છે. ભ્રાંતિ થવાથીજ તું સ્વર્ગની તથા નરકની કલ્પના કરે છે, પછી તું કર્મનાં ફળની કલ્પના કરે છે, અને તું પોતાની કરેલી મિથ્યા કલ્પનાને આધીન થવાથી ભ્રાંતિની ભ્રમણામાં ભમતો ભમતો ભટકા મારે છે. જેમ કરોળીયો પોતાના મુખમાંથી તાર કાઢીને તેની સાથે ક્રીડા કરે છે, અને જેમ બાલક પોતાના પડછાંયાને જોઇને ડરે છે, તેમ હે જીવાત્મન્! તું પણ તારી ભ્રાંતિને લીધેજ ભય પામે છે. ને તારા પોતાનાં ખરાં સ્વરૂપને ભૂલી જવાથીજ તું દુઃખી થાય છે. તને દુઃખ આપનાર બીજું કોઇ નથી. "પોતાની ભ્રાંતિજ પોતાને દુઃખ આપે છે." યમ દેવતા કહે છે કે, હે સતી! તું પણ તારી ભ્રાંતિનો ત્યાગ કરીને સાચું જ્ઞાન સમજીને જાણી લે કે;–

# હું અસંગ છું.



अधिष्ठाऽनांशसंयुक्तं भ्रमांशमवलंबते ॥
यदा तदाऽहं संसारीत्येवं जीवोऽभिमन्यते ॥

જીવ જ્યારે અધિષ્ઠાનના અંશે કરીને સંયુક્ત જે ભ્રાંતિનો અંશ તેનો આશ્રય કરે છે, ત્યારે "હું સંસારી છું, હું નાનો છું, હું મોટો છું, હું બ્રાહ્મણ છું, હું શૂદ્ર છું, હું યુવાન્ છું, હું વૃદ્ધ છું," એ પ્રમાણે અભિમાન કરે છે; પરંતુ

भ्रमांशस्य तिरस्काराद्धिष्ठानप्रधानता ।
यदा तदा चिदात्माहमसंगोऽस्मीति बुद्ध्यते ॥

જ્યારે જીવ, ભ્રાંતિના અંશનો તિરસ્કાર કરીને અધિષ્ઠાન પરમાત્માની પ્રધાનતાનો સ્વીકાર કરે છે, ત્યારે "હું ચિદાત્મા છું," "હું અસંગ છું," એમ જાણે છે.

યમદેવતા કહે છે કે, હે સતી ! એટલાજ માટે, હું તને કહું છું કે, ભ્રાંતિના બંધનમાંથી મુક્ત થઇને સાચું જ્ઞાન સમજી લે, ને મનથી માની લે, કે "**હું અસંગ છું.**" પણ તું જે માને છે કે, હું સાવિત્રી છું અને સત્યવાન્ મારાં સ્વામિ છે, તે તારૂં કેવળ અજ્ઞાન છે. માટે;—

# હું અને મારૂં તજી દે !
# ને
# શ્રી પરમાત્માને ભજીલે !

કોઇ મોટા શ્રીમાન્ મનુષ્યનો છોકરો, કે જેણે ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો તથા અલંકારો પહેરેલાં હતાં, તે છોકરો એક વખત ભૂલો પડયો, ને જંગલમાં જઇ ચઢયો. ત્યાં જંગલમાં તેને દુષ્ટ વૃત્તિવાળા નિર્દય ચોર લોકો મળ્યા. તે ચોર લોકોએ તે બાલકનાં ઘરેણાં લુગડાં ઉતારીને લઇ લીધાં, ને તેની આંખો ફોડી નાંખીને આંધળો કર્યો. એટલુંજ નહિ, પણ તે બિચારા નિરાધાર ગરીબ બાલકને જંગલમાં એકલો રખડતો મૂકીનેજ તેઓ ચાલ્યા ગયા. પછી તે બીચારો આંધળો થએલો કયાં જાય ! ત્યાં જંગલમાંજ 'ઓ મારે, ઓ બાપરે' કહીને રડતો કકલતો આમ તેમ ભટકતો હતો, એટલામાં કેટલાક લુચ્ચા લૂંટારા લોકો આવી પહોંચ્યા. તેઓએ 'આંધળા બાલકની પાસે કંઇ નથી' એમ જાણીને પૂછયું કે, કેમ અલ્યા છોકરા ! તું કયા ગામનો છે ? બાલકે રડતાં રડતાં પોતાના ગામનું નામ કહ્યું. એટલે તે દુષ્ટો બોલ્યા કે, થોડીવાર અંહી ઉભો રહે, હમણાં કોઇ તારા ગામનું તારે ગામ જતું જણાશે, તો તેની સાથે ઠેઠ તારે ગામ તને પહોંચાડી દઇશું. એટલામાં તે લોકોએ થોડે દૂર એક ઉન્મત્ત જંગલી આખલો જોયો. તે આખલાને જોઇને ઠગ લોકોને ગમ્મત કરવાનું મન થયું. તેથી પેલા બાલકને આખલાની

પાસે લઇ જઇ, બાલકના હાથમાં આખલાનું પૂંછડું પકડાવીને કહ્યું કે, હવે આ પૂંછડું છોડતોજ નહિ. આ આખલો તારા ગામનોજ છે. તે તને ઠેઠ તારા ગામમાં તારે ઘેર બરાબર પહોંચાડી દેશે. પરિણામ એવું થયું કે, આખલાની જાત મૂળે ઉન્મત્ત હોય છે, અને તેમાં પણ તે જંગલી હોવાથી ચારે પગે કુદવા લાગ્યો. પેલા બાલકે તો ઠગ લોકોના બોલવા ઉપર ભરોસો રાખીને પકડેલું પૂંછડું છોડયુંજ નહિ, તેથી તે બાલક અંતે છુંદાઇ કચરાઇને મરણ પામ્યો. પંડિતો એ વાતને ટુંકાણમાં સમજાવતાં "**અંધગોલાંગૂલ ન્યાય**" કહે છે.

સિદ્ધાંતઃ—આ દ્રષ્ટાંતનો સિદ્ધાંત એવો છે કે, જગતના નાથ લક્ષ્મીજીના પતિ પરમાત્મા પિતાનો જીવાત્મા રૂપી બાલક ભૂલો પડીને સંસાર રૂપી અરણ્યમાં ભટકવા લાગ્યો. ત્યાં તેને શબ્દ, સ્પર્શ વિગેરે વિષયો રૂપી ચોર મળ્યા. તેણે તેની જ્ઞાન રૂપી આંખો ફોડી નાંખીને શમ, દમ, શાંતિ વિગેરે શુભ સદ્ગુણો રૂપી ઘરેણાં ઉતારી લીધાં. અને સંસાર રૂપી જંગલમાં જીવાત્મા રૂપી બાલકને ભટકતો કરી નાંખ્યો. ત્યાં તેને કામ, ક્રોધ, લોભ વિગેરે વિકારો રૂપી લુચ્ચા લુંટારાઓ મળ્યા. તેઓએ તે અજ્ઞાનીના હાથમાં અહંકાર રૂપી ઉન્મત્ત જંગલી આખલાનું "હું અને મારૂં" પૂછડું પકડાવ્યું, અને કહ્યું કે, આ અહંકાર રૂપી આખલાનું "હું અને મારૂં" પૂછડું તું કદી પણ છોડતો નહિ. એ અહંકાર રૂપી આખલો તારા ગામમાં ઠેઠ તારા પરમાત્મા પિતાને ઘેર તને પહોંચાડી

દેશે. જેમ પેલો બાલક ઠગ લોકોના વચન પર વિશ્વાસ રાખીને પકડેલું પૂંછડું નહિ છોડવાથી અંતે મરણ પામ્યો, તેમ જીવાત્મા રૂપી બાલક પણ કામ ક્રોધાદિકે પકડાવેલું અભિમાન રૂપી આખલાનું "હું અને મારૂં" પૂંછડું છોડતોજ નથી. તેથી જગતના કેવળ મતલબી જનોની જૂઠી સ્વાર્થી પ્રીતિમાં જીવાત્મા ફસાય છે, જંજાળવાળી જબરી જાળમાં જકડાય છે, મારૂં તારૂં કરવામાં સપડાય છે અને જન્મ મરણના ચક્રમાં ભટકી ભટકીને અટવાય છે. તેને ઉગરવાનો માત્ર એક એજ ઉપાય છે કે, "હું અને મારૂં તજી દે, ને શ્રી પરમાત્માને ભજી લે."

**પદ.**

**( રાગ-માલકોસ. તાલ-ત્રિતાલ. )**

સમજી લો. અસાર આ સંસાર
શાણા સૌ નર નાર—સમજી લો૦ ટેટ.
મૃગજળ જેવો ઠાઠમાઠ સૌ, નિશ્ચય છે નિઃસાર
સગપણમાં ગળપણ સૌ માને, ખોટો ખેંચે ભાર—સમજી લો૦ ૧
તન ધન ધામ મુકામ તમામજ, મહામોહનો માર;
સ્વપ્ન સરીખો ખેલજ ખાસો, જૂઠો સૌ ઠરનાર—સમજી લો૦ ૨
હું આ મારૂં ને આ તારૂં, વૃથા બધો વ્યવહાર;
જે સુખ માનો તે દુઃખ જાણો, કરો વિવેક વિચાર—સમજી લો ૩
ભવમાં ભૂલી ભટકી મુઆ, ભલા ભલા ભણનાર;
**દીનાનાથ** કહે માની લેજો, પ્રભુ ભજન એક સાર—સમજી૦ ૪

યમદેવતા કહે છે કે, હે સાવિત્રી! હું અને મારૂં માનીને, મારો પતિ મારો પતિ કહેતી તું અટકતી નથી. તેનું કારણ કેવળ તારૂં મોહ રૂપ અજ્ઞાન છે. માટે અજ્ઞા-

નને તજીને સાચું જ્ઞાન સમજી લે. હે સતી ! તું નિશ્ચય પૂર્વક જાણી લે, કે;—

**જેમ પ્રકાશ થયા વિના અંધારૂં મટતું નથી,**
**તેમ જ્ઞાન થયા વિના અજ્ઞાન મટતું નથી.**



શ્રી કાશી ક્ષેત્રમાં એક મહાત્મા દરરોજ સાયંકાળે વેદાંતની કથા કરતાં હતા. મહાત્માની વાણી, સુંદર અદ્વૈત રસથી ભરપૂર, ગંભીર તેમજ મધુર હોવાથી તેમની કથા શ્રવણ કરવાને ઘણાં લોકો આવતાં હતાં. એક દિવસે તેમણે કથામાં ઉપદેશ કરતાં કરતાં પ્રસંગને અનુસરીને કહ્યું કે,

**कर्मसाक्षितिरोभावे दोषावाप्तिरूदीर्यते ।**
**आविर्भावे पुनस्तस्य सर्वतः सुदिनं भवेत् ॥**

જે પ્રમાણે કર્મના સાક્ષી સૂર્યનો અસ્ત થાય છે, ત્યારે દિવસનો પ્રકાશ જતો રહે છે, અને દોષા એટલે રાત્રિના અંધકારનો ઉદય થાય છે. અને જ્યારે પાછો સૂર્યનો ઉદય થાય છે, ત્યારે અંધારૂં મટીને ઉત્તમ પ્રકાશ યુક્ત દિવસ થાય છે. તે પ્રમાણે જ્યારે કર્મના સાક્ષી આત્માના જ્ઞાન રૂપી સૂર્યનો અસ્ત થાય છે, ત્યારે દોષા એટલે ભ્રાંતિ રૂપી રાત્રિના અજ્ઞાન રૂપી અંધકારનો ઉદય થાય છે, અથવા દોષ એટલે પાપની અવાપ્તિ એટલે પ્રાપ્તિ થાય છે; અને જ્યારે પાછો આત્માના જ્ઞાન રૂપી સૂર્યનો

ઉદય થાય છે, ત્યારે અજ્ઞાન રૂપી અંધારૂં મટીને જ્ઞાન રૂપી દિવસના પ્રકાશનો ઉદય થાય છે.

સમજવાનું એવું છે કે, જેમ અંધકારનો નાશ થયા વિના પ્રકાશનો આનંદ મળતો નથી, તેમ અજ્ઞાનનો નાશ થયા વિના જ્ઞાનનો આનંદ મળતો નથી. ભાઇઓ! જે અંધારૂં છે, તેજ દુઃખદાયક છે. માટે, "અંધકારનો નાશ કરો! અંધકારનો નાશ કરો!" એટલું કહીને કથા સમાપ્ત કરી. એટલે સર્વ લોકો મહાત્માને પ્રણામ કરીને ગયા. તેમાંના મંદમતિ ને શાંતમતિ નામના બે માણસો, કે જેઓ બંને પાડોસી હતાં. તેઓ રસ્તામાં કથાની વાતો કરતાં કરતાં ઘર સૂધી આવી પહોંચ્યા. મંદમતિએ પ્રેમથી શાંતમતિને કહ્યું કે, ભાઇ! મારા ઘરમાં આવો, થોડી વાતો કરીએ, પછી જવાય છે. શાંતમતિએ કહ્યું કે, ભાઇ! તમે તાળું ઉઘાડીને દીવો તો કરો, એટલામાં હું કપડાં કાઢીને આવું છું. એમ કહીને શાંતમતિ તો પોતાના ઘરમાં ગયો. અંહી મંદમતિએ તાળું ઉઘાડયું, ને ઘરમાં અંધારૂં જોતાંજ મહાત્માએ કહેલી વાત તેને યાદ આવી. "અંધારાનો નાશ થયા વિના પ્રકાશનો આનંદ મળતો નથી. માટે અંધારાનો નાશ કરો!" એ વાત યાદ આવતાંજ વિચાર થયો કે, આજની સાંભળેલી કથાનું આજેજ સાર્થક કરૂં, આ બધા અંધારાનો નાશ કરી નાંખું, ને આજે પ્રકાશનો ખરેખરો આનંદ મેળવું. એવો વિચાર કરીને, એક મોટી જબરી લાકડી હાથમાં લઇને, અંધારાનો નાશ કરવા માટે, જાણે અંધકારને મારતો હોય તેમ,

ઘરમાં બધે આમતેમ આડી અવળી ફેરવવા મંડી પડયો. લાકડીના ઝપાટા લાગવાથી ઘરમાંના વાસણ કુસણ વિગેરે અનેક પદાર્થો પડવા માંડ્યા. તેનો મોટો ખડખડાટ થઇ રહેલો છે, એટલામાં શાંતમતિ આવ્યો. તેણે પૂછયું કે, ભાઇ! દીવો કેમ નથી કર્યો? ને આ શું કરો છો? મંદમતિએ કહ્યું કે ભાઇ! આજે મહારાજે કથામાં કહ્યું હતું કે, 'અંધકારનો નાશ કરો.' તે આજ્ઞા પ્રમાણે આ જબરી લાકડીના ઝપાટા મારી મારીને પહેલાં અંધકારનો નાશ કરી નાંખું છું, પછી દીવો સળગાવું છું, કે જેથી આજે પ્રકાશનો ખરો આનંદ મળે. આવું સાંભળીને શાંતમતિને હસવું આવ્યું, પણ રોકી રાખીને શાંતિથી કહ્યું કે, ભાઇ! અંધકારનો નાશ એવી રીતે થતો નથી. હમણાં તમે દીવો સળગાવો. તે સાંભળીને મંદમતિએ લાકડી મૂકી દીધી, ને દીવો સળગાવ્યો. એટલે અંધકાર જતો રહ્યો, સુંદર પ્રકાશ પડયો, ને મંદમતિ બેઠો. પછી શાંતમતિએ કહ્યું કે, ભાઇ! કાલે આપણે જરા વહેલા જઇને મહારાજનેજ અંધકાર નાશ કરવાનો ઉપાય પૂછીશું.

બીજે દિવસે તે બંને જણા મહાત્માની પાસે વહેલા ગયા, ને શાંતમતિએ મંદમતિની મૂર્ખતાની વાત કહી. તે સાંભળીને પ્રથમ તો મહાત્મા પણ ખૂબ ખડખડ હસ્યા. અને પછી બોલ્યા કે, હે મંદમતિ! તેં જ્યારે તાળું ઉઘાડીને ઘરમાં પ્રવેશ કર્યો, ત્યારે રાત્રિને લીધે અંધારૂં તો હતુંજ. હવે તું મારા પ્રશ્નનો ઉત્તર આપ, કે પહેલું અજવાળું થાય? કે પહેલું અંધારૂં જાય? અરે હે મંદ-

મતિ! અંધકારનો નાશ કરવાને તેં જેમ લાકડી મારી, તેમ લાકડી મારવાથી અંધકારનો નાશ કદી પણ થતો નથી. એ તો જેમ સિપાઇ આવે કે ચોર એની મેળેજ નાસી જાય છે, તેમ દીવો સળગે ને અજવાળું થાય, કે તુરત અંધારૂં પણ એની મેળેજ નાશ પામી જાય છે. તેજ પ્રમાણે, જ્યારે બુદ્ધિ રૂપી બારણાનું સુવિચાર રૂપી તાળું ઉઘડીને હૃદય રૂપી ઘરમાં જ્ઞાન રૂપી દીપકની ઝઘમઘતી જ્યોતિનો પ્રકાશ થાય છે, ત્યારે તેજ ક્ષણે ભ્રાંતિ રૂપી રાત્રિનું અજ્ઞાન રૂપી અંધારૂં આપોઆપ નાશ પામી જાય છે. માટે, એ વાત અવશ્ય ધ્યાનમાં રાખજે કે, **"જેમ પ્રકાશ થયા વિના અંધારૂં મટતું નથી, તેમ જ્ઞાન થયા વિના અજ્ઞાન મટતું નથી."**

યમદેવતા કહે છે, હે સાવિત્રી! તું પોતેજ વિચાર કર કે;--

## ક્યાં જ્ઞાન ને ક્યાં અજ્ઞાન!!!

---

ક્યાં અમૃત ને ક્યાં ઝેર! ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી! ક્યાં પારસમણિ ને ક્યાં કાચનો કટકો! ક્યાં કલ્પવૃક્ષ ને ક્યાં બાવળીયો! ક્યાં વૈકુંઠ ને ક્યાં નરક! ક્યાં નર ને ક્યાં ખર! ક્યાં રાજહંસ ને ક્યાં કાગડો! ક્યાં દેવ ને ક્યાં દાનવ! ક્યાં પુણ્ય ને ક્યાં પાપ! તેજ પ્રમાણે ક્યાં જ્ઞાન ને ક્યાં અજ્ઞાન!!!

નિરતિશય શ્રેષ્ઠ આનંદ અર્પણ કરનારૂં તથા વિશુદ્ધ, કૂટસ્થ, સ્વયંપ્રકાશ એવા પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપને

દર્શાવનારૂં, માયાનું ખંડન કરનારૂં, સ્વભાવથીજ ઉત્તમ ચરિત્રવાળું અને " હું બ્રહ્મ રૂપ છું. " એવું ભાન કરાવનારૂં જે નિર્મળ જ્ઞાન તે ક્યાં!! અને પરમાત્માના વાસ્તવિક સ્વરૂપને ઢાંકી દેનારૂં તથા વિષય રૂપી પર્વત ઉપર ઉત્પન્ન થએલા વાસના રૂપી ગેરૂ વડે ચિત્ત રૂપી ભીંતની ઉપર સર્વ જાતના અનર્થોને આળેખનારૂં, અર્થાત્ ચિત્તને અનર્થો તરફ ઘસડી જનારૂં તથા " હું અને મારૂં " એવા આકારનું જે અજ્ઞાન તે ક્યાં!! એવો વિચાર કરીને જ્ઞાન તથા અજ્ઞાનના ખરા સ્વરૂપને સમજી લઇ જ્ઞાન વડે શાંતિ પામીને હું અને મારૂં માનવાનું મૂકી દે, અને વૈરાગ્ય રૂપી તરવાર વડે જુઠા મોહનો નાશ કરી નાંખ. મોટા મોટા મહાત્માઓ ઉપદેશ કરીને સમજાવે છે કે;—

**"अहं ममेत्ययं बंधो नाहं ममेति मुक्तता"**

હું અને મારૂં માનવું, એજ જબરૂં બંધન છે; તથા હું અને મારૂં નહિ માનવું એજ ખરો મોક્ષ છે.

## સંસાર સાગરનો ખરાબો.

હે પુત્રી! આ સંસાર રૂપી સાગરમાં પડેલું મનુષ્યનું શરીર રૂપી વહાણુ મોક્ષ ધામના બારામાં પહોંચવા માટે નીકળેલું છે; પરંતુ વચમાં અજ્ઞાનના આકાર રૂપ ઘણી ઘુંચવણીવાળી ભ્રાંતિની ગફલતમાં નાંખીને ભૂલાવી દેનારો " હું અને મારૂં " એવા પ્રકારનો વજ્ર જેવો કઠણુ મોટો જબરો ખરાબો છે. જો એ ખરાબાથી વહાણુ બચી જાય

તો ઠેઠ મોક્ષના બારામાં સ્હેલાઇથી જલદી પહોંચી જાય છે; પરંતુ જો મનુષ્યનું શરીર રૂપી વહાણ "**હું અને મારૂં**" એ ખરાબા સાથે અથડાય, ત્યારે તો અધવચ્ચે વહાણનો ચુરેચુરો થઇ જાય છે. માટે હે સાવિત્રી! "આ મારો પતિ છે." એ મનની માનેલી મિથ્યા કલ્પનાને તું વીસરી જા. કારણ કે;—

## મનની કલ્પનાજ બંધનનું કારણ છે.

---

કોઇ મનુષ્યનો પુત્ર ઉદ્યમ કરવાને માટે પરદેશ ગયો હોય, અને તે પુત્ર ત્યાં જીવતો બેઠો હોય, છતાં પણ કોઇ ઠગારો આવીને તેના પિતાને તદન જાુઠુંજ કહી દે કે, "તમારો પુત્ર અમુક ગામમાં, અમુક રોગ થવાથી મરણ પામ્યો છે" એવી પોતાના પુત્રના મરણની મિથ્યા વાત સાંભળીને તેનો પિતા પોતાના પુત્રને મરણ પામેલો માનીને મોટો શોક કરે છે. અને પોક મૂકીને રડે છે. જો કે, ઇશ્વરનો રચેલો પુત્ર તો પરદેશમાં જીવે છે; તોપણ તેના પિતાને શોક કરાવનાર, પિતાએ મનથી મરી ગયેલો માનેલો માનસિક પુત્રજ છે. જો એમ નહિ હોય તો, પોતાનો પુત્ર જીવતાં છતાં તેને મરી ગયેલો માનીને શા માટે શોક કરે! સાર એ છે કે, ઇશ્વરની રચેલી સૃષ્ટિ કંઇ હર્ષ, શોક, કે સુખ, દુઃખ રૂપ બંધનનું કારણ નથી; પણ કેવળ મનની કલ્પનાજ બંધનનું કારણ છે.

હવે કોઇ વખતે કદાચ એવું બને કે, તે પરદેશમાં

ગયેલો પુત્ર મરણ પામ્યો હોય, તો પણ તે વાતની ખબર નહિ પડવાથી ઘેર બેઠેલો તેનો પિતા હસે છે, બોલે છે, ખાય છે, પીએ છે ને સુખમાં તથા આનંદમાં રહે છે. જો કે ઇશ્વરનો રચેલો પુત્ર તો પરદેશમાં મરણ પામ્યો છે; તોપણ તેના પિતાએ મનથી માનેલો પુત્ર મરણ પામ્યો નથી, તેથી તેનો પિતા શોક કરતો નથી. જ્યારે તેના મરણની વાત સાંભળે છે, ત્યારેજ મનનો માનેલો પુત્ર મરણ પામે છે, અને ત્યારેજ તે શોક કરે છે ને રડે છે. "अतः सर्वस्य जीवस्य बंधकृन्मानसं जगत्" એટલાજ માટે સર્વ જીવને માનસિક સૃષ્ટિ એટલે મનની કલ્પનાજ બંધન કરનારી છે. નિર્વિકલ્પ ચિદાકાશમાંથી જેવું સંકલ્પ રૂપે એ મનનું સ્પુરણ થાય છે, કે તેવુંજ તેજ ક્ષણે એ મન અનેક પ્રકારની કલ્પના રૂપે અનેક રૂપ ધારણ કરે છે. "मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः" મનુષ્યોને બંધનનું તેમજ મોક્ષનું કારણ કેવળ મન છે. એ મનને આધીન થવાથી અહંતાના તથા મમતાના મજબૂત પાશથી બાંધીને મન જીવને બંધનમાં નાંખે છે. અને જો જીવાત્મા મનનો નિગ્રહ કરીને પોતાને તાબે કરી લે છે, તો જીવાત્મા વિવેક વૈરાગ્ય યુકત થઇ આત્માનો સાક્ષાત્કાર કરીને મોક્ષ પામે છે. માટે, હે સાવિત્રી! મનનો નિગ્રહ કરીને અહંતાના તથા મમતાના પાશમાંથી મુકત થઇ; આત્માને ઓળખી લઇ આત્માના જ્ઞાન વડે શાંતિ પામીને સુખી થા.

## પદ.

## ( સોહિની ત્રિતાલ. )

સુજ્ઞ જનોએ શાંત થઇને, વિવેક મનમાં ધરવોરે
શોક શમન અજ્ઞાન વમન કરી, ભવ સાગરને તરવોરે–સુજ્ઞ૦ ટેક.
જગત જાળ જંજાળ ભાળવી, ઇંદ્રજાળ બહુ ખોટીરે;
સાચી જાણી ખૂબ વખાણી, કદી થવું નહિ ખોટીરે–સુજ્ઞ૦ ૧
જેવું મનમાં માની લઇએ, તેવું તેમ જણાશેરે;
દ્વૈતભાવ રાખ્યાનો ડર છે, હું ને મારૂં ભણાશેરે–સુજ્ઞ૦ ૨
આત્મા પોતે અજર અમર છે, કો કાળે નથી મરતોરે;
જીર્ણ વસ્ત્રને કાઢી નાંખી, નવિન પોતે ધરતોરે–સુજ્ઞ૦ ૩
ઘણી ગંભીર ધ્રુંચવણી માયા, મિથ્યા મનથી જાણીરે;
મમતાની માથાકુટ મૂકી, લેવા પ્રભુ પીછાણીરે–સુજ્ઞ૦ ૪
કોણ પતિ ને કોની પત્ની, તન ધન ધામો તેવાંરે;
અનેક જન્મે અનેક મળતાં, કોને સાચાં કેવાંરે–સુજ્ઞ૦ ૫
અદ્ભુત આપ અમાપ અનૂપમ, આત્મા છે અવિનાશીરે;
શોક મોહ તજી **દીનાનાથ** ભજી, મુક્તિ પામવી ખાસીરે–સુજ્ઞ૦ ૬

યમદેવતા કહે છે કે, હે સાવિત્રી! તું કોનો શોક કરે છે? તારા પતિનો? તારો પતિ કોણ? દેહ કે આત્મા? દેહ તો કેવળ મહા મલિન તથા જડ છે. અને જો આત્માનો શોક કરતી હોય, તો તું જરા વિચાર કર કે;—

## આત્મા કેવો છે?



न जायते म्रियते वा कदाचिन्
नायं भूत्वा भविता वा न भूयः ।

अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ गीता ॥

આત્મા તો કદી પણ જન્મ પામતો નથી, કે મરતો નથી, અથવા આગળ ન હોઇને ફરીથી ઉત્પત્તિવાળો થતો નથી; કારણ કે આત્મા જન્મ રહિત, નિત્ય, સર્વ કાળ રહેનારો, ને પુરાતન છે. અને શરીરનો નાશ થયા છતાં પણ આત્માનો નાશ થતો નથી. માટે આત્માનો શોક કરવો કેવળ અયોગ્ય છે.

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥ गीता ॥

જેમ પુરૂષ જુનાં વસ્રોનો ત્યાગ કરીને નવાં વસ્રો પહેરે છે, તેમ દેહી (આત્મા) જુનાં શરીરોનો ત્યાગ કરીને બીજાં નવાં શરીરોમાં જાય છે. અવયવ રહિત તથા વિકાર રહિત આત્માને તો શસ્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી ભીંજવીને પલાળી શકતું નથી, ને પવન સુકવી પણ શકતો નથી. હે પુત્રી! આત્મા કેવો છે? તે વિષે હું તને શું કહું!

न चैकंतदन्यद्द्वितीयं कुतः स्यात्
न वा केवल-त्वं न चाकेवल-त्वम्।
न शून्यं न चाशून्यमद्वैतकत्वात्
कथं सर्ववेदांतसिध्धं ब्रवीमि ॥ सिद्धांतबिंदु ॥

જ્યાં એકપણું પણ નથી, ત્યાં બીજાપણું (દ્વૈત) ક્યાંથી હોય? અર્થાત્ આત્માનાં સ્વરૂપમાં એકપણું કે

અનેકપણું કંઇ નથી. તેમજ આત્મા શૂન્ય પણ નથી, ને અશૂન્ય પણ નથી; પરંતુ કેવળ અદ્વૈત તથા અભેદ છે. એવો સમગ્ર વેદાંત શાસ્ત્ર વડે સિધ્ધ છે, છતાં પણ મન વાણીનો અવિષય જે કેવળ નિર્વાણ સ્વરૂપ આત્મા છે, તે આત્માને કેવી રીતે વર્ણન કરીને કહી શકાય ?! વળી એ આત્મા કેવો છે ? એ આત્મા ભોગ વિલાસની ઇચ્છાવાળાઓનું સ્વર્ગ છે, ભક્તિમાન્ વૈષ્ણવોનું વૈકુંઠ ને ગોલોક છે, શંકરના ભકતોનું કૈલાસ છે, યોગિઓનો સત્યલોક છે, મુમુક્ષુ જનોનો મોક્ષ છે, અને તત્ત્વજ્ઞાની મહાત્માઓનું કૈવલ્ય ધામ છે. હે સાવિત્રી ! તે સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપ આત્માને તું ઓળખી લે ! તે આત્મા બીજો કોઇ નથી; કિંતુ;--

તે આત્મા તું પોતેજ છે.

---

કોઇ એક મનુષ્યને સર્પ કરડયો, ને પાસે એક વાંસ હતો, તેમાં તે સાપ ભરાઇને બેઠો. પેલા માણસને સાપનું ઝેર ચઢયું. તેથી તે ગભરાયો. અને ઝેર ઉતારનાર ગારૂડીને બોલાવી, પ્રાર્થના કરીને કહ્યું કે, મહારાજ ! મને સર્પ કરડયો છે, તેનું ઝેર ચઢયું છે, ને તેથી હું દુઃખી થાઉં છું. માટે, કૃપા કરીને મારૂં દુઃખ નિવારણ કરો. ગારૂડીએ એક દર્ભની શલાકા (સળી)ને વચમાંથી ચીરીને બે ભાગ કર્યા, અને મંત્ર ભણીને પેલા વાંસમાં તે દર્ભની શલાકા નાંખી દીધી. તે દર્ભની શલાકાએ તે સર્પને પકડીને વાંસમાંથી બહાર કાઢયો. ત્યારે ગારૂડીએ સાપને કહ્યું કે, આ

મનુષ્યને તેં જ્યાં દંશ કર્યો હોય, ત્યાં હવે પાછો વળગીને બધું ઝેર તું ચૂંસી લે, અને પછી તું અહીંથી ચાલ્યો જા. એટલે ગારૂડીના કહેવા પ્રમાણે પેલો સાપ બધું ઝેર ચૂંસીને સરસર કરતો જલદી ચાલ્યો ગયો. તેથી તે મનુષ્યનું દુઃખ નિવારણ થયું, ને આનંદ પામ્યો.

સિધ્ધાંતઃ--જીવાત્માને મનરૂપી સર્પ કરડયો, ને વિષય રૂપી વાંસમાં ભરાઇને બેઠો. મન રૂપી સર્પનો દંશ થવાથી જીવાત્માને "હું અને મારૂં" એ હળાહળ ઝેર ચઢ્યું. પછી જ્યારે જીવાત્મા બહુ દુઃખી થયો, ત્યારે તેણે તત્ત્વજ્ઞાની ગુરૂ રૂપી ગારૂડીનું શરણ લીધું. ત્યારે ગુરૂએ પૂછયું કે, સર્પ કયાં છે? જીવાત્માએ કહ્યું કે વિષય રૂપી વાંસમાં છે. તે સાંભળીને ગુરૂએ "**તત્ત્વમસિ**" મહાવાકય રૂપી દર્ભની શલાકાને ચીરી, એટલે તેનાં તત્ પદને તથા ત્વં પદને છુટા પાડીને, મંત્ર ભણ્યા, એટલે તેનો અર્થ સમજાવી ઉપદેશ કરીને, તે મન રૂપી સર્પને વિષય રૂપી વાંસમાંથી બહાર કાઢીને કહ્યું કે, પાછો વળગીને, એટલે પોતાના આત્મસ્વરૂપમાં એક રૂપ થઇને, વિષ ચૂંસી લે, એટલે દેહાદિકનો અધ્યાસ નિવારણ કર. મન રૂપી સર્પે તેમ કર્યું. ને પછી ચાલ્યો ગયો. એટલે મનનો લય થઇ ગયો. પછી તે પુરૂષ સારો થયો. એટલે બ્રહ્માનંદ પામ્યો. અથવા પરમાનંદના સ્વરૂપમાં સ્થિત થયો.

યમદેવતા કહે છે, હે સાવિત્રી! હું તને સમજાવું છું. તું પણ "**તત્ત્વમસિ**" મહા વાકયનો અર્થ સમજી

લઇ, તારા મનને લય કરી નાંખીને પરમાનંદના સ્વરૂપમાં સ્થિતિ કર. 'तत्त्वमसि'નો અર્થ એવો છે કે, "**तद्ब्रह्म त्वमसि**" તે બ્રહ્મ તું છે, અર્થાત્ સ્થૂલ, સૂક્ષ્મ, ને કારણ, એ ત્રણ શરીર; જાગ્રત્, સ્વપ્ન, ને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થા; તથા વિશ્વ, તૈજસ, ને પ્રાજ્ઞ, એ ત્રણ તેના અભિમાની; એવાં એ નવનો સાક્ષી જે દશમો આત્મા છે; "**તે આત્મા તું પોતેજ છે.**" પછી તું કોનો શોક કરે છે?

**જે આત્માને જાણે છે, તે શોક કરતો નથી.**

---

"જન્મ, મરણ, ક્ષુધા, તૃષા, ને હર્ષ, શોક" એ છ ઉર્મિઓને આત્માની સાથે કંઇ પણ સંબંધ નથી; કારણ કે રાગ, દ્વેષ, ભય, ને મોહ એ મનનાં ધર્મ છે, ક્ષુધા, તૃષા, એ પ્રાણનાં ધર્મ છે, નિદ્રા ઇંદ્રિયોનો તથા મનનો ધર્મ છે, અને મલમૂત્રની પીડા સ્થૂલ દેહનો ધર્મ છે. એ આઠે દોષો માત્ર ઉપાધિનાજ છે. આત્મા તો કેવળ નિર્દોષ નિર્વિકાર અસંગ છે. એમ જે જાણે, તે શા માટે શોક કરે? શ્રુતિનું પ્રમાણ છે કેઃ—

**आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः।**
**किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत्॥**

જે પુરૂષ જ્યારે "પરિપૂર્ણ અદ્વિતીય બ્રહ્મ હું છું." એ પ્રકારે આત્માને જાણે છે, ત્યારે તે પુરૂષ આત્માને જાણ્યા પછી કઇ વસ્તુની ઇચ્છા કરે? અને શા માટે કોઇનો શોક સંતાપ કરે? અર્થાત્ સત્ય સ્વરૂપ, જ્ઞાન

સ્વરૂપ, ને અનંત સ્વરૂપ આત્માના જ્ઞાનવાળો કદી પણ કોઇ વસ્તુની ઇચ્છા કરતો નથી, ને કદી પણ કોઇને માટે શોક કે સંતાપ કરતો નથી; પણ શાંત થઇ જાય છે. આત્માના જ્ઞાન સિવાય કોઇની કદી પણ શાંતિ થતી નથી.

એક સતી સ્ત્રીનો સ્વામિ લગ્ન થયા પછી છ મહિનામાં મરણ પામ્યો. સગાં સંબંધીઓ તથા જ્ઞાતિના લોકો રડતાં રડતાં દોડી આવ્યાં. અને તેનો અગ્નિ સંસ્કાર કરવા માટે સ્મશાનમાં લઇ જવા લાગ્યા. તે વખતે તે સ્ત્રી શબને સ્મશાનમાં લઇ જવાનો અટકાવ કરીને ઘણો શોક કરવા લાગી. લોકો જેમ તેમ કરીને યુક્તિથી શબને ગંગાના કિનારા પર સ્મશાનમાં લઇ ગયા. ત્યારે તે સ્ત્રી પણ શરમ મૂકીને માથું કૂટતી ને છાતી ફાટ રડતી કકલતી શબની સાથે સાથે સ્મશાનમાં આવી. તે સ્ત્રીએ પતિના શબને પોતાના ખોળામાં લીધું, બાળવાની સાફ ના કહી, અને અત્યંત રૂદન કરવા લાગી. લોકોએ અનેક પ્રકારે સમજાવ્યું, પણ તે સ્ત્રીએ કોઇનું કંઇ પણ સાંભળ્યું નહિ. તે વખતે થોડે દૂર ગંગામાં કોઇ એક મોટા યોગી મહાત્મા, કે જે સ્નાન કરતાં કરતાં આ બધું જોતા હતા, તેના મનમાં દયા આવી, તેથી તે ત્યાં આવ્યા. તે સ્ત્રીને તેણે ઉત્તમ બોધ આપીને બહુ સમજાવ્યું, છતાં પણ જ્યારે માન્યું નહિ, ત્યારે મહાત્માએ કહ્યું કે, હે સ્ત્રી! બોલ, હવે તારી શી ઇચ્છા છે? આ તારા સ્વામિને પાછો હમણાં જીવતો કરૂં? આ સાંભળીને તે સ્ત્રી તુરત હર્ષ

ભેર બોલી, મહારાજ! મહારાજ! કૃપા કરીને જરૂર તેમજ કરો! હું તમારો ઉપકાર કદી પણ ભૂલીશ નહિ. મહાત્માએ પણ તુરત પોતાના કમંડલુમાંનું જળ હાથમાં લીધું, અને શબના ઉપર છાંટતાંજ સાથે, જોત જોતામાં તે પુરૂષ સજીવન થઇ, મહાત્માના ચરણમાં નમીને બોલ્યો કે, મને શી આજ્ઞા છે? મહાત્માએ કહ્યું કે, આ તારી સ્ત્રી તથા આ તારાં સગાં તારે માટે ઘણો શોક કરે છે. માટે, એ સર્વને જેમ શાંતિ થાય, તેમ તું કર. ત્યારે તે પુરૂષ બોલ્યો:—

અરે! તમે કોને માટે શોક કરો છો?! હું કે જે કર્મને લીધે દેવ, પશુ, પક્ષી, ને મનુષ્યોની યોનિઓમાં ભટકયા કરૂં છું, તેના કયા જન્મના સગાં સાચાં માનું? મારા મરી જવાથી આ જન્મના સંબંધને લીધે તમે શોક કરો છો, ત્યારે મને કોઇ જન્મનો શત્રુ જાણીને હર્ષ શા માટે કરતાં નથી? એકનો એકજ સંબંધ કાયમ રહેતો નથી, જન્મે જન્મે બદલાયા કરે છે. જેમ સુવર્ણ વિગેરે પદાર્થો વ્યવહાર કરનારાઓમાં આડા અવળા ફર્યાં કરે છે, તેમ જીવ પણ એકનો એકજ અનેક યોનિઓમાં ભટકયા કરે છે. જે પદાર્થ જ્યાંસૂધી જેની પાસે હોય છે, ત્યાંસૂધી તેની તેના ઉપર મમતા રહે છે; પરંતુ વેંચી નાંખ્યા પછી તેના ઉપર મમતા રહેતી નથી. તે પ્રમાણે જે દેહમાં જીવ આવેલો હોય, તે દેહમાં તે જીવ જ્યાંસુધી હોય, ત્યાંસુધી તેનુ સ્વત્ત્વ હોય છે, પણ મુવા પછી રહેતું નથી. આત્મા એક હોવાથી નિત્ય છે, અવિનાશી છે. જન્મ મરણ રહિત

છે, દેહાદિક સર્વનો આશ્રય છે, તથા સ્વયંપ્રકાશ છે. અને તે પોતાની માયાના ગુણોથી પોતાને જગત રૂપે રચે છે.

न ह्यस्यास्तिप्रियः कश्चिन्नाप्रियः स्वः परोऽपि वा।
एकः सर्वधियां द्रष्टा कर्तॄणां गुणदोषयोः॥

એ આત્માને કોઇ અત્યંત પ્રિય નથી, કોઇ અત્યંત અપ્રિય પણ નથી, કોઇ પોતાનો નથી, તેમ કોઇ પારકો પણ નથી; માટે, મારે કોની સાથે રહેવું? કોને રાજી કરવાં? અને કોની સામું જોવું? આત્મા તો સંગ રહિત અને સારૂં નરસું કરનારા મિત્ર તથા શત્રુ વિગેરેની વિચિત્ર બુધ્ધિઓનો દ્રષ્ટા સાક્ષી છે. જેમ અગ્નિ દેવતા 'સર્વભક્ષી' લીલું સુકું જે આવે તે સર્વને બાળનારો હોવા છતાં પણ પોતે હમેશાં નિર્દોષ તથા અસંગ છે; અને જેમ આકાશ, પોતાને વિષે અનંત વાદળાં, ઝાકળ, ધુમસ, ઘનઘટા, વીજળી, ગડગડાટ, વૃષ્ટિ, ચિત્ર વિચિત્ર રંગો, ઇંદ્ર ધનુષ્ય, ગંધર્વનગર વિગેરે પલકદરિયાવ જેવા ક્ષણિક અનેક પદાર્થોને અવકાશ આપવાવાળું હોવા છતાં પણ, પોતે સદા નિર્મળ અચળ જેમનું તેમ અસંગપણેજ સ્થિત છે; તેમ નિર્વિકાર સાક્ષી 'આત્મા' પણ સદા સર્વ દોષોથી રહિત અસંગ છે. તે આત્મા હું પોતે છું. તમારે ને મારે કંઇ પણ સંબંધ નથી. માટે આત્માને ઓળખો. અને આત્માના જ્ઞાન વડે શોકનું શમન કરીને શાંત થાઓ. કેમકે **"આત્માના જ્ઞાનથીજ શાંતિ થાય છે."**

એટલું કહીને જીવ પાછો શરીરમાંથી નીકળીને ચાલ્યો ગયો. ત્યાર પછી તે સ્ત્રી શોક તજીને શાંત થઇ. લોકોએ

તેના શબને બાળીને તેની યોગ્ય ઉત્તર ક્રિયા કરી. અને પેલી સ્ત્રી પણ આત્મજ્ઞાન વડે શોક તથા મોહ તજી દઇ, પરમાત્માને વિષે મન લગાડીને મોક્ષ પાંમી ગઇ.

## સાચો પતિ પરમાત્મા છે.

યમરાજા કહે છે કે, હે સતી! તારા પતિનું મરણ થયું છે, એમ તું જાણે છે; તે તો તને નામ રૂપને લીધે મિથ્યા મોહ થયો છે. હે સાવિત્રી! આ દ્રશ્યમાન્ સર્વ જગત્ સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં એકજ અને અદ્વિતીય હતું. નામ રૂપની ઉત્પત્તિ થવી તેનુંજ નામ સૃષ્ટિ કહેવાય છે. જરા વિચાર કર, કે સત્યવાન્ કોણ ને તું કોણ?! સત્યવાનનો આત્મા ને તારો આત્મા કંઇ જુદો નથી, પણ એકજ છે. વાસ્તવિક રીતે આત્મજ્ઞાનના વિવેક વડે વિચાર કરશે, તો તને સ્પષ્ટ સમજાશે કે, અખિલ બ્રહ્માંડનો પતિ સર્વવ્યાપક સર્વેશ્વર પરમાત્મા, કે જે સર્વત્ર સદા સર્વદા પૂર્ણપણે બીરાજી રહેલો છે, તે તારો નિત્યનો અવિનાશી સાચો સ્વામિ તો તારી પાસેજ છે. માટે, હે સતી! શોક મોહનો ત્યાગ કર, અને હવે તું અંહીથી પાછી ફર. અને તારા સ્વમિની ઉત્તર ક્રિયા કરીને પ્રભુનું ભજન કર. તેથી તારૂં તથા તારા પતિનું ઉત્તમ કલ્યાણ થશે. અને અંતે મોક્ષ મળશે.

## સતીની વાણી.

સતી સાવિત્રી અતિ નમ્રતાથી હસીને બોલી, હે પિતાજી! હે પ્રભો! હે દીનબંધો! અપરાધ ક્ષમા કરજો. ને મારૂં બોલવું સાંભળવા કૃપા કરો!

પદ.

( રાગ ધનાશ્રી )

માયા મોહમાં ફસી, ખરી હું માયા મોહમાં ફસી
ચાહે તેવું સમજાવો પણ, જઇશ નહિ હું ખસી—ખરી૰ ૧
હું જાણું છું તમે કસો છો, ભલે કસોટી કસી—ખરી૰ ૨
સતી-ધર્મને અનુસરીને, દોડી આવી ધસી—ખરી૰ ૩
પતિ પ્રભુ પરમેશ્વર સાચા, એજ વાત મન વસી—ખરી૰ ૪
વિશ્વાસે વિશ્વાસે ચાલું, બોલું છું પણ હસી—ખરી૰ ૫

## માયા જગતની માતા છે.



હે દેવ! આપે કહ્યું કે, માયા એક મોટી ઠગારી છે. પણ હું તો એમ સમજું છું કે, પરમાત્મા સર્વના પિતા છે. ને મહામાયા આદ્યશક્તિ પ્રભુની અર્ધાંગના હોવાથી સર્વની માતા છે. એ માયા સાક્ષાત્ ભગવતી, લક્ષ્મી, પાર્વતી, સરસ્વતી, ઇશ્વરી ને જગન્માતા છે. જે પ્રમાણે ભગવાન્ પોતે અત્યંત પરોપકારી તથા પરમ દયાળુ છે; તે પ્રમાણે તેમની અર્ધાંગના માયા પણ તેવાજ સ્વભાવવાળી હિતકારિણી છે. ભગવતી માયાની નિંદા કરવી, એ [illegible]

જનોનું કામ નથી. માયાના સ્વરૂપને જાણી લેવું જોઇએ. અને તેનો મર્મ સમજી લેવો જોઇએ. પછી એ માયા દેવીની જો યોગ્ય નિયમ પ્રમાણે શાંત વૃત્તિથી યથાર્થ સેવા કરવામાં આવે, તો માયા પોતે મોક્ષનો માર્ગ બતાવી દઇને પરમાત્માની પ્રાપ્તિ કરાવે છે; પરંતુ માયાના સ્વરૂપને જાણ્યા વિના વિષયોની દુષ્ટ વાસનાને આધીન થઇ, જો માયાના નિયમોથી ઉલટા ચાલીએ તો, એ માયા પોતાની અતી અટપટી ગુંચવણીમાં ખૂબ ગુંચવી નાંખીને ભાન ભુલાવી દે છે. અને સંસારના વિકટ માર્ગમાં વારંવાર ગોથાં ખવરાવીને થકવી નાંખે છે. પછી તે થાકેલો પાછો જ્યારે નિયમોને અનુસરીને ચાલે છે, ત્યારે એ જગન્માતા માયા તેના પર કૃપા કરીને શ્રી ભગવાનની સન્મુખ લઇ જઇ ખડો કરી દે છે. એવી એ માયા તો જગતના જનોને સુખ અર્પણ કરવામાં સદા તત્પર રહે છે. પોતાના બાળકો ઉપર માતાનું હેત તો પિતા કરતાં પણ અધિક હોય છે. જેમ પિતાની ઓળખાણ માતા કરાવે છે, તેમ જગત્પિતા પરમાત્માની ઓળખાણ કરાવનાર એ જગન્માતા માયા છે.

"માયા છાયા એકસી, વીરલા જાને કોય"
"ભગતેકી પીછે લગે, ભક્તકે આધીન હોય."

એ માયા તો પોતાની છાયાની પેઠે સાથે ને સાથેજ રહે છે. જે કોઇ એ માયાથી ડરીને નાસે છે, તેની પાછળ પડીને માયા તેને બહુ ગભરાવે છે. અને જે કોઇ, એ માયા દેવીનો નિયમ પાળનાર સાચો ભક્ત થાય છે, તેને માયા આધીન થઇ જાય છે, ને તેનો બેડો પાર કરે છે;

# ખરૂં આત્મજ્ઞાન ક્યારે થાય છે ?

એક બ્રાહ્મણ ઘણો મૂર્ખ હતો, છતાં ' હું મોટો, પંડિત છું ' એમ માનનાર તે મોટો મિથ્યાભિમાની હતો. એક દિવસ તે કોઇ મોટા પૈસાદાર શેઠને ઘેર ગયો. ત્યાં, આગળના ભાગમાં ઘણું ધન પડેલું જોઇ, પૂછવા લાગ્યો કે, હે શેઠજી ! તમે તો કુબેરભંડારી જેવા લાગો છો. આ આટલું બધું ધન આગળ કેમ મૂકી રાખ્યું છે ? શેઠે કહ્યું કે, મહારાજ ! જે ચાર વેદ જાણતો હોય, તેને આપવા માટે એ બધું ધન અંહી મૂકી રાખ્યું છે. ' આવું સાંભળીને તે મૂર્ખ બ્રાહ્મણે વિચાર કર્યો કે, ' આવો લાગ ફરી મળવાનો નથી. ચાર વેદ તો હું પણ જાણું છું. માટે આ બધું ધન મનેજ આપી દે તો ઠીક. ' એમ વિચારીને તે બોલ્યો કે, ઓ શેઠજી ! " વેદો ચાર છે " એમ હું સારી રીતે જાણું છું; માટે આ ધન મનેજ આપી દ્યો. બ્રાહ્મણનું બોલવું સાંભળીને તે શેઠ ખડખડાટ હસી પડ્યો, ને બોલ્યો; " ઓ મૂર્ખ બ્રાહ્મણ ! તને એટલું પણ ભાન નથી, કે ચાર વેદ જાણ્યા, એમ ક્યારે કહેવાય ! ! જ્યારે અર્થ સહિત ચારે વેદ ભણીને તેના તાત્પર્યને યથાર્થ સમજી લે, ત્યારેજ તેણે ચાર વેદ જાણ્યા એમ કહી શકાય છે. પણ " વેદ ચાર છે " એટલુંજ માત્ર જાણનારો ચાર વેદ જાણે છે, એમ કહી શકાતું નથી. માટે હવે તું અંહીથી ચુપચાપ ચાલ્યો જા. એ ધન તને નહિ મળે.

સાવિત્રી કહે છે કે, હે પિતાજી! હે પ્રભો! જેમ પેલો મૂર્ખ બ્રાહ્મણ શેઠનું બોલવું સાંભળીનેજ 'વેદો ચાર છે' એમ જાણતો હતો; તેમ આપે મને જે આત્મજ્ઞાન શ્રવણ કરાવ્યું, તે ઉપરથી જો કે મેં આત્મજ્ઞાન તો જાણ્યું; તોપણ હું સત્ય કહું છું કે, આત્માનું યથાર્થ જ્ઞાન હજુ મને થયું નથી. ખરૂં આત્મજ્ઞાન ક્યારે થાય છે? જે પ્રમાણે કોઇ ક્ષુધાતુર મનુષ્યની પાસે ભોજનના ઉત્તમ પદાર્થો લાવીને મૂકયાં હોય, છતાં પણ તે ભુખ્યો માણસ જ્યાં સુધી તે ભોજનના પદાર્થોનું ભક્ષણ કરે નહિ અને કેવળ પોતાની દ્રષ્ટિથી જોયાજ કરે, ત્યાં સુધી તેને કંઇ સ્વાદ સમજાય નહિ, તેનું પેટ ભરાય નહિ, તેમજ તેની ક્ષુધા મટીને તૃપ્તિ પણ થાય નહિ. તે પ્રમાણે, જ્યારે દ્રઢ અભ્યાસ કરવામાં આવે, અર્થાત્ વિવેક પૂર્વક દ્રઢ પુરૂષાર્થ કરવામાં આવે, ત્યારેજ આત્મજ્ઞાન થાય છે. દ્રઢ અભ્યાસ, દ્રઢ પુરૂષાર્થ અને દ્રઢ અનુભવ કર્યા વિના કોઇને કોઇ પણ કાળે આત્મજ્ઞાન થતું નથી. આત્મજ્ઞાન કંઇ વરદાન કે શાપની પેઠે અપાતું લેવાતું નથી. આત્મજ્ઞાનની વાતો કેવળ સાંભળવાથીજ કે ગોખી રાખવાથીજ યથાર્થ આત્મા ઓળખાતો નથી. ને યથાર્થ આત્મજ્ઞાન થઇ શકતું નથી.

## ગુરૂ વિના જ્ઞાન મળતું નથી

---

**यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ।**
**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः। ॥**

જે મહાત્માને શ્રી પરમાત્મા વિષે પરમ ભક્તિ હોય, અને પરમાત્માના જેવીજ ગુરૂ ઉપર પણ પરમ ભક્તિ હોય, તે મહાત્માને વેદમાં અને શાસ્ત્રમાં કહેલાં અર્થો સિદ્ધ થાય છે. અર્થાત્ "ગુરૂ વિના જ્ઞાન મળતું નથી." જ્યારે 'विविदिषा' એટલે આત્માને જાણવાની ઇચ્છા થાય ત્યારે, ગુરૂને શરણે જવાનું વેદમાં કહેલું છે. માટે ગુરૂને શરણે જવું યોગ્ય છે. "तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्" જીજ્ઞાસુએ આત્માનું જ્ઞાન મેળવવા માટે હાથમાં સમિધ્ લઇ, વેદના પારંગત બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂને શરણે જવું જોઇએ.

પદ.

(રાગ—સારંગની દેશી ગરબીનો રાહ.)

સદ્ગુરૂ વિના, આત્મતત્ત્વનું જ્ઞાન કદી મળતું નથી
ઘર કરી રહેલું, અંતરનું અજ્ઞાન કદી ગળતું નથી—સદ્ગુરૂ. ટેક.
અભિમાન તિમિર ટળતું નથી, કોઇ સત્ય પંથ પળતું નથી,
કોઈ રૂડું જ્ઞાન રળતું નથી, મન ફાલીને ફળતું નથી,
અતિ કઠિણું તે, જન્મ મરણનું ખરૂં બીજ બળતું નથી—સદ્ગુરૂ. ૧
ભલે હોય પંડિત કોઇ ભારે, ભલે વેદનું તત્ત્વ વિચારે,
ઊંચા જ્ઞાનની વાત ઉચારે, ભલે બીજાં સાધન મન ધારે,
(પણ) દીનાનાથ કહે, સદ્ગુરૂ વિણ કોઇ હરિસંગે હળતું નથી—સ. ૨

સતીનો ગુરૂ પોતાનો પતિજ છે.

---

સતી સાવિત્રી કહે છે કે, હે ભગવન્ ! હું કંઇ હાથમાં સમિધ લઇને આપની પાસે આત્મજ્ઞાનનો ઉપદેશ

હેવા આવી નહોતી; છતાં પણ, આપે મારા ઉપર કૃપા કરીને આત્માનું જ્ઞાન મને શ્રવણ કરાવ્યું છે, તેને માટે, હે દયાળુ દેવ! હું આપનો મોટો ઉપકાર માનું છું. પણ હે પ્રભો! આપ ઉંચા પ્રકારનું આત્મજ્ઞાન કહીને, મને જે મારા નિર્ગુણ નિરાકાર પરમાત્મા પતિને ઓળખાવો છો, તેને હું કેવી રીતે ઓળખી શકું?! "ગુરૂ વિના જ્ઞાન મળતું નથી." એ વાત તદન ખરી છે; પરંતુ વેદ શાસ્ત્રની એવી આજ્ઞા છે કે, "पतिरेको गुरुः स्त्रीणाम्" એટલે "સતીનો ગુરૂ પોતાનો પતિજ છે." હે પિતાજી! આપ જે નિર્ગુણ પતિને ઓળખવાનું કહો છો, તે નિર્ગુણ નિરાકાર પરમાત્મા પતિને ઓળખાવનાર મારા ગુરૂ સગુણ પતિ સત્યવાન્ તો આપની પાસે છે! તેથી મારા સદ્‌ગુરૂ સગુણ પતિની પરમભક્તિ કરવા માટેજ, હું આપની પાછળ પાછળ આવું છું. હે દેવ! હું એવું સમજું છું કે,

## ❀ સગુણની ભકિત નિર્ગુણ જેવી કઠણ નથી ને ફળ બેઉનું સરખું છે. ❀



क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ गीता ॥

સગુણ સ્વરૂપનું ચિંતન સેવન કરનારને ઉપાસનામાં તત્પર રહેવાથી ક્લેશ થાય છે ખરો; પણ અંતે ફળ

થતો નથી; પરંતુ જેઓ નિર્ગુણ સ્વરૂપનું સેવન કરે છે, તેમને તો અત્યંત કલેશ થાય છે; કારણ કે જેઓનું દેહાભિમાન નાશ પામ્યું નથી, તેમને શમ, દમ વિગેરે સાધનો સિદ્ધ કરીને આત્માનો સાક્ષાત્કાર કરવો, એ ઘણું અઘરૂં છે. અને સગુણ સ્વરૂપનું સેવન કરવું, એ ઓછું કષ્ટસાધ્ય રહેલું છે. જો કે બંનેને ફળ સરખું મળે છે, તોપણ સગુણની ભક્તિ કરનારને ઓછો પ્રયત્ન કરવો પડે છે. માટે, નિર્ગુણ કરતાં સગુણની ઉપાસના શ્રેષ્ઠ છે.

## ખરો આનંદ તથા ખરૂં પોષણ તો સગુણની સેવામાંજ છે.



**गोंऽतःस्थितोऽमृतरसस्तुष्टयै पुष्टयैचनो गवाम्।**
**स भाजनगतो नित्यं सेवितस्तुष्टिपुष्टिकृत्॥**

જે આનંદ તથા પોષણની સર્વ કોઇને જરૂર છે, તે આનંદ તથા પોષણ આપનારૂં દુધ તો ગાંયને વિષે છે. તે દુધમાંજ દહીં, માખણ, ઘી, વિગેરે છેજ. પણ એ દુધથી ગાયોને આનંદ તથા પોષણ મળશે, એમ સમજીને, જો તે દુધ ગાયોને વિષેજ રહેવા દઇએ તો, તેથી ગાયોને આનંદ કે પોષણ કંઇ મળતું નથી; પરંતુ જો તે દુધને વાસણમાં દોહી લઇને, પછી ગાયોને પાઇ દઇએ, કે આપણે પાન કરીએ, અથવા તે દુધનું દહીં, માખણ કે

ધી બનાવીને ખવરાવીએ, કે આપણે ખાઇએ, તોજ ઉત્તમ આનંદ તથા પોષણ મળે છે. તે પ્રમાણે ગો એટલે મન તથા ઇંદ્રિયાદિકમાં આનંદ તથા પોષણ આપનારો અમૃતરસ એટલે બ્રહ્મરસ છેજ, પણ તેથી કાંઇ મન તથા ઇંદ્રિયાદિકને આનંદ કે પોષણ મળતું નથી; પરંતુ જ્યારે નામ રૂપવાળા કોઇ સગુણ સ્વરૂપને વિષે તે બ્રહ્મરસની પરમાત્માની ભાવના કરીને તેનું પ્રેમપૂર્વક યથાવિધિ સેવન કરીએ, ત્યારેજ ઉત્તમ આનંદ તથા પોષણની સિદ્ધિ મળે છે.

## એક એકડા વિના મીંડાં ખોટાં.

---

હે દેવ! જો ઉપર જવા માટે સીઢી ગોઠવેલી તૈયાર હોય, તો તેના પગથીયાં ચઢીનેજ ઉપર જવું જોઇએ. પણ જો કોઇ ઉપર જવા માટે, સીઢીનો ત્યાગ કરી દઇને મોટો કુદકો મારે, તો તે મનુષ્ય ઉપર જઇ શકતો નથી. એટલુંજ નહિ પણ, તે ઉલટો નીચે પછડાઇને પડે છે, ને હાથ કે પગ ભાંગી જવાથી દુઃખી થાય છે. કદાચ કોઇ આપ જેવો મોટો બલવાન્ મહાત્મા પુરૂષ એકદમ કુદકો મારીને ઉપર જઇ શકે તો, ભલે તે જાય; પરંતુ મારા જેવા બીજા બધાને માટે તો સીઢી ચઢીને જવું એજ સુખકારક તથા સ્હેલું છે. હે પ્રભો! હું તો અજ્ઞાની છું. ને એટલુંજ સમજું છું કે; જે એકની સંખ્યા છે, તે જાણે સગુણ છે, અને જે મીંડું છે. તે જાણે નિર્ગુણ છે.

અર્થાત્ મીડાં ગમે તેટલાં હોય, પણ જેમ એક એકડાની સંખ્યા વિના વ્યવહારમાં તેની કંઇ પણ કિંમત અંકાતી નથી; તેમ નિર્ગુણના જ્ઞાનની બધી વાતો ગમે તેટલી શ્રેષ્ઠ હોય, તોપણ સગુણની સેવા વિના તે બધી જ્ઞાનની વાતો એક એકડા વિનાના મીડાં જેવી કેવળ ખોટી-તદ્દન નકામીજ છે.

હે પિતાજી! જે શેરે શેર ઘીનો ચુરમાનો લાડુ મોટી ઉમરના સારા શરીરવાળાને તૃપ્તિકારક તથા પુષ્ટિકારક છે, તેજ લાડુ છેક નાના બાળકને જો ભૂલથી ખવરાવવામાં આવે તો, તે બાળકનું મરણ થાય છે. અર્થાત્ નાના બાળકની તૃપ્તિ તથા પુષ્ટિ કરવાને માટે તો તેની માતાનું સ્તનપાનજ સર્વોત્તમ છે; પણ ઉત્તમ પ્રકારના લસલસતા લાડુ તે બાળકને માટે તો કેવળ નુકશાન કરનારજ છે. તે પ્રમાણે, હે કરૂણાસાગર! મારા જેવી અજ્ઞાન સ્ત્રીને માટે તો મારા સગુણ પતિજ સર્વોત્તમ છે. અને મને તેનીજ જરૂર છે. સતીના ધર્મનો ખરો મર્મ એવો છે કે, પોતાના પતિની સેવાના સુખની સાથે કદાચ બીજાં ઝેર જેવાં દુઃખો હોય, તો સતીએ તે સર્વ દુઃખોને પોતાના મનથી અમૃત જેવાં માનવાં જોઇએ. અને બીજાં અમૃત જેવાં બધાં સુખની સાથે જો પોતાના પતિની સેવાનું સુખ નહિ હોય, તો તે અમૃત જેવાં સર્વ સુખોને સતીએ હળાહળ ઝેર જેવાં કેવળ દુઃખ રૂપજ માનવાં જોઇએ. હે પ્રભો! આપ પોતેજ વિચાર કરો કે, આપે મારા પતિથી મને સો પુત્રો

થવાનું જે વરદાન આપ્યું છે, તે એક મારા પતિ વિના એકડા વિનાના મીડાં જેવું કેવળ નકામું છે. તેથીજ હું મારા પતિને માટે આટલો બધો શોક કરૂં છું, તેમજ આપના ઘણા કાલાવાલા કરીને વિનવું છું; તોપણ હે ભગવન્! હજુ હું કિંચિત્ માત્ર પણ નિરાશ કે નાહિંમત થઇ નથી. હે પ્રભો! મને સંપૂર્ણ વિશ્વાસ છે કે;–

સંતો સર્વ સંકટો કાપે છે;
ને
સંતો સર્વ કંઈ આપે છે.

---

दूरीकरोति दुरितं विमलीकरोति।
चेतश्चिरंतनमघं चुलुकीकरोति॥
भूतेषु किं च करुणां बहुलीकरोति।
संगः सतां किमु न मंगलमातनोति॥

સંતોનો સંગ પાપ કરતાં અટકાવે છે, અંતઃકરણને વાસના રૂપી મેલ વિનાનું નિર્મળ કરી નાંખે છે, અનેક જન્મમાં થએલા પાતકોનો નાશ કરે છે, અને પ્રાણી માત્રમાં પુષ્કળ દયા કરાવે છે. અહો! સંતોના સંગથી કયું કલ્યાણ થતું નથી? અર્થાત્ સંતોનો સંગ સર્વ પ્રકારનું કલ્યાણ કરે છે.

## શ્રી સમર્થ મહારાજનો ચમત્કાર.

---

દક્ષિણમાં ટાકળી પાસે એક દશકપંચક નામનું

ગામ છે. ત્યાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે મોટો ધનવાન્ હતો; પરંતુ તેને કાંઇ પણ સંતાન નહોતું. દૈવયોગે તે બ્રાહ્મણને યુવાન્ અવસ્થામાંજ ક્ષયરોગ થયો. તેની સ્ત્રીએ પોતાના પતિનો રોગ સારો કરવા માટે ઘણાં ઉપચાર કર્યાં, અનુષ્ઠાનો કરાવ્યાં; પરંતુ કોઇનો કંઇ પણ ગુણ માલૂમ પડયો નહિ. અંતે જ્યારે તે બ્રાહ્મણ મરણ પામ્યો, ત્યારે તેની સ્ત્રી, કે જે પતિવ્રતા હતી, નાની અવસ્થાવાળી હતી, અને ઘણી સુંદર હતી; તેણે પોતાના પતિની સાથે સહગમન કરીને સતી થવાનો નિશ્ચય કર્યો. શકે ૧૫૪૬ માં વૈશાખ શુકલ દશમીને દિવસે તે સ્ત્રી સતી થવાની સર્વ તૈયારી કરીને પતિના શબની પાછળ ચાલી. ટાકળી પાસે ગંગાજીને કિનારે એ સતી થવાનો સમારંભ કરવાનો ઠરાવ હતો. માટે, તે સતી સ્ત્રી પણ પોતાનું ગામ છોડીને શબની સાથે ગઇ. શબ આગળ જતું હતું, અને પેલી બાઇ પાછળ થોડે અંતરે ચાલતી હતી. એટલામાં એક ગુફાની પાસે એક વૃક્ષની નીચે શ્રી સમર્થ રામદાસ સ્વામિ મહારાજને ધ્યાનમાં બેઠેલા તે સતી સ્ત્રીએ જોયા. તેમના અદ્ભુત તેજને જોઇને તે બાઇએ વિચાર કર્યો કે, આ કોઇ મોટા સત્પુરૂષ હોવા જોઇએ. માટે જતાં જતાં એ મહાત્મા પુરૂષનું દર્શન કરીને જાઉં તો ઠીક. એમ વિચાર કરીને તે બાઇ મહારાજની પાસે આવી, અને તેમના ચરણ કમળમાં પોતાનું મસ્તક મૂકીને તેણે નમસ્કાર કર્યો. તેજ વખતે અકસ્માત્ સમર્થ મહારાજનાં નેત્ર ઉઘડયાં. અને કોઇ સુવાસિની નમસ્કાર કરે છે, એમ જોતાંજ, શ્રી

સમર્થ મહારાજના મુખમાંથી એવો આશીર્વાદ નીકળ્યો કે, "अष्टपुत्रा सौभाग्यवती भव." એ આશીર્વાદ સાંભળીને તે સ્ત્રી હાથ જોડીને હસતી હસતી બોલી કે, હે દેવ! હે મહારાજ! આપે આ આશીર્વાદ આ જન્મને માટે આપ્યો છે, કે આવતા જન્મને માટે? આ પ્રશ્ન સાંભળીને મહારાજ વિસ્મય પામ્યા, અને સાથેના માણુસોને પૂછયું કે, આ બાઇ કોણ છે? ને આમ કેમ બોલે છે? તે મનુષ્યોએ કહ્યું કે, મહારાજ! આ બાઇનો પતિ તો મરણ પામ્યો છે, જુઓ પેલું શબ જાય છે, અને આ પતિવ્રતા સ્ત્રી સાથે સહગમન કરીને સતી થવા માટે જાય છે. તેને તમે જે આઠ પુત્ર થવાનો આશીર્વાદ આપ્યો, તે સાંભળીને અત્યંત વિસ્મય પામવાથી એ બાઇ આવું બોલે છે.

જ્યારે સમર્થ મહારાજે તે બાઇની બધી હકીકત સાંભળી, ત્યારે તેમણે પોતાના મનમાં ને મનમાંજ શ્રી પરમાત્માનું સ્મરણ કરીને પ્રાર્થના કરી કે, "હે રઘુપતી! હે રામ! તમારા દાસની ઉપર આ એક મોટું સંકટ આવી પડયું છે." એમ કહીને સ્વમીએ પોતાની આંખો મીંચી દીધી. પાંચ સાત ક્ષણ પછી મહરાજે આંખ ઉઘાડીને તે બ્રાહ્મણનું શબ પોતાની પાસે મંગાવ્યું, તુંબીમાંનું જળ અંજલીમાં લીધું, અને તે શબની ઉપર છાંટતાંજ સાથે, જેમ કોઇ સુતેલો મનુષ્ય નિદ્રામાંથી ઉઠીને બેઠો થાય, તેમ તે બ્રાહ્મણ રોગ રહિત જીવતો થઇને "રામ રામ" બોલતો બોલતો ઉઠીને બેઠો થયો. અને શ્રી સમર્થ

મહારાજના ચરણુમાં દંડવત્ નમસ્કાર કરીને ઉભો રહ્યો. તે ચમત્કાર જોઇને, સર્વ લોકો આશ્ચર્યના સમુદ્રમાં જાણે ડૂબી ગયાં હોય તેમ, અથવા જાણે ચિત્રમાં આળેખેલાં મનુષ્યોની પેઠે સ્તબ્ધ થઇ ગયાં. તે સતી સ્ત્રી તો પોતાના મરણ પામેલા પતિને પાછો જીવતો થએલો જોવાથી સમર્થ મહારાજને સાક્ષાત્ પરમેશ્વર રૂપેજ જોવા લાગી. લોકોએ તે બ્રાહ્મણને પૂછયું કે, તમે આ મહારાજને ઓળખો છો? ત્યારે તે બોલ્યો કે, હું હમણાં જ્યારે યમલોકમાં હતો, ત્યારે એજ મૂર્તિ યમલોકમાં આવી હતી. તે વખતે યમ-દેવતાએ ઉભા થઇ નમીને પૂછયું કે, હે પ્રભો! આપનું પધારવું કેમ થયું? મને શી આજ્ઞા છે? એમણે ઉત્તર આપ્યો કે, ' આ બ્રાહ્મણને પાછો મોકલો. મેં એની સ્ત્રીને આઠ પુત્ર થવાનો આશીર્વાદ આપ્યો છે. માટે, એને લેવા આવ્યો છું.' યમદેવતાએ તુરત તે વાત માનીને મને કહ્યું કે, તું જા, હવે પહેલાં તારી સ્ત્રીને લાવીશ, અને પછી તને લાવીશ. એમ કહીને મને મુક્ત કર્યો. તેથી હું એમને ઓળખું છું કે, એમની કૃપાથીજ હું પાછો જીવતો થયો છું. તે બ્રાહ્મણનું આવું બોલવું સાંભળીને સર્વ લોકોએ સમર્થ મહારાજની ઘણી સ્તુતિ કરી. ત્યારે સમર્થ મહારાજે કહ્યું કે, હું એવો લેશ પણ સ્તુતિપાત્ર નથી. હું તો કેવળ પ્રભુનો તથા સાધુ બ્રાહ્મણોનો દાસ છું. હવે તમે બેઉ જણા સર્વ લોકો સહિત ગંગાજીનું સ્નાન કરીને દેવ બ્રાહ્મણોને નમસ્કાર કરીને તમારે ઘેર જાઓ!

આજ્ઞા પ્રમાણે તે બંને સ્ત્રી પુરૂષે તથા સાથે આવેલા સર્વ લોકોએ સ્નાન કર્યું. પછી પાછા મહારાજની પાસે આવીને તે બંને જણાએ પૂર્ણ ભક્તિ-ભાવથી મહારાજશ્રીની પૂજા કરી. સમર્થ બોલ્યા કે, " તમને આઠ પુત્ર તો આપેલાજ છે; પરંતુ તે ઉપરાંત બીજા બે પુત્ર થશે. એટલે બધું મળીને તમને દશ પુત્ર થશે. જાઓ, હવે ઘેર જઇને પ્રભુનું ભજન કરતાં આનંદમાં કાળ નિર્ગમન કરજો." તેજ વખતે તે સતીએ પહેલો પુત્ર સમર્થ મહારાજને અર્પણ કરવાનો મનમાં સંકલ્પ કર્યો, અને તેઓ ઘેર ગયાં. પછી જે પ્રથમ પુત્ર થયો, તે સમર્થને અર્પણ કર્યો; કે જે સમર્થના મહા પ્રતાપી ઉત્તમ શિષ્ય ઉદ્ધવ સ્વામીના નામથી પ્રસિદ્ધ થયા હતા. સમર્થના આશીર્વાદ પ્રમાણે તે બાઇને દશ પુત્ર થયાં હતાં. અને તે ઉપરથી તે વંશમાં ઉત્પન્ન થનારની 'દશપુત્રે' અટક કહેવાય છે.

સારાંશ એ છે કે, સંતોના જેવી દયાલુતા કોઇને વિષે નથી, સંતો જેવું આપે છે, તેવું બીજું કોઇ આપી શકતું નથી. ને સંતો સર્વ કંઇ કરવા સમર્થ છે. એટલાજ માટે, સતી સાવિત્રીએ યમદેવતાને કહ્યું કે, હે દેવ! મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, " સંતો સર્વ સંકટો કાપે છે, ને સંતો સર્વ કંઇ આપે છે."



# સંતોના સંગની બલિહારી છે!



**अघौघं प्राचीनं प्रशमयति पुण्यं प्रथयति।**
**प्रसूते सद्बुद्धिं नवनवकलां पल्लवयति॥**
**हरत्यज्ञानान्ध्यं दिशति च परब्रह्मपदवीं।**
**सतां संगः कल्पद्रुम इव न किं किं वितनुते॥**

સત્પુરૂષોનો સંગ કલ્પવૃક્ષના જેવો છે. તે શું શું કરતો નથી? તે પાપના પ્રાચીન પુંજનો નાશ કરે છે, સદ્બુધ્ધિ આપે છે, નવી નવી કલાઓને વિસ્તારે છે, અજ્ઞાન રૂપી અંધકારને દૂર કરે છે અને પરમાનંદની પ્રાપ્તિ રૂપ પરબ્રહ્મની પદવી આપે છે. એટલે પરમાત્માનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરાવે છે. અર્થાત્ સંતોનો સંગ સર્વ કંઇ કરે છે.

## પદ.

(રાગ-પીલુ તા દીપચંદી. "ઈસિ તન ધનકી કૌન બડાઇ" એ રાહ.)

દીનદયાળુ પરમ કૃપાળુ, સંત સમાન નહિ કોઇ દાતા
ગુમાન ટાળે પાપ પ્રજાળે, પ્રેમથી પાળે થઇને ત્રાતા-દીન૦ ૧
દુર્મતિ હરિ લઇ જ્ઞાન દાન દઇ, ભવતારક થઇ કરે સુખ
શાતા-દીન૦ ૨
**દીનાનાથ** પ્રભુ સંતદાસ કહે, સંતો સાચા પિતા ને
માતા-દીન૦ ૩

**कल्पद्रुमः कल्पितमेव सूते।**
**सा कामधुक्कामितमेव दोग्धि॥**

चिंतामणिश्चिंतितमेव दत्ते ।
सतां हि संगः सकलं प्रसूते ॥

જે કલ્પના થાય તે કલ્પવૃક્ષ આપે છે, જે કામના કરીએ તે કામદુધા આપે છે. અને જે ચિંતન કરીએ તે ચિંતામણિ આપે છે; પરંતુ સંતોનો સંગ તો સર્વ કંઇ આપે છે.

( કુંડળીયા. )

સંત સમો દાતા નહી, વિપદ વિદારક વીર,
માગ્યા વિણુ વૃષ્ટિ કરે, મેઘરાજ ગંભીર;
મેઘરાજ ગંભીર, વીર ભાસ્કર પણુ તેવો,
દિવસ તણો એ દીવો, ઝગમગ જ્યોતિ જેવો;
**દીનાનાથ** અર્પી પ્રભા, ટાળે ઘોર તિમીર,
સંત સમો દાતા નહી, વિપદ વિદારક વીર.

દુહા.

દેખો લોહા કાઠ સંગ, ચલત ફિરત જલ માહીં;
બુડે ન દૂખન દેત હૈં, જાકી પકડે બાહીં.

સત્પુરૂષો જેનો હાથ પકડે છે, અર્થાત્ જેને પોતાના શરણુમાં લે છે, તેનાં સર્વ મનોરથો પરિપૂર્ણ કરીને તેનો બેડો પાર ઉતારે છે. એવી "સંતોના સંગની બલિહારી છે." સતી કહે છે કે, એમ સમજીનેજ, હું આપની પાછળ પાછળ આવું છું.



# સતીનો કરૂણામય પોકાર.

સાવિત્રી કહે છે કે, હે દયાના સાગર! મને આપનો સંપૂર્ણ વિશ્વાસ છે કે, આપે મારા ઉપર આટલી બધી દયાની વૃષ્ટિ કરી છે; તો જરા માટે કંઇ બાકી રાખશો નહિજ. એ પ્રમાણે બોલતાં બોલતાં સતી થાકી ગઇ, પ્રાણેશ્વરને માટે સતીનાં પ્રાણ ગભરાઇ ગયાં, અને આંખમાંથી અશ્રુની ધારાઓ પડવા લાગી; તોપણ હિંમત રાખીને બોલી કે;–હે દેવ! હે દીનદયાલુ! હે દીનબંધો! હે અનાથનાથ! હે ભગવન્! હે માતાપિતા! દયા કરો! દયા કરો!! હે દેવ! જરા મારી સામું તો જુઓ! હે દીનદયાલુ! જરા મારૂં દારૂણ દુઃખ તો વિચારો! હે દીનબંધો! મારા ગરીબના બેલી થાઓ! ને આ મારી વશમી વેળાએ વારે ધાઓ! હે અનાથનાથ! તમારા વિના હું બીજા કોને કહું? ને તમને છોડીને બીજા કોનું શરણ લઉં? હે ભગવન્! હું તમને વારંવાર પ્રણામ કરૂં છું. હે માતાપિતા! તમેજ મારા માતાપિતા છો. અને ભલી ભુંડી જેવી તેવી પણ હું તમારી પુત્રી છું. માટે, ગરીબ દીકરીનું દુઃખ ટાળો!

સાવિત્રીની આવી મૃદુ, મનોહર, સુંદર હૃદયવેધક વાણી શ્રવણ કરીને યમદેવતા પ્રસન્ન થયા. અને ઉભા રહીને સાવિત્રીની મુખમુદ્રા તરફ જોવા લાગ્યા. તે સમયે તુરત સતીએ યમદેવતાના ચરણમાં મસ્તક મૂકી નમન

કરીને કહ્યું કે, હે પિતાજી! હે પિતાજી! બાળકનાં અપરાધ ક્ષમા કરો! ક્ષમા કરો! અને આ તમારી રાંકડી કન્યા પર કૃપા કરો! કૃપા કરો!

## છેલ્લું વરદાન.

---

સતીનો આવો કરૂણામય પોકાર શ્રવણ કરીને યમદેવતાનું મન પીગળી ગયું. તેથી હસીને બોલ્યા કે, હે સાવિત્રી! તેં તારી અત્યંત વિવેકવાળી મનોહર વાણી વડે મારૂં મન હરી લીધું છે. હે સતી! તને ધન્ય છે! તારા જેવી મેં કોઇ જોઇ નથી. ભક્તિ, શ્રદ્ધા, ધૃતિ, ક્ષમા, શાંતિ, જ્ઞાન અને વિવેક વિગેરે સર્વ સદ્‌ગુણો તારે વિષે જોઇને, તેમજ તારી અમૃત જેવી મધુર વાણી સાંભળીને મારૂં મન તારે માટે ઘણું ઉદાર થયું છે. હે દેવી! હું તને કહું છું કે, "હવે તારે જે માગવું હોય તે માગી લે."

યમદેવતાના મુખનું એવું મંગળકારક વચન સાંભળતાંજ સતીનું અંતઃકરણ તથા મુખ હસતું થયું. અને હાથ જોડીને પ્રેમથી બોલી. હે પ્રભો! હવે મારે આપની પાસે માગવાનું માત્ર એક એજ બાકી છે કે, મારા પતિને પાછા સજીવન કરો. હે પરમપૂજ્ય દેવ! મારાં પ્રાણપતિ, અરે મારાં પ્રાણેશ્વર પતિ એજ મારી પરમ ગતિ છે. જો કે હું પતિ વિના જીવું છું; તોપણ મરી ગયા જેવીજ છું.

મારા પતિ વિના મને કોઇ પણ સુખની ઇચ્છા નથી. અરે! મારા પતિ વિના મને સ્વર્ગમાં જવાની કે મોક્ષ પામવાની પણ ઇચ્છા નથી.

न धनं न धरा न धाम वा
न च राज्यं न सुखानि संपदः ।
सुहृदो न न बंधवोऽपि वा
मम सौख्याय विना हृदीश्वरम् ॥

સતી કહે છે કે, હે પ્રભો! ધન, ધરા, ધામ, રાજ્ય, સુખ, સંપત્તિ, ભાઇઓ અને સગાં સંબંધીજનો વિગેરે કોઇ પણ મને મારા પતિ વિના કિંચિત્ માત્ર પણ સુખકારક નથી. માટે હું આપની પાસે એજ માગું છું કે;–

पद.

(આશાવરી તાલ-ત્રિતાલ.)

મારાં, પતિ સજીવન થાય
ઇચ્છા એ મનમાંય—મારાં૦ ટેક
પતિ વિના ગતિ નથી સતીની, પતિ એજ મંગાય-મારાં ૧
નર નારી ગુણ ગાય તમારાં, સાચો ધર્મ સ્થપાય-મારાં ૨
દીનદયાળુ પરમકૃપાળુ, લળી લળી લાગું પાય-મારાં ૩

યમદેવતાએ તત્કાળ "તથાસ્તુ" કહી, પાશ કાઢી નાંખીને સત્યવાનના જીવાત્માને મુક્ત કર્યો. અને પ્રસન્ન થઇને બોલ્યા કે;–

(રાગ સોહિની-ત્રિતાલ.)

ધન્ય ધન્ય સતી સાવિત્રી, તવ ગુણ ગાશે સૌ મહામતી
સંવત્સર શત ચાર તણું, આયુષ ભોગવશે તારો પતી-ધન્ય૦

હે સતી ! તું તારા પતિના શરીરનો સ્પર્શ કરશે, કે તુરત તે સજીવન થશે. અને ચારસો વર્ષનું આયુષ્ય ભોગવશે. એ પ્રમાણે વરદાન આપીને યમદેવતા ત્યાંથી ચાલ્યા ગયા.

## સત્યવાન્ સજીવન થયા.

---

પછી સાવિત્રીએ હોંસભેર પોતાના પતિના કલેવર પાસે આવીને, જેમ પ્રથમ હતું તેમ, પતિનું મસ્તક જેવું પોતાના ખોળામાં લીધું, કે તુરત સત્યવાન સાવધ થયા, સતીના મુખ પ્રતિ વારંવાર પ્રેમથી જોવા લાગ્યા, અને બોલ્યા, હે પ્રિયે ! હું ઘણો વખત થયાં સુતો છું. તેં મને કેમ જગાડયો નહિ ? અરે ! પણ પેલો કાળો કાળો ભયંકર પુરૂષ કયાં ગયો ?! તે પુરૂષ તો મને બાંધીને લઇ જતો હતો ! શું એ સ્વપ્નની વાત છે ? કે સાચી વાત છે ? હે સુંદરી ! તું જો જાણતી હોય તો મને કહે.” એમ કહી સત્યવાન ઉઠીને બેઠા થયા. સાવિત્રી બોલી કે, હે નાથ ! હમણાં રાત્રિ ધીરે ધીરે ગાઢ થતી જાય છે. માટે, જે વાર્તા બની છે, તે હું તમને કાલે પ્રાતઃ કાળે કહીશ. હે પ્રાણેશ ! જુઓ, આ પાસેના વનમાં રાક્ષસો હર્ષિત થઇને આડા અવળા ફરે છે. અને ક્રૂર શબ્દો કરે છે. વળી વૃક્ષોનાં પાંદડાનો ખડખડાટ સંભળાય છે. તેમજ વનમાં ફરતાં મૃગોનાં ભયંકર સ્વર પણ સંભળાય છે. જુઓ, પેલી ભયંકર દેખાવની શીયાળણીઓ દક્ષિણ તથા

પશ્ચિમ દિશામાં ઉભી રહી, અતી કઠોર સ્વરથી રૂદન કરીને મારાં મનને કંપાવે છે.

સત્યવાન બોલ્યા, "હા, ગાઢ અંધકારથી છવાઇ ગએલું આ વન હમણાં અતિ ભયંકર લાગે છે. તને માર્ગ પણ સૂઝ પડશે નહિ. અને તું ચાલી પણ શકીશ નહિ." સાવિત્રીએ કહ્યું, "હે સ્વામિન્! તમે સંતાપ કરો નહિ. આજે આ વનમાં દાવાનળ સળગ્યો હોય એમ લાગે છે. એક મોટું વૃક્ષ બળતું દેખાય છે. પવનનો આઘાત થવાને લીધે તે બળતાં વૃક્ષમાંથી પ્રદીપ્ત અગ્નિ પડેલો છે. જો તમે મને આજ્ઞા આપો તો, હું ત્યાં જઇને તેમાંથી થોડો અગ્નિ અંહી લાવું, આપણી પાસે આ કાષ્ટ છે તે સળગાવું, અને હે નિર્દોષ નાથ! જો તમારી ઇચ્છા હોય તો, બાકીની રાત્રી અંહી વનમાંજ આપણે ગાળીએ."

સત્યવાન બોલ્યા, હે શુભે! હવે મારૂં મસ્તક દુખતું નથી, મારાં શરીરનો દાહ મટી ગયો છે, અને હવે જેમ બને તેમ જલદી મને મારાં માતા પિતાનાં દર્શન કરવાની ઇચ્છા છે. આગળ કોઇ પણ વખતે હું આશ્રમમાં મોડો ગયો નથી. હે પ્રિયે! હું મોટો વિચાર કરૂં છું કે, આજે મારાં માતા પિતાની શી દશા થઇ હશે! અરેરે! સાયંકાળે આશ્રમમાં નહિ દેખતાં તેઓ આપણે માટે કેટલાં બધાં દુઃખી થયાં હશે! અરે! મારા ઉપર અત્યંત પ્રેમ રાખનારા તથા મારે દુઃખે અત્યંત દુઃખી થનારા મારાં વૃદ્ધ માતા પિતાએ એક વખતે રડતાં રડતાં મને કહ્યું

હતું કે, હે પુત્ર! અમે તારા વિના જીવી શકીશું નહિ. અમારાં બંનેના પિંડનો, કીર્તિનો, અને વંશનો આધાર તારા ઉપરજ છે. હે કલ્યાણી! મારા અંધ પિતાની, અને તેની સેવામાં તત્પર રહેવાથી અત્યંત દુર્બળ થઇ ગએલી મારી માતાની મને જેટલી ચિંતા થાય છે, તેટલી ચિંતા મને મારી પોતાની પણ થતી નથી. એ પ્રમાણે બોલતાં ધર્માત્મા સત્યવાન ઘણા દુઃખી થયા. અને પોતાના બે હાથ ઉંચા કરીને મોટે અવાજે રૂદન કરવા લાગ્યા.

પતિને રૂદન કરતાં જોઇ, સાવિત્રીએ પતિની આંખમાંના આંસુ લુછી નાંખ્યાં. અને આકાશ તરફ હાથ જોડીને બોલી કે, " હે પરમાત્મા! મેં જો તપશ્ચર્યા કરી હોય, તથા જો હોમ કર્યાં હોય; તો તેના પ્રભાવથી મારાં સાસુ સસરાની તથા મારાં પતિની આજની રાત્રિ દુઃખ રહિત આનંદમાં જાઓ. અને હે ભગવન્! સામાન્ય વાતચિતમાં પણ હું કોઇ વખતે અસત્ય વાણી બોલી નથી. તેના પ્રભાવથી આજે મારાં સાસુ સસરા જીવતાં રહેજો."

## વટ સાવિત્રીનું પૂજન.



સત્યવાન બોલ્યા, હે સતી! હવે તું જલદી ચાલ. જો આપણા ગયા અગાઉ મારાં માતા પિતા મરણ પામશે તો, હું તારી આગળ શપથ પૂર્વક સત્ય કહું છું કે, હું જીવી શકીશ નહિ. માટે, જો તારી ધર્મબુદ્ધિ હોય, જો

મારૂં હિત કરવું હોય, અને જો તું મને જીવતો જોવા ઇચ્છતી હોય તો, મને જલદી આશ્રમમાં લઇ જઇને મારાં માતા પિતાનું દર્શન કરાવ. એ પ્રમાણે સાંભળીને સાવિત્રી જેવી ઉઠવા જાય છે, કે તુરત એકદમ સૂર્યના જેવો લખલખીત સુંદર પ્રકાશ પડયો. સત્યવાન તથા સતી આમ તેમ જોવા લાગ્યા. એટલામાં દેવતાઓએ પુષ્ટવૃષ્ટિ કરી. અને

" સ્વર્गींहून सकळ पतिव्रता, सावित्री दर्शना पातल्या. "

ષોડશોપચાર પૂજાનું સાહિત્ય લઇને સ્વર્ગની પતિવ્રતા દેવાંગનાઓ સતીનું દર્શન કરવા માટે ત્યાં આવી.

" सौभाग्य द्रव्य अर्पून, वटवृक्षास करिती प्रदक्षिण, "
" वट सावित्री तैं पासून, अद्याप पूजिती सर्व वनिता. "

તેમણે સત્યવાન સાવિત્રીનું યથાવિધિ પૂજન કર્યું, પછી તે વટવૃક્ષનું પણ પૂજન કર્યું, દંડવત્ નમસ્કાર કર્યા, પ્રદક્ષિણા ફર્યા, અને હાથ જોડી પ્રેમથી પ્રાર્થના કરીને તે દેવાંગનાઓ સ્વર્ગમાં ગઇ. ત્યારથી વટસાવિત્રીનું વ્રત સર્વ સ્ત્રીઓ કરે છે.

" जी न पूजितां गर्वे राहे ती जन्मोजन्मीं विधवा आहे, "
" अर्चितां तेंच सौभाग्य पाहें, सर्वदाही वर्धमान. "

જે સ્ત્રી અભિમાન ધારણ કરીને વટ સાવિત્રીનું વ્રત કરતી નથી, તેને જન્મોજન્મમાં વિધવાપણાનું કઠણ દુઃખ સહન કરવું પડે છે. અને જે સ્ત્રી શ્રદ્ધાભક્તિથી વ્રત કરે છે, તેનાં સૌભાગ્યની વૃદ્ધિ થઇ તે સુખી થાય છે.

દેવાંગનાઓના ગયા પછી, સતીએ પોતાના મસ્તકનાં વીખરાઇ ગયેલાં કેશનો અંબોડો વાળી લીધો, ફરસી ઉપાડી લીધી, બે હાથ વડે ટેકો આપીને પતિને ઉભા કર્યા, અને સતી પોતાના વામ સ્કંધની ઉપર સ્વામિનો હસ્ત સ્થાપન કરીને પતિના શરીરને સંભાળતી આશ્રમ તરફ ચાલી. માર્ગમાં સત્યવાન બોલ્યા, "હે ભીરૂ! આ વનમાં આવવાનો મને અભ્યાસ છે. તેથી આ સર્વ માર્ગો મારા જાણીતા છે. વળી ચંદ્રનાં કિરણો વૃક્ષોની અંદર થઇને જમીન ઉપર પડે છે. તે પ્રકાશથી પણ હું માર્ગને જોઇ શકું છું. વળી હું હવે સ્વસ્થ થયો છું. અને માતા પિતાના દર્શન માટે આતુર થયો છું." આ પ્રમાણે વાર્તા કરતાં બંને ઉતાવળા ઉતાવળા આશ્રમ તરફ ચાલવા લાગ્યા.

આ તરફ આશ્રમમાં એવું બન્યું કે, સંધ્યાકાળ વીતી ગયો, છતાં પણ સત્યવાન ને સાવિત્રી આશ્રમમાં આવ્યાં નહિ, તેથી તે વૃદ્ધ માતા પિતા અત્યંત દુઃખ કરીને રૂદન કરવાં લાગ્યાં. તે સાંભળીને, સર્વ તપસ્વી રૂષિઓ ત્યાં આવીને, અનેક પ્રકારે જ્ઞાન બોધ આપીને સમજાવી રહેલાં છે.

## સતીના પ્રભાવથી સૌ સુખ શાંતિ પામ્યા.

"તો અકસ્માત ચેતન, ઉભી ઠાકરી પુત્ર સૂન,"
'સાવિત્રીયેં સ્પર્શતાં નયન, ઉઘડલે તત્કાળ તયાચે."

ત્યાં અકસ્માત્ સત્યવાન તથા સાવિત્રી આવી પહોંચ્યા, સર્વને નમન કર્યું, અને સસરાનાં નેત્રને સતીના હાથનો સ્પર્શ થતાંજ તે તુરત દેખતા થયા. ને સ્વચ્છ જોવા લાગ્યા. સર્વને મોટો આનંદ થયો. આકાશમાં આવીને દેવ લોકોએ સતીના નામનો જયઘોષ કર્યો. અને દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી. તે જોઇ, અત્યંત આશ્ચર્ય પામીને સર્વ રૂષિઓએ સતીને પૂછ્યું, ત્યારે સતીએ જેમ બની હતી તેમ સર્વ હકીકત યથાર્થ કહી સંભળાવી. તે સાંભળીને સર્વ રૂષિઓ તથા રૂષિપત્નીઓ સતીની ઘણી સ્તુતિ કરીને કહેવા લાગ્યા કે, 'હે સાવિત્રી! તને ધન્ય છે. તું સર્વ પતિવ્રતાઓમાં શિરોમણિ રૂપ મહાન્ સતી છે. તેં તારા ઉત્તમ પાતિવ્રત્ય વડે સસરાના તથા પિતાના ઉભય કુળનો ઉદ્ધાર કર્યો છે.' એમ કહીને શુભ આશીર્વાદો આપ્યાં. પછી સતીએ સાસુ સસરાને તથા રૂષિઓને ફળ અર્પણ કરીને પોતે પણ ફળ વડે વ્રતનું પારણું કર્યું. બાદ સર્વ રૂષિઓ સતીની પ્રશંસા કરતાં પોત પોતાને આશ્રમે ગયાં.

બીજે દિવસે સર્વ મહર્ષિઓ નિત્ય કર્મથી પરવારીને પાછાં દ્યુમત્સેન રાજાની પાસે આવ્યાં. અને સતીનું સદ્ભાગ્ય વારંવાર વર્ણન કરવાં લાગ્યાં. એટલામાં શાલ્વ દેશમાંથી સૈન્ય તથા વાહનાદિક સહિત મંત્રીઓ મોટા સમારંભથી ત્યાં આવ્યા. અને પ્રણામ કરીને કહેવા લાગ્યા કે, હે મહારાજા! આપ રાજ્યમાં પધારો. અને આપનું રાજ્ય આપ સંભાળો. પરમાત્માની કૃપાથી શત્રુઓનો નાશ થયો છે. સર્વ પ્રજાજનોએ તથા અમાત્ય મંડળે એકમત

થઇને આપને તેડવા માટે અમને અહીં મોકલ્યા છે. વાહનો તથા સેના હાજર છે. માટે આપ પધારો. અને અમને કૃતાર્થ કરો. તે સાંભળીને, પ્રસન્ન થએલા સર્વ રૂષિઓની આજ્ઞા થવાથી, પ્રણામ કરી તેઓના શુભ આશીર્વાદ લઇને દ્યુમત્સેન તથા સત્યવાન એક સુંદર રથમાં બેઠાં. અને રાણી તથા સાવિત્રી એક સુંદર પાલખીમાં બેઠાં. એ પ્રમાણે મોટી સેના સહિત વાજતે ગાજતે તેઓ જ્યારે નગરમાં ગયાં, ત્યારે સર્વ પ્રજાજનોએ હર્ષભેર સામા આવીને ઘણું માન આપ્યું. અને ધામધુમથી સભામાં લઇ ગયા. પુરોહિતોએ દ્યુમત્સેન રાજાનો રાજ્યાભિષેક કર્યો. અને ધર્માત્મા સત્યવાનનો યુવરાજના પદ પર અભિષેક કર્યો. તે વખતે રાજાએ મોટાં મોટાં દાનો આપીને સર્વને સંતુષ્ટ કર્યાં તેઓ ધર્મ પ્રમાણે રાજ્ય કરતાં ઉત્તમ સુખશાંતિ પામ્યા. યમદેવતાના વરદાન પ્રમાણે સાવિત્રીને કુલદીપક સુંદર સો પુત્રો થયાં. અને સતી સાવિત્રીની માતાને પણ સુંદર સો પુત્રો થયાં.

એ પ્રમાણે માર્કંડેય રૂષિ યુધિષ્ઠિર રાજાને સતી સાવિત્રીની કથા શ્રવણ કરાવીને બોલ્યા કે, હે રાજન્! જુઓ, સતીનો પ્રભાવ કેવો છે! સતી સાવિત્રીએ પોતાને, પિતાને, માતાને, સાસુને, સસરાને, અને પતિને પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી કઠણમાં કઠણ દુઃખમાંથી મુકત કરીને સુખી કરી દીધાં હતાં. તેવીજ આ દ્રૌપદી સતી છે. એ પણ તમને સર્વ દુઃખમાંથી મુકત કરીને સુખી કરશે. યુધિષ્ઠિર રાજા પણ સતીની કથા શ્રવણ કરીને

અત્યંત સંતોષ તથા શાંતિ પામ્યા. યુધિષ્ઠિરે માર્કંડેય રૂષિની પૂજા કરીને દંડવત્ નમસ્કાર કર્યા. હરિઃ ૐ શાંતિઃ ॥

---

## સતીના ચરિત્રમાંથી આપણા હૃદય પટ પર લખી રાખવા જેવી ઉત્તમ ઉપદેશ રૂપ શીખામણો.



ગમે તેવું સંકટ આવી પડે, તોપણ સુજ્ઞ મનુષ્યે પોતાના ધર્મને અનુસરીને કરેલો પોતાનો સત્ય નિશ્ચય કદી પણ ફેરવવો નહિ. દુઃખો રૂપી વિઘ્નોના ભયથી ભયભીત થઇને કોઇ પણ કાળે અધર્મ કરવો નહિ; પરંતુ ધર્મ પ્રમાણેજ ચાલવું યોગ્ય છે. કોઇ પણ સમયે વિવેક તજવો નહિ, મર્યાદા મૂકવી નહિ, અને નીતિં ચૂકવી નહિ. મોટા પુરૂષો સાથે બોલવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં જે બોલવાનું હોય તે, અતી નમ્રતાથી તથા શાંતિથી વિવેક પૂર્વક મધુર શબ્દોમાં નિર્ભયપણે બોલવું. નિરંતર સત્કર્મ કરવું; અને અસત્કર્મનો ત્યાગ કરવો. નિરંતર સત્સંગ કરવો; અને દુર્જનોનો સંગ તજી દેવો. જો અતી દીનતા પૂર્વક તથા અત્યંત પ્રેમપૂર્વક શ્રી પરમાત્માની તથા સંત મહાત્માઓની સેવા ભક્તિ કરવામાં આવે, તો પરમ દયાળુ પ્રભુજી તથા મહાત્માઓ પ્રસન્ન થઇને કૃપા કરે છે. અને જે જોઇએ તે આપીને સર્વ મનોરથો પરિપૂર્ણ કરે છે.

संसारकटुवृक्षस्य द्वे फले ह्यमृतोपमे ।
अचला केशवे भक्तिः सतां संगतिरेवच ॥

આ સંસાર, ત્રિવિધ તાપના દુઃખો રૂપી હળાહળ વિષથી ભરપૂર અતી કડવું વૃક્ષ છે; પરંતુ એ સંસાર રૂપી કડુ વૃક્ષની ઉપર "પરમાત્માની દ્રઢ ભકિત, અને સત્સંગ" એ બે અમૃત સમાન સુંદર ફળો છે. માટે, સુજ્ઞ મનુષ્યોએ અવશ્ય સમજવું જોઇએ કે, આ અસાર સંસારમાં મનુષ્યનો ઉત્તમ જન્મ ધારણ કરીને, પોતાના ધર્મનું પાલન કરતાં રહીને "પ્રભુની ભકિત કરવી અને સત્સંગ કરવો" એજ સાચો સાર છે. અને મોક્ષની પ્રાપ્તિ કરી લેવાનો એજ સત્ય માર્ગ છે.

॥ श्री सद्गुरुसमर्थार्पणमस्तु ॥

॥ ॐ शांतिः शांतिः शांतिः ॥



# मोक्ष–मार्ग.

## द्वितीय भाग.

### ( ૧ ) શ્રી પરમાત્મા પ્રતિ પ્રાર્થના.

( રાગ ધનાશ્રી )

ભવ ભય પાર ઉતારો, પ્રભુજી ભવ ભય પાર ઉતારો
મોહ માયા મમતાનાં બંધન, વિશ્વેશ્વર વિદારો—પ્રભુજી૦
મહાદેવ મધુસૂદન માધવ, જ્ઞાન વિવેક વધારો—પ્રભુજી૦
માત તાત જગનાથ તમે છો, આશરો એક તમારો—પ્રભુજી૦
આ ભવ દુઃખના દરિયામાંથી, બાહે ગ્રહીને તારો—પ્રભુજી૦
ક્ષમા કરી અપરાધ અમારા, અંતરયામી ઉગારો—પ્રભુજી૦
કાલાવાલા કરી કરગરૂં છું, આ અવતાર સુધારો—પ્રભુજી૦
ધરણીધર તારા વિણુ મારો, એકે નથી કિનારો—પ્રભુજી૦
દીનાનાથના નાથ દયાળૂ, મુજને નહિ વિસારો—પ્રભુજી૦

### (૨) શ્રી પરમાત્માની સ્તુતિ.

( " ઉમાકે કંથ મતવાલા " એ કવાલીનો ઢાળ. )

શ્રી સચ્ચિદાનંદ જય સ્વામિ, બહુનામી અંતર્યામી
સ્વરૂપાનંદ અખંડાનંદ, બ્રહ્માનંદ પૂર્ણાનંદ
નમન કરીએ મસ્તક નામી, બહુનામી અંતર્યામી—શ્રી૦૧
સર્વવ્યાપક શ્રી સર્વાત્મક, અમે બાલક તમે પાલક
શ્રી અજરામર અસંગ સ્વામિ, બહુનામી અંતર્યામી—શ્રી૦૨

શાંતિદાતા જગત્ કર્તા, જગત્ ભર્તા જગદ્ધર્તા
સર્વગત સર્વના સ્વામિ, બહુનામી અંતર્યામી—શ્રી૦ ૩
તુંહિ રાવણ તુંહિ સીતા, તુંહિ અર્જુન તુંહિ ગીતા
ગતિ પ્રભુ પાર નહિ પામી; બહુનામી અંતર્યામી—શ્રી૦ ૪
જગત્ ત્રાતા અભયદાતા, પિતા માતા સકલ જ્ઞાતા
જય દીનાનાથના સ્વામિ, બહુનામી અંતર્યામી—શ્રી૦ ૫



## (૩) શ્રી ગણપતિની સ્તુતિ.

(રાગ-કલ્યાણ ત્રિતાલ.)

તં વંદે શ્રી વિઘ્નેશં
સિદ્ધીશં બુદ્ધીશં, તં ભગવંતં પરમેશ—તં૦ ટેક
મૂલાધારં મંગલમૂર્તિં, નાગાધિપવદનં
મણિગણમંડિત મુકુટ શોભિતં, ભક્તાભયપ્રદનં—તં૦ ૧
સિંદૂરારુણ દેહં સર્વં, કંઠે મૈ ક્તિકમાલં
રિપુકાલં શુભશોભિતભાલં, ભુવનત્રયપાલં—તં૦ ૨
ઉદરવિશાલં પ્રિયપાલં તં, શિવગૌરિબાલં,
સુમુખં વિકટં શ્રીગણરાજં, છેદિત ભયજાલં—તં૦ ૩
વિઘ્નવિનાશનદક્ષં દેવં, નિગમાગમવિદિતં,
ત્રિગુણાતીતં પ્રજ્ઞાકાંતં, દીનાનાથવંદિતં—તં૦ ૪



## શ્રી સરસ્વતી માતાની સ્તુતિ.

( રાગ ભુપાલી—દાદરો. )

શારદા શ્રી સરસ્વતી સકલ સુખદાની
સકલ સુખદાની માત, ભવભય અઘહાની—શારદા.
આનંદી આદિભવાની, તીહુ લોકમાની
તેરો નામ રટત રહત, દાની પ્રેમની જ્ઞાની—૧

જગતજનની જાની માની, જ્ઞાનકી નિધાની
દયાદાની વિદ્યાદાની, ઇચ્છા ફલ દાની—૨
વિણાવાદ્ય ધારિણી, ભક્ત દુઃખ હારિણી
પાપપુંજ નાશિની, ભક્તિ મુક્તિદાની—૩
જાનું નાહિ ભક્તિભાવ, રાગ રંગ બાની
સ્તવન કવન કૈસે કરૂં, માત ગુનન ખાની—૪
જયજય જગદંબમાત, શરણાગત મેં અનાથ
દીનાનાથ ભક્તિ જાચું, જોરી જુગ પાની—૫

## (૫) શ્રી રામની સ્તુતિ.

(રાગ કાફી. તાલ–ત્રિતાલ.)

શુદ્ધં શ્રીરામં પ્રણમામિ

સર્વગતં સુશાંતં સૂક્ષ્મં, રઘુનંદનં ભજામિ—શુદ્ધં. ૧
દશરથતનયં રિપુબલદલનં, યોગવિદં વંદામિ—શુદ્ધં. ૨
જયવંતં ભગવંતં નાથં, સીતાપતિં સ્મરામિ—શુદ્ધં. ૩
ગુણગ્રામાય ઘનસ્યામાય, શ્રીરામાય નમામિ—શુદ્ધં. ૪
દીનાનાથદાસોહં દેવં, સુખદં સદા ભજામિ—શુદ્ધં. ૫

## (૬) શ્રી હનૂમાનજીની સ્તુતિ.

(હમીર કલ્યાણ–ત્રિતાલ)

જય જય કપિકુલશિરોમણી

હનુમંત બલવંત અનંતની, અતિ અદ્ભુત કરણી—જય૦ ૧
અવિનાશીની આજ્ઞાથી કરી, શોધ સીતાજી તણી—જય૦ ૨
લંક પ્રજાળી જય વર્તાવ્યો, અસુર વૃંદને હણી—જય૦ ૩
અંજની નંદન ભવભય ભંજન, ભક્ત પ્રવીર મણી—જય૦ ૪
રામદાસ પ્રભુ દીનાનાથના, ભાળો રંક ભણી—જય૦ ૫

## (૭) શ્રી સદ્દગુરૂ સમર્થની સ્તુતિ.

( રાગ—ધનાશ્રી. )

સમર્થ સદ્દગુરૂ રાયા, જય જય સમર્થ સદ્દગુરૂ રાયા
સજ્જન ગઢવાસી સુખદાયક, શીતલ શાંતિ છાંયા—જય૦ ૧
કુબડી કંથા ઝોળી માલા, અંગે ભસ્મ રમાયા—જય૦ ૨
જટાજૂટ મસ્તકપેં સોહે, અતિ નિર્મલ કાયા—જય૦ ૩
જગપાવન મનભાવન સ્વામિ, રામદાસ મન ભાયા—જય૦ ૪
ગુણીજન જ્ઞાની મુનિજન ધ્યાની, હરિજન હરિરૂપ ગાયા—જય૦ ૫
સત્ચિત્ આનંદ રૂપ સનાતન, પરબ્રહ્મ પરખાયા—જય૦ ૬
અરિદલ ગંજન નાથ નિરંજન, આપ રૂપ અમ પાયા—જય ૭
દીનાનાથકે નાથ દયાધન, ચરણે શીશ નમાયા—જય૦ ૮

---

## (૮) શ્રી શંકર પરમાત્માની સ્તુતિ.

( "ઉઠ પ્રભાત સમરલે" એ રાહ. )

જય મહેશ શીવ મહેશ, શંકર ત્રિપુરારી
ગિરિજાવર ગંગાધર, ભુજગાધિપ કંકણધર,
શશિશેખરધર હર હર, શંકર ત્રિપુરારી—જય૦ ૧.
વૃષભેશ્વર વિશ્વેશ્વર, મુકતેશ્વર ભૂતેશ્વર,
રામેશ્વર નાગેશ્વર, શંકર ત્રિપુરારી—જય૦ ૨
વૈજનાથ વિકટનાથ, ભૂતનાથ ભીમનાથ,
પ્રાણનાથ પ્રમથનાથ, શંકર ત્રિપુરારી—જય૦ ૩
કેદારનાથ કાશીનાથ, કામનાથ કટકનાથ,
ભુવનેશ્વર ભૂતિનાથ, શંકર ત્રિપુરારી—જય. ૪
અખિલેશ્વર અમલેશ્વર, ત્રિગુણેશ્વર ત્રિકૂટેશ્વર
સોમેશ્વર સહલેશ્વર, શંકર ત્રિપુરારી—જય. ૫

કાળકાલ મહાકાલ, મુંડમાલ ચંદ્રભાલ,
પ્રણતપાલ પ્રભુ દયાલ, શંકર ત્રિપુરારી—જય. ૬
નરકાર્ણવતારણ હર, વ્યાઘ્રાંબર ધારણ હર,
આદિ એક કારણ હર, શંકર ત્રિપુરારી—જય. ૭
કર્મપાશ મોચક હર, પરમતત્વ પોષક હર,
ડમરૂધર શિવ હરહર, શંકર ત્રિપુરારી—જય. ૮
જાગનાથ જોગનાથ, જગન્નાથ જોડી હાથ,
દીનાનાથ નમું નાથ, શંકર ત્રિપુરારી—જય. ૯

---

## (૯) શ્રી જગદંબાની સ્તુતિ.

### (રાગ-ઉપરનો)

જય ભવાની જય ભવાની, જય જય જગદંબિકા
આનંદ કરી અભયકરી, શિવકરી સકલેશ્વરી,
મોક્ષકરી મહેશ્વરી, જય જય જગદંબિકા—જય. ૧
ત્રૈલોકયત્રાણ કારિણી, ઓંકાર બીજ ધારિણી,
શ્રીમહિષાસુરમારિણી, જય જય જગદંબિકા—જય. ૨
પરમેશ્વરી પૂર્ણેશ્વરી, દાનેશ્વરી જ્ઞાનેશ્વરી,
શ્રી કાશીપુરાધીશ્વરી, જય જય જગદંબિકા—જય. ૩
જલેશ્વરી સ્થલેશ્વરી, જનેશ્વરી ધનેશ્વરી,
વર્ણેશ્વરી વિશ્વેશ્વરી, જય જય જગદંબિકા—જય. ૪
વેદેશ્વરી વિમલેશ્વરી, વ્યાઘ્રેશ્વરી વિભવેશ્વરી,
શંકરી જય જયકરી, જય જય જગદંબિકા—જય. ૫
આદ્યશકિત આપ ખ્યાત, જગન્માત જોડી હાથ,
દીનાનાથ નમું માત, જય જય જગદંબિકા—જય. ૬

---

## (૧૦) શ્રી કૃષ્ણ ભગવાનની સ્તુતિ.

(રાગ-કલ્યાણ. તાલ-ચોતાલ.)

શ્રી ગોકુલ નંદ નંદ, આનંદકંદ મુકુંદ,
વૃંદાવન વૃંદ ચંદ્ર, હસત છંદ મંદ મંદ—શ્રી૦

(તાલ-તેવરા.)

કૃષ્ણચંદ્ર કૃપાલ જય જય કૃષ્ણચંદ કૃપાલ
દીન બંધુ દયાલ જય જય દીનબંધુ દયાલ
સત્ય સ્હાયક જગત નાયક, સર્વ વ્યાપક પ્રણત પાલક
ભય વિદારક ભક્તિદાયક, જ્ઞાનદાયક ગ્વાલ બાલક
શ્રીપતિ, સુરપતિ, શ્રી ગોપતિ, ગોપીપતિ;
પતિત પાવન પ્રભુ દયાલુ રાધિકાપતિ

(તાલ-સુલફાક.)

જય ભગવંતા, કંસ નિહંતા,
ભવદુઃખ હંતા, જગતનિયંતા.

(તાલ-ચોતાલ.)

દીનાનાથ દલન દંદ—શ્રી ગોકુલ૦

---

## (૧૧) શ્રી જગદીશ ભગવાનની સ્તુતિ.

(રાગ-કલ્યાણ૦ તાલ-ત્રિતાલ.)

જય જય જગદાત્મા જગદીશ
અનંત ભુવનાધીશ—જય જય૦ ટેક
નંદકે નંદન કંસ નિકંદન, ભવ ભય ભંજન સત્સુખ કંદન
વૃંદારક વંદિત વ્રજ ચંદન, અદ્ભુત રાસક્રીડા મંડન
ગોપીજન મન મોહન મંજન, રમણપ્રિય પ્રભુ રાધા રંજન
દીનાનાથ ગિરિરાજધરણ પ્રભુ, શ્રી ચરણે મમ શીશ—જય૦

---

## (૧૨) શ્રી ગોપાલ ભગવાનની સ્તુતિ.

( રાગ–ખમાચ. દાદરો. )

જય ગોપાલ નંદલાલ, ગિરિરાજ ધારીરે
ગિરિરાજ ધારી પ્રભુ, મધુસૂદન મુરારીરે—જય૦ ટેક
કમલાપતિ કમલ નયન, શાંતિસદન શેષ શયન,
પ્રેમાનંદ આપ અયન, પૂરણ બ્રહ્મચારીરે–જય૦ ૧
અઘ બક ખગ કંસ કાલ, વિશ્વનાથ વૃજપ બાલ,
બહુ દયાલ પ્રણતપાલ, વૃંદાવન વિહારીરે–જય૦ ૨
બ્રહ્માદિક ધરે ધ્યાન, નારદાદિ કરે ગાન,
શેષ સુરેશ કરે વખાણ, જય શ્રી જય પોકારીરે–જય૦ ૩
બંસરી બજાવી શ્યામ, ઘેલી કરી વૃજની વામ,
ધન્ય ધન્ય પૂરણ કામ, ધન્ય એ અવતારીરે–જય૦ ૪
ઘનશ્યામ કાંતિ વદન, કોટી સૂર્ય કોટી મદન,
દીનાનાથ કોટી નમન, મોર મુગટ ધારીરે–જય૦ ૫

---

## (૧૩) શ્રી રણછોડજીની સ્તુતિ.

( " ગિરધારીરે " એ ગરબીનો રાહ. )

રણછોડજીરે, મોર મુગટ ધરનારા, મનમોહન મોરલીવાળા
પ્રભુ ડાકોર ધામે બીરાજોરે, ઘટ ઘટમાં ગોવિંદ ગાજોરે,
પ્રભુ પ્રેમ વધાર્યો ઝાઝોરે, પ્રભુ ભજન સુધારસ પાજોરે,
ભૂધરજીરે, ભક્ત ભીડ હરનારા, મનમોહન મોરલીવાળા–૧
શુભ શ્યામ સ્વરૂપને જોઇએરે, જોતાં હરિજન મન મોહીએરે,
દર્શનથી દુખડાં ખોઇએરે, પૂરવનાં પાપો ધોઇએરે,
રસીયાજીરે, રાસ રમત રમનારા મનમોહન મોરલીવાળા–૨
સુંદર તીલક બહુ ઝળકેરે, કાનોમાં કુંડળ લળકેરે,
કૌસ્તુભ મણિ કંઠે ચળકેરે, અણીઆળી આંખો સળકેરે,
શામળીઆરે, શંખ ચક્ર ધરનારા, મનમોહન મોરલીવાળા–૩

કટી પર બાંધ્યો શો પટકોરે, શો નંદલાલનો લટકોરે,
ખાસો પેંઠો મન ખટકોરે, પ્રભુ ખરો લગાડયો ચટકોરે,
વ્હાલાજીરે, વૈકુંઠે વસનારા, મનમોહન મોરલીવાળા-૪
આ અગાધ દરીયો ખારોરે, પત્તો શો તેમાં મારોરે,
પ્રભુ **દીનાનાથ** ભવ તારોરે, મુને ગરીબ ગણી ઉગારોરે.
અલબેલારે, ચીર હરણુ કરનારા, મનમોહન મોરલીવાળા ૫

## (૧૪) શ્રી વિઠ્ઠલનાથજીની સ્તુતિ.

(રાગ-કાફી ત્રિતાલ.)

જય જય વિઠ્ઠલ જય રખુમાઈ
પુંડલીકને માટે પ્રગટયા, આવ્યા દોડીને ધાઇ—જય૦ ૧
ચંદ્રભાગ પર પંઢરપુરમાં, સુંદર શોભો સુખદાઇ—જય૦ ૨
માધવ મુકુંદા આનંદ કંદા, વેદ રહ્યાં છે જશ ગાઇ—જય૦ ૩
અનેક ભાવિક ભકત ઉગાર્યા, પરમ ધામમાં પહુંચાઈ—જય૦ ૪
**દીનાનાથ** પ્રભુ પાંડુરંગજી, કૃપા કરો કેશવરાઇ—જય૦ ૫

## (૧૫) પ્રભુના ભજનનો ઉપદેશ.

("કોઈ હલકે ગાડી હાંકો" એ રાહ.)

ભાઇ હવે હેતે તાળી પાડો, તમે હરિભજન કરનારા
લાજ તણા પડદા ખોલોને, હરિ હરિ મુખ બોલો;
ભુલકણા થઇ ભૂલી ગયા શું, ગર્ભવાસના કોલો—ભાઇ. ૧
તાલી પાડો હરી ગુણ ગાઓ, શા માટે શરમાઓ;
બીજા જનમમાં મળશે નહિ આ. ભજન કર્યાનો લ્હાવો—ભાઇ. ૨
શરમાશો તો કરમાશો એમ, કે'વત લોકો બોલે;
ભાવ વિનાનું ભજન કરે તે, ભાંડ ભવાયા તોલે—ભાઇ. ૩

ધૂળ પરે લીંપણુ જેવું ને, પથ્થર ઉપર પાણીઃ
જ્ઞાનતણી બહુ વાત કરે પણ, ભજન વિના ધુળધાણી—ભાઇ. ૪
ભલે ભભકતાં ભાષણુ આપો, ભલે સભાઓ ભરશો.
ભજન વિનાનું ભણુતર ખોટું, ભવસાગર કેમ તરશો—ભાઇ. ૫
અજવાળું ને વસ્તીવાળું, મકાન મોટું સારૂ;
પણ એ ઘર તો મૂષકનું દર, ભજન વિના અંધારૂં—ભાઇ. ૬
સંગીઓ બહુ રંગીઓ છે, ગરજે ગળપણુ દેશે;
ખંખેરીને ખાઈ પીઇને, અંતે અળગા રે'શે—ભાઇ. ૭
ભજન સુધારસ પીઇ લે પ્રાણી, મોક્ષસુખ તને મળશે;
**દીનાનાથ** કહે હરિભજનથી, ભવનો ફેરો ટળશે—ભાઇ ૮

## (૧૬) શરીરરૂપી હોડીને સંસારરૂપી સમુદ્રને પેલે પાર પ્હોંચાડવા માટે હોડીના માલીક શ્રીહરી પરમાત્માની નમ્ર પ્રાર્થના.

(રાગ ઉપરનો)

હોડીવાળા હળવે હાંકો, હોડી સંભાળીને હાંકો
સ્થૂલ શરીરની હોડી જબરી, હાંકો તેમ હંકાય;
હાંકનાર જો કૃપા કરે તો, તુર્ત જ પાર પ્હોંચાય—હોડીવાળા. ૧
પણ મન પવનનો લાગ્યો ઝપાટો. હોડી પાછી જાય;
ભવસાગર ભરદરીયે હોડી, હાલક લોલક થાય—હોડીવાળા. ૨
ભરી દીધો છે ભાર વધારે, પેઠું પાણી માંય;
હાય હલેસાં કામ ન આવે, અન્ય ઉપાય ન કાંય—હોડીવાળા. ૩
ગગન ઘટા ઘનઘોર ચઢી છે, પવન તણું તોફાન;
ઉપર આભ ને નીચે પાણી, ભલું ભુલાવ્યું ભાન—હોડીવાળા. ૪
વીજળીઓના થાય કડાકા, ગગન ભડાકા સાથ;
અજ્ઞાનની અંધારી રાતે, કોણ ઝાલશે હાથ—હોડીવાળા. ૫

ધ્યાન સુકાન વછુટયું કરથી, શાંતિ સઢ પણ તૂટયું;
કર્મ કુટયું ને કપાળ ફૂટયું, હિંમત બળ પણ ખૂટયું–હોડીવાળા ૬
ગફલતમાં ગાફીલ થયો છું, જોશો નહિ મુજ વાંક;
રાંક જાણીને ગરીબ પ્રાણીપર, કૃપા કરી દો કાંક–હોડીવાળા. ૭
હવે વિલંબ કરે નહિ વળશે. અધવચ દરીયા માંય;
દીનાનાથના નાથ દયાળુ, કરો કરૂણાઘન સ્હાય–હોડીવાળા ૮

## (૧૭) ભજનનો ઉપદેશ.

(રાગ–ઉપરનો.)

હેતે હરિભજન કરીએરે, હવે હરિ ભજન કરીએરે
દોરંગી દુનીયાથી શાને, જરીએ પણુ ડરીએરે;
જો ડરીએ તો પાછા પડીએ, કયાં જઇને ઠરીએરે—હેતે. ૧
આપ્યો છે આ માનવી તનનો, હીરો હાથમાં હરીએ;
ગુમાવીએ તો કોટી ઉપાયે, મળશે કયાં ફરીએરે—હેતે. ૨
ભ્રમ ભૂલવણીમાં ભટકયા શું, ડુબી જવું ભર દરીયે;
માયા છૂટે બંધન તૂટે, એવું આદરીએરે—હેતે. ૩
અસાર આ સંસારની માંહી, વારંવાર અવતરીએ;
જન્મ મરણનો ભય ભાંગે, એવું પગલું ભરીએરે—હેતે. ૪
સગાં સ્વજન સ્નેહીઓ સઘળાં, ખરેખરાં અરિ એરે;
સાચાં સ્નેહી સંત જનો છે. વાત વડી ખરી એરે—હેતે. ૫
સંત જનોને ચરણે નમીએ, સેવા કરી કરગરીએ;
ભક્તિ જ્ઞાનનું તત્વ સુણીને, ભાવ હૃદયમાં ધરીએરે—હેતે. ૬
પૂરણ પ્રેમે પ્રભુ ભજન કરી, વિશ્વનાથને વરીએ;
દીનાનાથ કહે હરિ ભજનથી, ભવસાગર તરીએરે—હેતે. ૭

## (૧૮) ભજનાનંદી ભક્તનો ઉદ્ગાર.

( રાગ—ઉપરનો. )

લાગી ભજનતણી ધુન પ્યારી, હરિભજન તણી ધુન પ્યારી
લક્ષ લગાડી તાલ વગાડી, ભજન કરૂં સુખકારી;
એકતાર વૃત્તિનો થાતાં, મઝા પડે છે ન્યારી—લાગી. ૧
રામ કૃષ્ણુ ગોવિંદને ભજતાં, છૂટે મારી તારી;
આગળના અપરાધ ક્ષમા કરી, લેતાં પ્રભૂ ઉગારી—લાગી ૨.
સ્વપ્ન સમો શુનકાર બધો, સંસાર અસાર વિચારી
નિર્મળ ભાવે ભજન કરૂં, પ્રભુ દેશે પાર ઉતારી-લાગી૦ ૩
લાજને તજતાં પ્રભુને ભજતાં, નિત નિત પ્રેમ વધારી;
તદાકાર વૃત્તિ કરતાં તો, પ્રગટ મળે ગિરિધારી-લાગી૦ ૪
ભજન તણો રંગ લાગ્યો મુજને, કેમ મુકાય વિસારી;
દીનાનાથ જગનાથ દયાધન, ભજન તણી બલિહારી-લાગી૦ ૫

---

## (૧૯) શ્રી ભગવાનને મેળવવા માટે ભક્તિ કરવાનો ઉપદેશ.

( રાગ ઉપરનો )

પ્રભુને ભક્તિ વડે રીઝાવો, પ્રભુ મળવાની મરજીવાળા
આસન પ્રાણાયામ કરીને, ધ્યાન ધારણા ધરતા;
પ્રભુજીનો પત્તો લાગ્યા વિણ, મિથ્યા મથીને મરતા—પ્રભુને૦ ૧
નાચ કરે નરહરિ મળે તો, નાચે બહુ નાટકીયા;
નારાયણની ભક્તિ વિણ કોઇ, નાચણીયા ના ટકીયા—પ્રભુને૦ ૨
તાનાતુની રાગ રંગ બહુ, ગાયન ગાય ગવૈયા;
ભજન વિનાનું ગાયન કરતાં, ભટકે ભાંડ ભવૈયા—પ્રભુને૦ ૩
માથું મુંડાવીને કોઇ ફરતાં, ખટપટ કરતાં ખોટી;
પ્રભુજીને મેળવવા માટે, નથી ખપની લંગોટી—પ્રભુને૦ ૪

કોઇ તો કરમાં દંડ ધરે છે, કોઇ કમંડળ રાખે;
ભક્તિ વિના ભટકી મરતાં સૌ, ક્યાંથી મોક્ષ ફળ ચાખે-પ્રભુને૦ ૫
જટા વધારીને કંઇએક તો, ચોળે બહુ રાખોડી;
ભક્તિ વિના રાખોડી રમડે, આવ્યા ક્યાં દેવ દોડી-પ્રભુને૦ ૬
ઢોંગ સોંગ પાખંડ તજી જે, ભક્તિ કરતા ભાવે:
**દીનાનાથ** કહે તે જન નક્કી, સત્ય પરમ પદ પાવે-પ્રભુને૦ ૭

## (૨૦) શ્રી દયાળુ પરમાત્માની પ્રાર્થના.

( ધનાશ્રી )

કોણ દયા કરનાર, પ્રભુ વિણ કોણ દયા કરનાર
મહાદેવ માધવ મધુસૂદન, સ્મરતાં અઘ હરનાર-પ્રભુને૦ ૧
દુ:ખ સાગરમાં ડુબતાં સાથે, આવી કર ધરનાર-પ્રભુ૦ ૨
તજશો નહિ પ્રભુ હું છું તમારો, સૃષ્ટિસરજનહાર-પ્રભુ૦ ૩
ભક્તને તાર્યાં અધમ ઉગાર્યાં, પતીત નરને નાર-પ્રભુ૦ ૪
**દીનાનાથ** કહે પુરૂષોત્તમ પ્રભુ, આપ કૃપા કરનાર-પ્રભુ૦ ૫

## (૨૧) પ્રાર્થના.

( રાગ ઉપરનો )

કોઇ નથી પ્રભુ મારો, તમ વિણુ કોઇ નથી પ્રભુ મારો
કૃપા સિંધુ સેવક સુખદાયક, મનમાં વાસ તમારો-તમ૦ ૧
માત તાત ને ભ્રાત આપ છો, હરિજનનો એ ધારો-તમ૦ ૨
કામ ક્રોધ મદ લોભ સતાવે, નિત નિત ચક્ષવે મારો-તમ૦ ૩
અતિ પ્રબળ એ દુષ્ટ અરિથી, કોણ કરે મુને ન્યારો-તમ૦ ૪
**દીનાનાથ** પ્રભુ વિનતી કરી કહું, શરણાગતને તારો-તમ૦ ૫

## (૨૨) કરેલાં કર્મ ભોગવવાંજ પડે છે.

કર્યાં કર્મ નહિ મટે, કદાપિ કર્યાં કર્મ નહિ મટે
કર્મ કરેલાં ભોગવવાના, નહિ હટાવ્યાં હટે—કદાપિ૦ ૧
તારી કરણી તુજને ફળશે, અણુ માત્ર નવ ઘટે—કદાપિ૦ ૨
સુખ દુઃખ ભોગવવાને માટે, શરીર મેળવ્યું પટે—કદાપિ૦ ૩
બાવળના બી વાવે બાવળ, ઊગે તે કેમ કટે—કદાપિ૦ ૪
**દીનાનાથ** પ્રભુ કૃપા થાય જો, રામ નામ નિત રટે—કદાપિ૦ ૫



## (૨૩) પ્રેમી ભક્તોના અંતરના ઉદ્‌ગાર.

( રાગ ઉપરનો )

રામદાસના દાસ, અમે તો રામદાસના દાસ
હરિદાસના દાસ, અમે તો હરિદાસના દાસ—ટેક
પરમાત્માના પવિત્ર ભક્તો, તેના સેવક ખાસ—અમે૦ ૧
સંતજનો જ્યાં ભજન કરે ત્યાં, બેસી જઇએ પાસ—અમે ૨
કૃષ્ણ ભક્ત જોતાંજ થાય મન, અતિ હર્ષ હુલ્લાસ—અમે૦ ૩
સત્પુરૂષોની સેવા કરીએ, રાખીએ નવ કચ્યાસ—અમે૦ ૪
હડીયે નહિ પડીએ નહિ પાછા, થઇએ નવ નિરાશ—અમે૦ ૫
સંત–સંગ કરવાથી થાયે, ભક્તિ જ્ઞાન પ્રકાશ—અમે૦ ૬
ભક્ત મંડળીને નોતરીએ, કરીએ પુનિત નિવાસ—અમે૦ ૭
પ્રભુ ભજનમાં ગાંડા થઇએ, એવો અમ અભ્યાસ—અમે૦ ૮
અમે માગતા નથી કદાપિ, સ્વર્ગવાસ–વિલાસ—અમે૦ ૯
**દીનાનાથ** પ્રભુ એજ માગીએ, જન્મો જન્મ તમ દાસ—અમે ૧૦



## (૨૪) અજ્ઞાન તજીને આત્માને ઓળખવાનો ઉપદેશ.

( રાગ ઉપરનો )

મોહ બડો દુખકારી, જગમાં મોહ બડો દુખકારી
વિચિત્ર છે માયાની રચના, ભાસે ન્યારી ન્યારી—જગમાં૦ ૧

અંતર આત્મા દેવ એક છે, વેદ કહે પોકારી-જગમાં૦ ૨
કોઇને ભાભી કોઇને ભગિની, કોઇને કહીએ નારી-જગમાં૦ ૩
ચર્મ દ્રષ્ટિથી જોવા લાગ્યા, આત્મા દ્રષ્ટિ વિસારી-જગમાં૦ ૪
જે શરીરથી સગપણ જગમાં, તે તો મહા વિકારી—જગમાં ૫
**દીનાનાથ** પ્રભુ આત્મદેવને, લ્યો ઓળખી વિચારી—જગમાં ૬

---

## [ ૨૫ ] ભજન કરવાનો ઉપદેશ.

( સાદી ગરબીનો ઢાળ. )

હરિનું ભજન કરો ભાવે, હરિજનો હરિનું ભજન કરો ભાવે
હરિજનને તો હરિજનો વ્હાલા, જે ભગવાનને ભજાવે—હરિજનો ૧
હરિજનને તો હરિગુણ વ્હાલા, પાપીનો જીવ ગભરાવે—હરિજનો. ૨
બોલે તેને નો બોલવા દેજો, ભલે તે ગાંડા ગણાવે—હરિજનો. ૩
માંડ માંડ મળ્યું આ માનવીનું તન. તે કોણ એળે ગુમાવે-હરિજનો. ૪
જીવન વીતે જળને મૂલે. અવસર આવો ન આવે—હરિજનો. ૫
ધારણા ધારી જુઓ વીચારી, શું કોઇ સાથે લાવે—હરીજનો. ૬
કોઈ નહિ લાવે કોઇ નહિ આવે, ઠગારો ઠાઠ ઠગાવે—હરિજનો. ૭
કોને ખબર છે કાળ કયારે આવશે, ચપટીમાં તે ચાવે—હરિજનો. ૮
આંબાના ફળને પડતું મેલી, બાવળીયો કોણ વાવે—હરિજનો. ૯
**દીનાનાથ** હરિ ભજનથી ભાવે, પ્રભુ ધામમાં પ્હોંચાવે-હરિજનો. ૧૦



## [૨૬] ભજનમાં માન તથા અભિમાન તજવા વિષે.

( રાગ ઉપરનો )

માન અભિમાન તજી દેવું, ભજનમાં માન અભિમાન તજી દેવું.
પ્રભુના ભજનમાં ભંગ નહિ કરવો, જ્યાં ત્યાં બેસી રે'વું-ભ૦ ૧
આપણે તો શ્રીહરિ ભજવાનું કામ છે, જેવું આવડે તેવું-ભ૦ ૨
કઠણ વાત કહે કોઇ તે સાંભળીને, કડુ વેણ કદી નવ કે'વું-ભ૦ ૩

બોલે બીજા તો બોલવા દેવા, અપમાનને પણ સેવું-ભ૦ ૪
નહિં અકળાવું ગંભીર થાવું, મહાસાગરના જેવું—ભ૦ ૫
અંતે પસ્તાશે બોલનારાઓ, તેમાં શું લેવું દેવું-ભ૦ ૬
પ્રભુના ભજનમાં સરવે સરખાં, એવું માની લેવું-ભ૦ ૭
હરિજન જોતાં હેતે બોલાવી આવો કહી આસન દેવું-ભ૦ ૮
**દીનાનાથ** કહે રામદાસપ્રભુ રઘુનાથ, માન તજીને હું સેવું-ભ૦ ૯

## (૨૭) ભજન કરતાં અટકાવનારને ફટકો.

(રાગ ઉપરનો)

હરિ ભજતાં અટકાવે, દુરિજનો હરિ ભજતાં અટકાવે
અણસમજુને અવળું સૂઝે, અવળી બુદ્ધિ ચલાવે—દુ૦ ૧
અવળો બોધ તો અતિ દુઃખ આપે, ભુલાવી ભવ ભટકાવે-દુ૦ ૨
હરિ ભજનનો હીરલો તજાવી, ખોટો તે કાચ અપાવે-દુ૦ ૩
જાતે ભજાય નહિ કાને સુણાય નહિ, ખોટો તે ખાર ખટકાવે-દુ૦ ૪
કુથલી કરતો કદી ન ઠરતો, છેવટ પણ છટકાવે-દુ૦ ૫
મેલી ભજનને જોવા નાટક, ઝટપટ બુટ પટકાવે-દુ૦ ૬
**દીનાનાથ** કહે હરિ ભજતાં વારે તેને, જમ કેમ નહિ ફટકાવે-દુ૦ ૭

## [ ૨૮ ] ઉપદેશ.

(રાગ ઉપરનો.)

મેલી દે ખોટી ખુમારી, જીવડલા મેલી દે ખોટી ખુમારી
વાતને વિવેકે વિચારી, જીવડલા મેલી દે ખોટી ખુમારી—ટેક
પાયને પસારી પડવાની વારી, ભૂલ્યો શું ભાન પધારી—જી૦ ૧
દયા દીલ નહિ ધરે દાન પુણ્ય નહિ કરે, પુંજી જશે પરભારી—જી૦ ૨
કોની છે ગાડીને કોની ફુલવાડી, કોનાં ધન ધામ ઓ નારી—જી૦ ૩
ખાનપાન ખાતો રહ્યો મદમાતો, ગાતો શું ગીત લલકારી—જી૦ ૪

સોગઠાબાજીથી શું થયો રાજી, કાળ ગતિ કારમી કારી—જીં૦ ૫
તકીયા તળાઇયાં છત્રી પલંગમાં, શું સુખ રહયો શણગારી—જીં૦ ૬
માયાએ મારી મોહની કટારી, કરતો લસુના લવારી—જીં૦ ૭
કામ ક્રોધ લોભ જે નરક તણા દ્વારતે, તું સમજ્યો સુખકારી—જીં૦ ૮
કાઢમાઠ હાલો લાગ્યો શું વહાલો, સાથે નહિ આવશે તારી—જીં૦ ૯
જાવાનું અંતે પ્રભુ તણા પંથે, કાંઇ તો કર તૈયારી—જીં૦ ૧૦
હવે તો સમજી સદ્‌ગુણને સજી, કર સંગતિ અતિ સારી—જીં૦ ૧૧
બોધ સમજાવે **દીનાનાથ** ભાવે, ભજ ગોવિંદ ગિરિધારી—જીં૦ ૧૨



## [ ૨૯ ] આવી પડતાં સુખ દુઃખને સહન કરી પ્રભુનું ભજન કરવાનો બોધ.

( રાગ ઉપરનો )

આવે ને સુખ દુ:ખ સાંખીએરે, સહુ આવે તે સુખ દુઃખ સાંખીએ
રૂડો વિવેક બહુ રાખીએ, રે સહુ આવે તે સુખદુઃખ સાંખીએ—ટેક
માનવીની કાયા પુણ્યથી કમાયા, ખાલી તે શીદ ખોઇ નાંખીએરે–સ. ૧
પાપ તાપ તજીએ પ્રભુજીને ભજીએ. નારાયણ નિતનિત ઝાંખીએરે–સ. ૨
વેદ તણી શાખ છે થાવાનું ખાખ છે, કોઇનું માઠું ન તાકીએરે–સ. ૩
શોકને શમાવી મન નહિ ભમાવી, શાંતિનું ઢાંકણુ ઢાંકીએરે–સ. ૪
ખોટી રીત ખોઇને નિજ દોષ જોઇને, અંતરની આંકણી આંકીએરે–સ. ૫
ચતુરાઇ ચૂકી મમતાને મૂકી, રામનું નામ રૂડું ભાખીએરે–સ. ૬
**દીનાનાથ** કહે હરિભજન કરી ભાવધરી મોક્ષના ફળને ચાખીએરે–સ. ૭

---

## [ ૩૦ ] સાચામાં સાચું એક પ્રભુનું નામ છે.

( " જાણવું જરૂર નારૂં કામ છે " એ રાગ )

જુઠાં સૌ ધન અને ધામ છે, વિચાર જીવ સાચામાં સાચું રામનામ છે
મારૂં મારૂં કરી મેળવ્યું તેં બહુ, પડયું રે'વાનું જયાંનું ત્યાં તે સહુ,
એતો તો ખોટા તમામ છે—વિચાર જીવ૦ ૧

જુડી છે કાયા ને જુડી છે માયા, તેની પુંઠે શું જોઇને ધાયા,
માનો સૌ મિથ્યા દમામ છે—વિચાર જીવ૦ ૨
સગું કે વહાલું સાથ નહિ આવશે, ત્યારે **દીનાનાથ** કેમ કરી ફાવશે,
પ્રભુ ભજ્યાનું રૂડું કામ છે—વિચાર જીવ૦ ૩

---

## [ ૩૧ ] ભજનીક ભકતનાં ઉદ્દગાર.

( રાગ ઉપરનો )

લગની લાગી સીતા રામનીરે, મુને લગની લાગી સીતા રામની
બીજી બધી વાતમાં સાર નહિ જોયો, મારી તારીમાં કાળ બહુ ખોયો,
થાકયો નિંદા કરી ગામનીરે—મુને૦ ૧
ઘણી ઘણી ભૂલ કરી ગયો ડરી હવે હરિ, ચરણુ પડી કહું ખરી કદી
નહિ કરૂં ફરી, હવે એક વાત એજ કામનીરે—મુને૦ ૨
સંત સંગની મળી ગઇ જોગવાઇ, તેથી કરી લેવાશે સાચી કમાઇ,
ઠીક ઠીક કરવાના દામનીરે—મુને૦ ૩
જેને મળે રામનામ મણિ મોટો, તેને કદી પણુ પડે નહિ તોટો,
પછી કરૂં ફીકર શીદ દામનીરે—મુને૦૪
**દીનાનાથ** રામની સાચી સગાઇ, સમજીને નીતનીત રામનામ ગાઈ,
જય બોલો મારા રામના નામનીરે—મુને૦ ૫

---

## [ ૩૨ ] ભજન વિનાનું જ્ઞાન.

( રાગ દરબારી કાનરો. ત્રિતાલ. )

ભજન વિણુ જ્ઞાન તણો છે ભાર
નકકી થાય છે હાર—ભજન. ટેક
ભલે હોય પંડિત મોટો પણુ, જો નહિ પ્રભુપર પ્યાર;
તો તે જનને જમદૂતોનો, ખાવો પડશે માર—ભજન. ૧

નાહિ સ્નાન કે સંધ્યા સમજે, નહિ આચાર વિચાર;
હરિ ભજનની નિંદા કરતો, પામે નહિ ભવપાર—ભજન. ૨
જ્ઞાન રૂપ મેડી પર ચઢવા, ભજન સીડી તૈયાર,
તે તરછોડી થાકે દોડી, ક્યાં મેડી મળનાર—ભજન. ૩
પૂરણ જ્ઞાનીઓ તો કદીએ, ભજન નહિ તજનાર;
જે નથી પૂરાં ખરાં અધૂરાં, તેજ થાય ખુવાર—ભજન. ૪
પૂર્ણ જ્ઞાન નહિ ભજન ભાન નહિ, એ ખરનો અવતાર;
અતો ભ્રષ્ટ ને તતો ભ્રષ્ટ થઇ, ગોથાં ખાય ગમાર—ભજન. ૫
હું હું કરતો કદી ન હરતો, પાપી પેટ ભરનાર;
**દીનાનાથ** સત્સંગ ભજન કરી, ભ્રાંતિ ભાર ઉતાર—ભજન. ૬

## [ ૩૩ ] તમારૂં શું ? અમારૂં શું ?

( કવાલી. )

તત્ત્વ જાણી વદો વાણી, તમારૂં શું અમારૂં શું ?
સંતોના શરણમાં જઇ, બોધને લક્ષમાંહે લઇ;
વિચારો એક વૃત્તિ થઇ, તમારૂં શું અમારૂં શું ? ૧
જગતનો એક સ્થાપક છે, વિભુ ને સર્વ વ્યાપક છે;
બોલજો હોય લાયક તે, તમારૂં શું અમારૂં શું ?
આત્મા એક અવિનાશી, પ્રકાશે છે પ્રભા ખાસી;
રહ્યો છે સર્વમાં ભાસી, તમારૂં શું અમારૂં શું ? ૩
આત્મા જે તમારો છે, તમારો તે અમારો છે;
અન્ય કોઇથી ન ન્યારો તે, તમારૂં શું અમારૂં શું ? ૪
બધાનું તે અમારૂં છે, અમારૂં તે તમારૂં છે;
હવે બોલો જે સારૂં તે, તમારૂં શું અમારૂં શું ? ૫
કહે છે દાસ **દીનાનાથ**, લગાડો લ્હે પ્રભુની સાથ;
વિચારી વાત વદજો ભ્રાત, તમારૂં શું અમારૂં શું ? ૬

## [ ૩૪ ] ખલકનો ખેલ છે ખોટો!

( રાગ ઉપરનો )

દ્રશ્યનો દંભ છે મોટો, ખલકનો ખેલ છે ખોટો !
ક્ષણભંગુર સંસાર અસાર, સ્વપ્નના જેવો છે નિરધાર:
મિથ્યા વિષયો ઉપર પ્યાર, ખલકનો ખેલ છે ખોટો ! ૧
કોનાં છે પિતા માતા, પુત્ર ને દાર દુખદાતા;
નથી કશીએ સુખ શાતા, ખલકનો ખેલ છે ખોટો ! ૨
સગાઇ ઠગાઈ સમજાઇ, લુંટાયા લોભે લલચાઇ;
કોઇનું કોઇ નહિ ભાઈ, ખલકનો ખેલ છે ખોટો ! ૩
ગુંચવણી મ્હેલ છે મ્હોટો. ઘણી ગરબડ તણો ગોટો;
બધી જૂઠી દડબડ દોટો, ખલકનો ખેલ છે ખોટો ! ૪
મદારીની રમત જેવો, છે જુઠો ઇંદ્રજાળ તેવો;
વિચારીને સમજી લેવો, ખલકનો ખેલ છે ખોટો ! ૫
વિષયના રંગને વીસાર, સદા સત્સંગ વિવેક વધાર;
ઉરમાં સાચો બોધ ઉતાર, ખલકનો ખેલ છે ખોટો ! ૬
વૃથા સૌ વશમો છે વ્હેવાર, પ્રભુનું ભજન એક સુખકાર;
દીનાનાથે લહ્યો એ સાર, ખલકનો ખેલ છે ખોટો ! ૭

---

## [ ૩૫ ] હમારો એ સુધારો છે!

( રાગ ઉપરનો )

ભજનમાં ભાવથી ભળવું, ભજનના રંગમાં મળવું;
પાપીના પાશથી પળવું; હમારો એ સુધારો છે. ૧
અંતમાં નક્કી છે મરવું, પાપથી પેટ શીદ ભરવું;
કપટના કામથી ડરવું, હમારો એ સુધારો છે. ૨
બધું મૂકી જરૂર જાવું, પ્રવાસી દૂરના થાવું;
ભજન કરતાં ન શરમાવું, હમારો એ સુધારો છે. ૩

લાજ મરજાદ નહિ મુકવી, કદી નીતિ નહિ ચુકવી;
પાપની વૃત્તિને રૂકવી. હમારો એ સુધારો છે. ૪
મનનાં તાપને શમવા, પડેલાં દુઃખને ખમવા;
હરિનાં નામને જપવા, હમારો એ સુધારો છે; ૫
જગત્ જગદીશમય જાણી, વૃત્તિના તારને તાણી;
સદા ભજવા શારંગપાણી, હમારો એ સુધારો છે. ૬
સતત સત્સંગની પ્રીતિ, નહિ સંભારવી વીતી;
રાખવી રામની રીતિ, હમારો એ સુધારો છે. ૭
મુક્તિની શાંતિમાં ઠરવા, ભવાબ્ધિ પાર ઉતરવા;
પ્રભુને યાદ બહુ કરવા, હમારો એ સુધારો છે. ૮
ગુરૂજીએ કહી દીધું, ભજન સાધન સુગમ સીધું;
દીનાનાથે માની લીધું, હમારો એ સુધારો છે. ૯

## [ ૩૬ ] ભક્તોનો ભજન-સંકલ્પ.

( રાગ ઉપરનો )

અમે દુનીયાથી નહિ ડરીએ, હવે તો હરિભજન કરીએ
જવાનું હોય તે જાઓ, થવાનું હોય તે થાઓ;
ભલે પ્રાણોને પરહરીએ, હવે તો હરિભજન કરીએ. ૧
મનુષ કાયા મળી છેલ્લી, અંતનો કોઇ નથી બેલી;
પ્રેમનાં રંગને રેલી, હવે તો હરિભજન કરીએ. ૨
હરિની ભક્તિ સાચી છે, બધીએ વાત કાચી છે;
પ્રભુનું ધ્યાન નિત ધરીએ, હવેતો હરિ ભજન કરીએ. ૩
જગતનો રંગ ન્યારો છે, પ્રભુ એક પ્રાણપ્યારો છે;
બીજો સૌ સ્વાદ ખારો છે, હવે તો હરિભજન કરીએ. ૪
ખરો વિશ્વાસ છે મોટો, ભક્તને નહિ પડે ટોટો;
કહી છે વાત એ હરિએ, હવેતો હરિભજન કરીએ. ૫

ખાવાનું પણ પ્રભુ દેશે, રે'વાનું પણ મળી રે'શે;
શી ચિંતા રાખવી જરીએ, હવે તો હરિભજન કરીએ-૬
દીનાનાથે કહ્યું કે'વું, ભજન ભુલવું નહિ એવું;
તે તો કેમ વિસરીએ, હવે તો હરિભજન કરીએ-૭

## [૩૭] ભજનથી ભવ તરી જાશો.

( રાગ ઉપરનો )

ભજનથી ભવ તરી જાશો; ભજનથી ભવ તરી જાશો
ભજનથી ભય સહુ ટળશે, ભજનથી ગર્વ પણ ગળશે:
ભજનથી જ્ઞાન પણ મળશે, ભજનથી ભવ તરી જાશો—૧
ગોગને જ્ઞાનનાં કહેલાં, બીજાં સાધન નથી સહેલાં;
પ્રભુને પામશો પહેલાં, ભજનથી ભવ તરી જાશો—૨
માનવી દેહ છે મોંઘો, વિષયનાં ભોગ છે રોગો;
બધા જૂઠા છે સંજોગો, ભજનથી ભવ તરી જાશો—૩
સંતો બોધ દે આવો. બીજે રસ્તે નહિ ફાવો;
પ્રભુમાં પ્રેમ પ્રગટાવો, ભજનથી ભવ તરી જાશો—૪
દીનાનાથે લખ્યું એવું. બને તે દાન શુભ દેવું:
પ્રભુનું નામ નિત લેવું, ભજનથી ભવ તરી જાશો—૫

## [ ૩૮ ] અમે તો સંત સેવીશું.

( રાગ ઉપરનો. )

ભલે નિંદા કરે લોકો, અમે તો સંત સેવીશું
કુકર્મોને તજી દઇશું, પ્રભુજીને ભજી લઇશું;
સદાએ શાંતિમય થઇશું, અમે તો સંત સેવીશું-૧

મલિનતા મન તણી મુકવા, કપટની ચાતુરી ચુકવા;
પ્રભુજીને પદે ઝુકવા, અમે તો સંત સેવીશું-૨
જીવનના શ્રેયને રળવા, વિષય વિકારને છળવા;
મધુસૂદન હરિ મળવા, અમે તો સંત સેવીશું-૩
જવાને મોક્ષની વાટે, પરમ પદ પામવા સાટે;
તત્ત્વના જ્ઞાનને માટે, અમે તો સંત સેવીશું-૪
સંતના સંગની શી વાત, પ્રભુને મેળવે સાક્ષાત્;
કહે છે દાસ દીનાનાથ, અમે તો સંત સેવીશું-૫

---

## [૩૯] અભિમાન તજી ઈશ્વરભજન કરવું.

( રાગ કલ્યાણ. તાલ–ત્રિતાલ )

મૂરખ કેમ કરે અભિમાન ?
શા પર થયો ગુમાન ? !—મૂરખ૦ ટેક
મદમાં શું મરડાતો ચાલે, શું સમજી નહિ જવાબ આલે,
કોને ખબર શું થાશે કાલે, પુણ્ય પંથને કેમ ન ઝાલે,
ચેત ચેત ! નાદાન ! !—મૂરખ૦ ૧
ભાત ભાતનાં જમણ ચપાટે, ગોથાં ખાતો ગામ ગપાટે,
અંતે પડશે વસમી વાટે, ત્યારે દાહ કરે કે દાટે,
બે દિનના મેમાન ! !—મૂરખ૦ ૨
સુખમાં પણ દુઃખ આવી નડશે. હર્ષ હોય ત્યાં શોક કનડશે,
જે ચઢશે તે નક્કી પડશે, ખીલેલું ખરી પડતું જડશે,
શીદ થયો મસ્તાન ! !—મૂરખ૦ ૩
મનમાં શાંતિ જરા ન ધરતો, ખોટી મોટપ કરીને મરતો,
નાસ્તિક થઇને ફોકટ ફરતો, પાખંડી થઇ પેટજ ભરતો,
મિથ્યા બકતો જ્ઞાન. ! !—મૂરખ૦ ૪

જુવાની તો જરૂર જવાની, કાયા પર કરચળી થવાની,
કેડ, મધ્યમાંથી વળવાની, અંતે મીટ્ટીમાં મળવાની,
તજ તારૂં તોફાન ! !—મૂરખ૦ ૫
બધા જાય તેમ તું પણ જાશે, પણ જો માન ગુમાન તજાશે,
હેત કરીને હરિ ભજાશે, આત્મતત્ત્વ ત્યારે ઓળખાશે,
ભજ દીનાનાથ ભગવાન !!—મૂરખ૦ ૬

# [૪૦] ઉપદેશ.

( લાવણી )

જૂઠી જાળ જંજાળ તજો, સત્સંગ કરો શ્રી હરિ ભજો;
જાશો નહિ વિષયાટવી વાટે, સદ્‌ભક્તિ શણગાર સજો—૧
ભલા ભલા ભૂલીને ભટક્યા, અસંખ્ય જન લાખો કોટી;
વિષય વને વલખાં બહુ માર્યાં, ખરાં થયાં ખોટા ખોટી—૨
એ વનમાં લૂંટારો મોટો, કામ નામ સુંદર તેનું;
પાંચ બાણથી મોહ પમાડે, પ્રાક્રમ જાણીતું જેનું—૩
ક્રોધાદિક બલવાન સૈન્યથી, કામ લૂંટારો કરે દંગો;
વનિતા રૂપ વાંસળી વગાડી, પકડે કામી કુરંગો—૪
ખસો ખસો શું ધસો જશો નહિ, ખરે અતિ મમતા ખોટી;
મહામાયાનો ખેલ કળે નહિ, અઘટિત ઘટનાની ઘોટી—૫
સત્સંગે મન ધરો ભજન કરો, દેવ રીઝાવો નિજ ભાવે;
દીનાનાથ પ્રભુ પાસે જાતાં, અંતે એ કામે આવે—૬

## [ ૪૧ ] દુર્જનોનો સંગ દુઃખદાયક છે; અને સંતજનોનો સંગ સુખદાયક છે.

( " નટવર નૃત્ય કરે મન મોહ ધરે " એ રાહ. )

સુજ્ઞજન સંતની સંગત કરો, દુષ્ટથી દૂર દૂર રહી ડરો !
દુષ્ટથી દૂર દૂર રહી ડરો ! પાપથી મુકત થઇને ફરો !–સુજ્ઞ૦
દુર્જન સંગત બહુ બુરી છે, જાતે વિચારી જુઓ:
દીપ હાથમાં લઇ કૂવામાં, પડી પ્રાણુ કાં ખુઓ !
દુષ્ટ સંગ પરહરો ! દુષ્ટથી દૂર દૂર રહી ડરો !–સુજ્ઞ૦

  

" સંસારમાં સદ્‌ગુણુ તણું સત્સંગ નો એક વૃક્ષ છે "
" જેનો શીતળ ને શાંતિદાયક છાંયડો પ્રત્યક્ષ છે "
" સત્સંગથી ભવભીતિનું તો એકદમ અલક્ષ છે "
" સદ્‌જ્ઞાનને સદ્‌બુદ્ધિ અર્પણુમાં સુસંગત દક્ષ છે "

  

દીનાનાથ પ્રભુ સ્મરો ! દુષ્ટથી દૂર દૂર રહી ડરો !–સુજ્ઞ૦

---

## [ ૪૨ ] જગતનો ખેલ ખોટો છે.

( રાગ ઉપરનો )

અરે શું ફોકટ ફુલી મરે, ખલકનાં ખેલો ખોટાં ખરે
ખલકનાં ખેલો ખોટાં ખરે, શીદને મોહવશ થઇને મરે–અરે૦
પડછાયાને ભૂત માનીને, બાલક જેમ કોઇ ડરે;
તે રીતે તું દેહાધ્યાસથી, ભુલ પર ભૂલો કરે !
એથી અર્થ શો સરે, ? ખલકનાં ખેલો ખોટાં ખરે–અરે૦

સ્વપ્ન વિષે કોઇ રાજા થયોને, આવે ખજાનો પાસ;
જાગી જોતાં નકકી થાય છે, નીજ હર્ષનો નાશ !
એવા સુખમાં શું હરે, ? ખલકનાં ખેલો ખોટાં ખરે–અરે૦

  

" છાયા પરે કરીએ પ્રહારો, પણ ન તે છેદાય છે "
" પાત્ર ઉંધું નાંખતાં, પ્રતિબિંબ નહિ દેખાય છે "
" પણ તેથી શું એમ માનવું, કે નાશ સૂર્યનો થાય છે "
" આ દ્રસ્ય સૌ માયિક છે, ને વૃથા ભ્રમે ભટકાય છે "

  

કહો દીનાનાથ હરે હરે, ખલકનાં ખેલો ખોટાં ખરે—અરે૦

---

## (૪૩) માયાથી બચાવી લેવા માટે શ્રી ભગવાનની સ્તુતિ.

(રાગ–કાફી. ત્રિતાલ.)

જય જય જય જગનાથ હરિરે
સૃષ્ટિ સરજનહાર હરિરે—જય૦ ટેક

સુંદર પીત પીતાંબર ધારી, કંઠે કૌસ્તુભ મણિ મહા ભારી,
મોર મુકુટ કુંડલ સુખકારી, કમલ નયન શ્રી કૃષ્ણ મુરારી,
ગોવર્ધન ગિરિધારી હરિરે—જય૦ ૧

ભ્રાંતિ વશ થઇને સૌ ભમતાં, મોટાં સંકટ ખોટાં ખમતાં,
મૂઢ બાલકો પેરે રમતાં, મદ મમતાથી નથી વિરમતાં,
માયા રચના રચી ખરીરે—જય૦ ૨

એ માયા અતિ દુસ્તર ભારી, કૃપા કરી લેજો ઉગારી,
હરિ હવે હું ગયો છું હારી, બચાવી લ્યો પ્રભુનાથ પધારી,
દીનાનાથના નાથ હરિરે—જય૦ ૩



## [ ૪૪ ] ભજનાનંદી ભક્તો વિષે.

( રાગ—કાલીંગડો. ત્રિતાલ. )

હરિભજન બહુ ગમે, ભક્તને હરિભજન બહુ ગમે
સદા પ્રભુમાં ચિત્ત પરોવી, ભજનાનંદે રમે—ભકતને૦ ૧
સુખ દુઃખને સરખાં માનીને, સદા શાંતિમાં શમે—ભકતને૦ ૨
છંદ ફંદ એક પ્રભુ ભજનનો, મળી આવે તે જમે—ભકતને૦ ૩
પરમાનંદ મગન થઇ ડોલે, કદી ન કોઇને દમે—ભકતને૦ ૪
**દીનાનાથ** પ્રભુ પરમ ભકતને. કહો કોણુ નહિ નમે—ભકતને૦ ૫

---

## (૪૫) ભજન સુધાનું સેવન કરવાનો ઉપદેશ.

( રાગ—ભીમપલાસ. ત્રિતાલ. )

પ્રભુ ભજન સુધારસ પીજીયે.!
અન્ય વાત તજી દીજીયે—પ્રભુ૦ ટેક.

અજ્ઞાન ત્યાગ જીવ જાગ જાગતું, ભ્રાંતિ—ભયથી ભાગ ભાગતું,
હરિગુરૂ સંતને ચરણે લાગતું, ભજન ભાવથી કીજીયે—પ્રભુ૦ ૧
વહી જાય છે આયુષ પ્રાણી, જેમ અંજલિમાંનું પાણી,
થશે પલકમાં સૌ ધુળધાણી, જન્મ સફળ કરી લીજીયે—પ્રભુ૦ ૨
જે સુખ દુઃખ આવે તે સેહેવું, કર્મ તણું ફળ માની લેવું,
તેમાં કોઇને કાંઇ નવ કહેવું કોઇપર કદી ના ખીજીયે—પ્રભુ૦ ૩
**દીનાનાથ** કહે મન વશ રાખી, કૂડ કપટને કાઢી નાંખી,
સંત—સંગ ભક્તિ રસ ચાખી, ભજન રંગમાં ભીંજીયે—પ્રભુ૦ ૪

---

## (૪૬) ઉપદેશ.

(“ મારે ઘેર આવજોરે, મારા મન માન્યા મોહનજી ” એ રાહ. )

હરિ હરિ બોલજોરે, આખો જગત ખેલ છે આડો.
પડદો ખોલજોરે, આખો જગત ખેલ છે આડો—હરિ૦ ટેક

અલ્લક દલ્લક ઝાંઝર ઝલ્લક, કહી જેમ બાળ રમાડો;
જગનો ખેલ રચ્યો છે એવો, જરી નજર પ્હોંચાડો—હરિ૦ ૧
અંધકૂપ જેવો આ જગનો, ખરાબ ઉંડો ખાડો;
પડયા પછી પોકાર કરો શું, અંધકાર છે ધાડો—હરિ૦ ૨
કેવળ પાણી તણું વલોણું, કરી માખણ નહિ કાંડો;
તેમ જગતમાં સાર નથી પણ, મોહ બડો છે ગાંડો—હરિ૦ ૩
મતલબની દુનીયા છે સઘળી, મતલબની સૌ ધાડો;
તત્વ માલ મતલબને સાધો, ખાટી છાશને છાંડો—હરિ૦ ૪
હમણાં તો સૌ હાજી હાજી કહી, વેડે રડ ને રહાડો;
(પણ) ઘડપણમાં ઘેરાયા કે કોણ, સુણશે બૂમ બરાડો—હરિ૦ ૫
બધો દિવસ તો વીતી ગયો ભાઇ, થોડો રહ્યો છે દહાડો;
**દીનાનાથ** સત્સંગ ભજન કરી, હરિની લેહ લગાડો—હરિ૦ ૬

---

## [ ૪૭ ] શરીરનું અભિમાન તજી દેવા વિષે.

સમજી લીજીયેરે, કાયા છે પાણી પરપોટો
ગર્વ ન કીજીયેરે, કાયા છે પાણી પરપોટો—સમજી૦ ટેક
ચાલે મદમાતો મરડાતો. મનથી માને મોટો;
નાનો મોટો કોને કહીએ, ખેલ ખલકનો ખોટો—સમજી૦ ૧
તું તો ખીલી રહ્યો છે જાણે, ગુલાબ કે ગલગોટો;
ક્રૂર કારમો કાળ અચાનક, દાબી દેશે ટોટો—સમજી૦ ૨
દીન જનોને દબડાવી શું, કાઢે ડડબડ દોટો;
જોત જોતામાં જશે જુવાની, વળશે ગડબડ ગોટો—સમજી૦ ૩
મહા મલિન બહુ ગંદી દેહનો, જડે ન બીજો જોટો;
એવી દેહનો ગર્વ કરેથી, વાગે ભયંકર ચોટો—સમજી૦ ૪
મદાંધ જનને ખાવો પડે છે, જબરો જમનો સોટો;
મોટપમાં શીદ મરે મુરખડાં, છાનો થઇને છોટો—સમજી૦ ૫

**દીનાનાથ** પ્રભુ સમજી લે તો; પછી ન પડશે તેટો;
કાચા કુંભ સરીખી કાયા, છે પાણી પરપોટા—સમજી ૬

## (૪૮) મનુષ્યના જન્મનો ઉત્તમ અવસર ફોકટ નહિ ગુમાવવા વિષે બોધ.

( રાગ ઉપરનો )

સાચું માનજોરે, ઉત્તમ અવસર મળે ન આવો
નક્કી જાણજોરે, પાછળથી થાશે પસ્તાવો—સાચું૦ ટેક
અત્તર તેલ ફુલેલ લગાવી, બની શું ફક્કડ ફરતા;
જબર ઝપાટો જમનો છે, કેમ જરી ન ડરી ડગ ભરતા—સાચું૦ ૧
પાપ કર્મ કરશો તો જબરી, જમની ઝાપટ ખાશો;
નરક વિષે નાંખી દેશે, ત્યારે ક્યાં નાશી જાશો—સાચું૦ ૨
ગયો સમય નહિ ફરી સાંપડે, એ નિશ્ચય છે સાચો;
એક પલકમાં પિંડજ પડશે, વેદ પુરાણો વાંચો—સાચું૦ ૩
કપટ બાજીમાં કાલ કાલ કરી, કાળ ગુમાવો આખો;
અંધ થઇ અમૃત છાંડી શું, ઝેર હળાહળ ચાખો—સાચું૦ ૪
અમૂલ્ય નોકા શરીર સુંદર, ભવ તરવાને આપી;
મનનું સુકાન સીધું રાખી, નાંખો પાપને કાપી—સાચું૦ ૫
(કદી) કરોડ મણુ સોનું આપો, ગએલી પળ મળવા માટે;
છતાં મળે નહિ તે ગુમાવો, વલે થશે શી વાટે—સાચું૦ ૬
સંત સમાગમ સદ્‌ગુરૂ સેવા, ભજન વિષે ભાઇ લાગો;
**દીનાનાથ** કહે ઉંઘ તજીને, હજુએ જલદી જાગો—સાચું૦ ૭

## (૪૯)જે ભક્તજનો ભક્તિ રસના ભોગી છે તેઓજ ભકિતના રસનું તત્વ જાણે છે.

( રગ ઉપરનો )

સંતો શાણારે, સમજે ભકિતરસના ભોગી
અન્ય અજાણ્યારે, ભ્રાંતિ વશ ભટકે ભવરોગી-સંતો૦ ટેક
હું હું કરી અજ્ઞાની પ્રાણી, અભિમાન અતિ આણે
મહામૂઢ મોહમાં ફરી, મોહ્યા છે મિથ્યા નાણે-સંતો૦ ૧
શંકર શુક નારદ જેવાઓ, ભકિત-તત્વને જાણે;
શ્રુતિઓ ગોપી થઇ ગોકુલમાં, માધવનું સુખ માણે-સંતો૦ ૩
રોગ યુકતને ભોગ ન ભાવે. તેજ દશા તેઓની;
ગુમાનમાં તે ગોથાં ખાતાં, કહો મુક્તિ થઇ કોની-સંતો૦ ૩
દુખ હરવા ભવ તરવા મનને, ભક્તિ રંગમાં રંગી;
**દીનાનાથ** કહે તત્ત્વ જાણવા, થાઓ સૌ સત્સંગી-સંતો૦ ૪

---

## (૫૦) સનાતન ધર્મની શુદ્ધ મર્યાદામાં રહીને પ્રભુનું ભજન કરવું, એજ ખરો મોક્ષ માર્ગ છે.

( રાગ ઉપરનો )

નિર્મળ ભાવે રે, ભજવા નારાયણ શ્રીહરિ
સ્ત્રીઓએ સતી ધર્મ સાચવી, પતિની સેવા કરવી;
પ્રભુ નામનો જાપ જપીને, પાપ વૃત્તિ પરહરવી-નિર્મળ૦ ૧
સ્વપ્ન વિષે પણ અસત્ય ભાષણ, કદી નહિ ઊચરવું;
નિજ પત્નીમાં પ્રીતિ રાખી, ધ્યાન હરિનું ધરવું-તિર્મળ૦ ૨
ધર્મધુરંધર ભકિતમાન શુભ, સાચાં સંતો સેવી;
શકિત પ્રમાણે દાન પુણ્ય કરી, કપટ વાત તજી દેવી-નિર્મળ૦ ૩
પ્રભુનું પૂજન પ્રભુનું ચિંતન, પ્રભુ ભજનમાં પ્રીતિ;
માન તજી ભગવાન ભજીને, રેવું જગતને જીતી-નિર્મળ૦ ૪

વદ શાસ્ત્ર પુરાણ તણી એ, સત્ય સારની સૂક્તિ;
**દીનાનાથ** કહે ભજન કરો ભાઇ, એજ મુક્તિની યુક્તિ—નિર્મળ ૩

## (૫૧) શ્રી ભગવાનનાં દર્શનનો મહિમા.

(રાગ ઉપરનો)

બહુ બલિહારીરે, હરિનાં દર્શનની બલિહારી
પરમ ભાગ્યશાળી જન જુએ, મધુસૂદન મુરારી;
જેને જોતાં પ્રેમ ઘેલી થઇ, વ્રજની નૌતમ નારી—બહુ૦ ૧
મોર મુકુટ ને કાને કુંડલ, પીત પીતાંબરધારી;
અનુપમ ઉત્તમ લીલાધારી, વૃંદાવન—વિહારી—બહુ૦ ૨
જેણે નાથ્યો કાલિ નાગને, ગોવર્ધન ગિરિધારી;
જેણે માર્યા દુષ્ટ દૈત્યને, માર્યો કંસ પછાડી—બહુ૦ ૩
હરિ હરિ જપતાં ભાવે ભજતાં પામે સુખ સંસારી;
**દીનાનાથ** કહે હરિનાં દર્શન, જન્મ મરણ ભયહારી—બહુ૦ ૪

## (૫૨) સંસારમાં રહીને સાધુપણું—ભક્તપણું કેવું ધારણ કરવું તે વિષે.

(રાગ ઉપરનો)

થઇને રહેવું રે, જગમાં સાધુ ભક્ત થઇ રહેવું
પૂર્વ પુણ્યથી ગુરૂ મળે, તેનું શુભ સેવન કરવું;
સંસારે રહી હરિ ભજવાનું, જ્ઞાન અંતરે ધરવું—થઇને૦ ૧
અસત્ય ભાષણ કરવું નહિ કદી, નીતિને નહિ ચુકવી;
કામ ક્રોધને વશ નહિ થાવું. મિથ્યા માયા મુકવી—થઇને૦ ૨
પ્રાતઃકાળમાં વહેલા ઉઠવું, ધર્મ કર્મ આચરવું;
પ્રભુની પૂજા પ્રભુની ભક્તિ, પ્રભુ ધ્યાન શુભ ધરવું—થઇને૦ ૩

મંદિરમાં જઇ દર્શન કરવું, માત પિતાને નમવું;
હરિ અને હરિભક્ત જમાડી, પ્રસાદ ભોજન જમવું—થઇને૦૪
હરિ અને હરિ ભક્ત જનોનું. દાસપણું ગ્રહી લેવું;
વિના પ્રયોજન બોલી બબડી, કોઇને કશું ન કે'વું—થઇને૦૫
દાન પુણ્ય પર શ્રદ્ધા રાખી, નિત્ય નિત્ય કંઇ કરવું;
દાંભિકતાનો ડોળ તજીને, શાંતિ–સદનમાં ઠરવું—થઇને૦૬
પરધન પથ્થર જાણીને, પરદારા માતા માની;
પરનિંદામાં મૂરખ બનવું, સાચી સંત નિશાની—થઇને૦૭
હરિ હરિ નિત રટણ કરીને, ભજનાનંદે ભગવું;
**દીનાનાથ** કહે સંસારે રહી, એમજ પ્રભુને મળવું—થઇને૦૮

---

## (૫૩) અતિ દાંભિક દુષ્ટ વૃત્તિવાળા દુર્જનો વિષે.

( રાગ ઉપરનો )

ભયંકર ભારીરે, જગમાં દુષ્ટ ભયંકર ભારી
અતિ દ્વેષ ને ક્લેશજ વહાલો, અંતર અતિ વિકારી;
નહિ આસ્તિકમાં નહિ નાસ્તિકમાં, બાહ્ય ડોળ બહુ ધારી—ભયંકર૦ ૧
અહંકારમાં અક્કડ ચાલે, સમજે સૌ સરદારી;
દીસે પંડિત જ્ઞાની પણ. તે કળા કપટ કરનારી—ભયંકર૦ ૨
આત્મપ્રશંશા અતિ પ્રિય લાગે, દ્રષ્ટિ દોષ જોનારી.
**દીનાનાથ** કહે એવાઓને, પ્રથમજ પ્રણતિ સારી—ભયંકર૦ ૩

---

## (૫૪) આપણું મન એજ આપણો કટ્ટો દુશ્મન છે.

( રાગ ઉપરનો )

સંતો શાણારે, દુર્જન દુશ્મન મનને જાણો
બાહ્ય શત્રુ તો દૂર હોય ને, મન શત્રુ તો પાસે;
ક્ષણે ક્ષણે સંતાપ કરાવી, એનું ગાયું ગાશે—સંતો૦ ૧

આસન ભોજન શયન કરંતા, જપ તપ ધ્યાન ધરંતા;
વચમાં ફૂટ દઇ ફટકો મારે, મૂકે નહિ મરંતા—સંતો૦ ૨
બીજાં શત્રુ સ્વલ્પ દુઃખ દે, મનની પીડા ભારી;
જન્મ મરણની સરણીમાં, સપડાવે સપાટા મારી—સંતો૦ ૩
બાહ્ય શત્રુનું મરણ થાય પણ, મન મૂરખ નથી મરતું;
**દીનાનાથ** કહે પ્રભુ ભજન વિણ, મન કેમે નથી હરતું–સંતો ૪

## (૫૫) શ્રી પરમાત્માનું ભજનજ ખરૂં સુખ આપે છે.

( રાગ–કાનરો ત્રિતાલ. )

ભવતારક ભય હારક હરિનું સ્મરણ અતિ સુખકારી
શ્રી કૃષ્ણ હરિ ગોપાલ હરિ, ગોવિંદ હરિ ગિરિધારી–ભવ૦ ટેક
સુજનો સૌ સમજી સુધર્યા, હેતે હેતે હરિને સમર્યા,
તે ભવસાગર પારજ ઉતર્યા, પામ્યા પરમ પદ ભારી–ભવ૦ ૧
ધ્રુવનાં ભારે ભક્તિ ભાળી, ગરૂડ ચઢી આવ્યા વનમાળી,
અવિચળ પદવી દઇ સંભાળી, દીધા પાર ઉતારી–ભવ—૨
પ્રલ્હાદે સમર્યા શ્રી હરિ હરિ, કોઇથી પણ ડરી ડગ્યા નહિ જરી,
રક્ષણ કીધું તેનું નરહરિ, નરસિંહ રૂપે પધારી—ભવ૦ ૩
ગજેંદ્રને જલ ગ્રાહે ઝાલ્યો, ત્યારે તે હરિ નામ પોકાર્યો,
ગ્રાહને માર્યો ગજ ઉગાર્યો, એ ભજન તણી બલિહારી–ભવ૦ ૪
દ્રૌપદી આણી ને ચીર તાણી, લજ્જા લેવા દુષ્ટે જાણી
(પણ)સમર્યા શાણી શારંગપાણી, રાખી લાજ મુરારી–ભવ૦ ૫
જે જન હેતે હરિ સમરતાં,તેનાં જન્મ મરણ હરિ હરતાં,
**દીનાનાથ** કહે મુક્તજ કરતાં, કેશવ કુંજબિહારી–ભવ૦ ૬

## (૫૬) શ્રી પરમાત્મા પોતે પોતાનાં ભક્તજનોનો મહિમા કેવો સમજાવે છે!!!

(રાગ–બિભાસ ત્રિતાલ.)

જે જન મુજને નહિ વિસારે, તેને હું વિસારૂં નહિ
સદૈવ પાળું ચિંતા ટાળું, શત્રુને સંહારૂં સહી—જે૦ ટેક
ભક્તિ માંગે ભક્તિ આપું, જ્ઞાન દાન પણ આપું હું;
મુક્તિમાંગે મુક્તિ આપું, મારો કરીને સ્થાપું હું—જે૦ ૧
મારા ભક્તને મારા જેવો. જગ વિખ્યાત બનાવું હું;
સેવક થઇને પાસે જઇને, નિજ જન મંન મનાવું હું—જે૦ ૨
નિર્ભય કરૂં છું દુઃખ હરૂં છું,ભજન ભક્તનાં ગાઉં છું;
લક્ષ્મી કરતાં વિશેષ પ્રેમે, પૂરણ પ્રીતે ન્હાઉં હું—જે૦ ૩
અસુર–ભાર ભૂભાર હરૂં છું, ભક્ત જોઇ હરખાઉં છું;
ભક્તને માટે દેહ ધરૂં છું, સંકટ સ્હાયક થાઉં છું—જે૦ ૪
પાંડવનો રથ હાંકયો જાતે, વ્રજ માટે ગિરિરાજ ધર્યો;
દ્રુપદ સુતાનાં ચીર વધાર્યાં, ગજેંદ્રને પણ મુક્ત કર્યો—જે૦ ૬
વાત ખરી પણ કૃપાનાથ હરિ, સુણજો વિનતી મારી કહી;
ભક્તો તાર્યાં પાર ઉતાર્યાં. હું **દીનાનાથ** નહિ જાઉં રહી–જે૦ ૫

---

## ૫૭) સાચી ભક્તિ કરનારા જે ભક્તજનોનું શ્રી પરમાત્મા પોતે રક્ષણ કરે છે તેનો વાંકો વાળ કરવા પણ કોઇ સમર્થ થઇ શકતું નથી.

( રાગ ઉપરનો )

છે નારાયણ રક્ષક જેના, તેને કોણ સતાવી શકે રે
ભક્તનું ભુંડું કરવા દુષ્ટો, શું ડહાપણ દોડાવી શકેરે–છે૦ ટેક
પરમ પ્રતાપી પ્રભુજી પાસે, શી ચાલાકી ચલાવી શકે રે;
જેનું અવલંબન અવિનાશી, તેને કોણ ડરાવી શકેરે;—છે૦ ૧

જેને દ્રઢ વિશ્વાસ પ્રભુ પર, તેને કોણ ભમાવી શકેરે;
જેણે એક નારાયણ જાણ્યા, તેને કોણ દબાવી શકેરે—છે૦ ૨
પર્વત પર પ્રલ્હાદ પછાડયા, પણ શું પાપી ફાવી શકેરે;
ખેંચ્યો ગજપતિ ગ્રાહે જળમાં, પણ શું ગ્રાહ ડુબાવી શકેરે—છે૦ ૩
દ્રુપદ નંદિની સતી દ્રૌપદીની, શું કોઇ લાજ ગુમાવી શકેરે;
મીરાંબાઇનું ઝેર હળાહળ, અમૃત કોણ બનાવી શકેરે—છે૦ ૪
મહેતાજીની હુંડી શીકારી, શું કોઈ એ સમજાવી શકેરે;
**દીનાનાથ** કહે સત્ય ભકતને, હરિ વિમુખો ન હરાવી શકેરે—છે૦ ૫

---

## ( ૫૮ ) ભજનાનંદી ભાવિક ભક્તનાં ઉદ્દગાર.

( "બસી વાગી, મુને રામ નામ લ્હે લાગી" એ રાહ. )

બહુ પ્યારૂં, મુને પ્રભુ ભજન બહુ પ્યારૂં.
બહુ સારૂં, લાગ્યું હરિ ભજન બહુ સારૂં—બહુ૦ ટેક
આ કાયા છે કાચનો કુપ્પો, કરનો કાળ કોળીયો છૂપો,
ભટકી મુઆ કંઇ કંઇ ભૂપો, દુઃખ હરનારૂં—મુને૦ ૧
સંતો સર્વે કહેતાં ગાજી, આ સંસારની પીડા ઝાઝી,
તેમાં શું થઇ જવું બહુ રાજી, થશે થાનારૂં—મુને૦ ૨
આ નરતનુ મણી છે સાજી, તેને કોણ ગુમાવે પાજી,
ખરી જીતી લીધેલી આ બાજી, હવે કેમ હારૂં—મુને૦ ૩
જુઓ વહી જાય કાળ ઘાણીમાં, ફોકટમાં સૌ ધુળધાણીમાં,
અરે જેમ પડી ગયું પાણીમાં, પતાસું બિચારૂં—મુને૦ ૪
તૃષ્ણા-નદીની માંહી તણાઇ, કાંઠો મળશે પછીથી કયાંઇ,
અંતે આવે કોણ ધાઇ, નથી કોઇ મારૂં—મુને૦ ૫
અરે આ જન્મનું સાર્થક કરવા, મોટા ભવસાગરને તરવા,
અરે એક શ્રીહરિ હરિ સમરવા, હું તો ધારૂં—મુને૦ ૬

અરે બહુ મોહિત થઇ શું મરવું, અતિ કપટી કારજ શું કરવું,
અરે વિષયોનું ધ્યાન શું ધરવું, ખારૂં ખારૂં—મુને૦ ૭
અરે સુણજો જન્મ મરણને તજવા, શુભ શણગાર ભક્તિનાં સજવા,
કહે છે **દીનાનાથ** પ્રભુ ભજવા, એ એક બારૂં—મુને૦ ૮

## (૫૯) સાધકની પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

(લાવણી.)

પ્રથમ લીધો કર પકડી મારો, હવે શું પડતો મેલોરે;
અમૃત અનુભવ અર્પણ કરીશું, ઝેરની બાજી ખેલોરે—૧
મહા ભયાનક ભવસાગરમાં, ભટકી ભુલો પડેલોરે;
ઘણો ખરો તો પાર ઉતારી, હવે શું દો અડસેલોરે—૨
નિરાધાર આધાર આપ છો, હું અણસમજુ ઘેલોરે;
ઘણું કહું શું ગજું ન ઝાઝું, નિજ જનને નહિ ઠેલોરે—૩
ચાહે મારો અથવા તારો, શબ્દ કહું છું છેલ્લોરે;
**દીનાનાથ** રઘુનાથ દયાળુ, મળીશ મોડો વેલોરે—૪

## (૬૦) રામ નામની રસાયન બુટ્ટી.

(રાગ—આશાગોડી. તાલ—દીપચંદી.)

રામ રસાયન બૂટી, સેવો રામ રસાયન બૂટી
પીઓ ભાઇ ભરી ભરી પ્યાલા ઘૂંટી—સેવો૦ ટેક
શમ દમ સાધન શીલા ઉપર, પ્રેમ કસોટે કૂટી—સેવો૦ ૩
સંત સંગ સારીથી છાણી, લીઓ હરિજન લૂંટી—સેવો૦ ૨
મનમાંથી મુળીયું મમતાનું, જડથી જાશે તૂટી—સેવો૦ ૩
કુમતિ ટળશે સુમતિ મળશે, જશે વિષય વાસના છૂટી—સેવો૦ ૪
ચંચળ મન સુસ્થીર થઇ, બંધાશે ધ્યાનની ખૂંટી—સેવો૦ ૫

ભજન સુધા સાગરની લહરો, કદી ન જાશે ખૂટી–સેવો૦ ૬
સુરસ સુગમ સ્હેલી બહુ સોંઘી, એની બેસે ન કોડી ફૂટી–સેવો૦ ૭
**દીનાનાથ** પ્રભુ રામ રસાયન, સત્ય સજીવન બૂટી–સેવો૦ ૮

## ( ૬૧ ) જગતનું મિથ્યાત્વ પ્રતિપાદન પૂર્વક અદ્વૈત તત્વનો ઉપદેશ.

( રાગ ઉપરનો )

જૂઠી બાજી ન ખેલો, સાધો જૂઠી બાજી ન ખેલો
જુઓ જગત જનોનો મેળો, સાધો જૂઠી બાજી ન ખેલો–ટેક
અખંડ રસ રૂપ એક બ્રહ્મ ત્યાં, કોણ ગુરૂ કોણ ચેલો–સાધો૦ ૧
જ્યાં જળનું એક બુંદ નથી ત્યાં, ક્યાંથી નીકળે રેલો—સાધો૦ ૨
પોતે મદારી પોતે દ્રષ્ટા, અદ્દભુત આપ અકેલો—સાધો૦ ૩
રૂપીઓ આખો એક રોકડો, નથી અડધો કે અધેલો—સાધો૦ ૪
અખિલ વિશ્વમાં એકજ છે ત્યાં, કોણ છેલ્લો કોણ પહેલો—સાધો૦ ૫
**દીનાનાથ** નિજ રૂપ નિહાળી, મિથ્યા માયા મેલો—સાધો૦ ૬

## (૬૨) જીવાત્માને બોધ

(રાગ ઉપરનો)

જોતો નથી કેમ જાગી, જીવ તું જોતો નથી કેમ જાગી
બધી ખોટી ઉપાધિ લાગી, જીવ તું જોતો નથી કેમ જાગી–ટેક૦
કેવી કારમી કેફ ચઢી છે, ભાન ભુલ્યોરે અભાગી—જીવતું૦ ૧
શું છતી આંખે અંધાપો આવ્યો, ઉઠ ઉઠ આળસ ત્યાગી—જીવતું૦ ૨
નથી કરતો કેમ પ્રભુનું ભજન તું, શું થઇ બેઠો ત્યાગી—જીવતું૦ ૩
ત્યાગી થઇ શું ભજન તજાશે, વ્હેલો બોલ વિરાગી—જીવતું૦ ૪
પણ તું તો નથી ત્યાગી વિરાગી, ખાસો દીસે છે રાગી—જીવતું૦ ૫

ભજ નરહરિને ભાવ ધરીને, છોડ અલ્યા વરણાગી—જીવતું૦ ૬
**દીનાનાથ** પ્રભુ ભજતાં તારી, જશે ભવ ભાવટ ભાંગી—જીવતું૦ ૭

## (૬૩) પ્રેમળ ગોપિકાનો પ્રભુ પ્રત્યે પ્રેમ.

( "સંતો ભક્તિ રૂપીરે એક સાચી કમાઇ" એ રાહ. )

સખી નંદલાલ સાથ મુને સાચી સગાઇ
સખી સાચી સગાઇ, મજબૂત બંધાઇ—સખી૦ ટેક
છોડી નવ છૂટે, તોડી નવ તૂટે,
સખી પડી ગયું પાણીરે આટાની માંહી—સખી૦ ૧
રંગીલા રસીયા, મંન માંહી વસીયા,
લોકો જે બોલે તે બોલવા દો બાઇ—સખી૦ ૨
લોકોની લાજ તજું, ભાવે ભગવાન ભજું,
રાજી રાજી થઇ રહું હરિગુણ ગાઇ—સખી૦ ૩
પડ્યું મુજ પાનું, તે શાનું રાખું છાનું,
પ્રભુજીની થઇ છું એમ ગઇ છું ગવાઇ—સખી૦ ૪
નિરખું નાથ નેન ભરી, ધ્યાન ધરી જાઉં ઠરી
**દીનાનાથ** લળી લળી લાગું છું પાઇ—સખી૦ ૫

## (૬૪) શ્રી કૃષ્ણ ભગવાનની રાસલીલાનું પ્રત્યક્ષ દર્શન કરનાર ગોપિકા બીજી ગોપિકાને રાસલીલાનું સ્વરૂપ વર્ણન કરીને કહે છે.

( "સખી આજરે વંદ્રાવન રાસ, રાધે રેન રહી" એ રાહ. )

સખી ઓપણો આ કામણગારો કાંન, જો કરે કેવી કરણી
વહાલો વાંસળી વગાડે વનમાંય, મીઠડી મનહરણી,
મીઠડી મનહરણી રે, મીઠડી મનરહણી— ટેક

હું તો બની ગઇરે બેભાન, સુધ બુધ કાંઇ ન રહી,
સુધ બુધ કાંઇ ન રહીરે, સુધ બુધ કાંઇ ન રહી—સખી૦ ૧
સુણતાં સાથે રે હું જોવા દોડી ગઇ, કોઇને કહ્યું એ નહિ,
કોઇને કહ્યું એ નહિરે, કોઇને કહ્યું એ નહિ,—સખી૦ ૨
અવળા સવળારે શણુગાર સજી, બનીરે બહુ ઘેલી બની.
બહુ ઘેલી બનીરે, બહુ ઘેલી બની—સખી૦ ૩
શોધી શોધીને હું થાકીરે થઇ, આ વૃંદાવનની કૂંજગલી,
આ વનની કુંજગલીરે, વનની કુંજગલી—સખી૦ ૪
જ્યારે આવી હું જમુનાજીને તીર, દીઠા નંદલાલ હરિ,
નંદલાલ હરિરે, નંદલાલ હરિ—સખી૦ ૫
ખીલી રહી શરદ પૂનમની રાત, ઝગમગ જોત શશી,
ઝગમગ જોત શશીરે, ઝગમગ જોત શશી—સખી૦ ૬
વા'લી જોઇરે બહુ ઘેલી વ્રજનાર, રંગે રૂપે રસી,
રંગે રૂપે રસીરે, રંગે રૂપે રસી—સખી૦ ૭
બે બે ગોપીઓની વચ્ચે વહાલો શ્યામ, સંગ રહ્યો રંગ રમી,
રહ્યો રંગ રમીરે, રહ્યો રંગ રમી—સખી૦ ૮
વાગે વાગેરે, ત્યાં વાજીંત્રો અપાર, અનહદ ધુની લાગે,
અનહદ ધૂની લાગેરે, અનહદ ધૂની લાગે—સખી૦ ૯
ફરતાં ફૂદડીરે પાતળીયાજી પ્રાણ, ઝમ ઝમકાર કરી,
ઝમ ઝમકાર કરીરે, ઝમ ઝમકાર કરી—સખી૦ ૧૦
જો જો થનક થનક તાતા થાય, ખાસી ધૂમ મચી,
ખાસી ધૂમ મચીરે, ખાસી ધૂમ મચી—સખી૦ ૧૧
ત્યાં તો ઠમક ઠમક ઠમકાર, નાચી રહ્યો બ્રહ્મ હરિ,
નાચે બ્રહ્મ હરિરે, નાચે બ્રહ્મ હરિ—સખી૦ ૧૨

ત્યાં તો દેવતાઓ કરતાં જય જયકાર, ફુલની વૃષ્ટિઓ કરી,
ફુલની વૃષ્ટિઓ કરીરે, ફુલની વૃષ્ટિઓ કરી—સખી૦ ૧૩
સખી સફળ થયો અવતાર, જોયા દીનાનાથ હરિ,
દીનાનાથના હરિરે, **દીનાનાથ** ના હરિ—સખી૦ ૧૪

---

## (૬૫) મનને શીખામણ

( બનજારાનો રાહ. )

અરે મન માન શીખામણ સારી, ભજ ગોવર્ધન ગિરિધારી
ફોકટ ફંદમાં ફસાયો, જો કેવો કઠણ ફસાયો,
હવે છોડ બધી ખુમારી, ભજ ગોવર્ધન ગિરિધારી—અરેમન૦ ૧
વિવેક વડે વીચારી, લે તત્ત્વ વાત સંભારી,
મોહ મદ મમતાને મારી, ભજ ગોવર્ધન ગિરિધારી—અરેમન૦ ૨
કોનાં સુત કોની નારી, મિથ્યા બાજી શી માંડી.
બહુ ભક્તિ ભાવ વધારી, ભજ ગોવર્ધન ગિરિધારી—અરેમન૦ ૩
બહુ નામી અંતરજામી, મોહન માધવ સુખધામી,
પ્રભુ **દીનાનાથ** દુખહારી, ભજ ગોવર્ધન ગિરિધારી—અરેમન૦ ૪

---

## (૬૬) પરમાત્માના ભજનનો ઉપદેશ

( " નામ જપીશ નિત તારૂં, સુંદર શામળીયા " એ લય. )

તન ધન છે નહિ તારૂં, શાણા સમજી લે, સમજી લે,
ભવનીર છે બહુ ખારૂં, મનથી માની લે, માની લે,—તન૦ ટેક

સ્ત્રી ધન સુતને ચિત્ત ચહે છે, મોહ મદિરામાં મસ્ત રહે છે,
અનેક મોટાં સંકટ સહે છે, (છતાં) પ્રેમથી મારાં કહે છે,
(પણ) કોઇ નથી ભાઇ તારું, શાણા સમજીલે, સમજીલે,—તન૦ ૧

ફક્કડ થઇને નિત્ય ફરે છે, કાળાં કૃત્ય અનેક કરે છે,
પાપ કરીને પેટ ભરે છે, છતાં અંતરે ગર્વ ધરે છે,
એ સઘળું અંધારૂં, શાણા સમજી લે, સમજી લે,—તન૦ ૨
**દીનાનાથ** તજી જૂઠી યારી, મનથી મટી જાને સંસારી,
ભાવે ભજ મહાદેવ મુરારી, ભજનામૃતની લ્હેજત ભારી,
બીજું નથી કોઇ બારૂં, શાણા સમજી લે, સમજી લે,—તન૦ ૩

## (૬૭) શ્રી ઇષ્ટ પ્રતિ સાધકની પ્રાર્થના.

( રાગ ઉપરનો )

જય અખિલ વિશ્વના સ્વામિ, પ્રભુ અંતર્યામી, અંતર્યામી.
ઘટ ઘટમાં વ્યાપ્યા નામી, પ્રભુ અંતર્યામી, અંતર્યામી—જય. ટેક
આપ વિના પ્રભુ પરમ દયાળુ, છેજ નહિ તો કયાંથી ભાળુ,
તિમિર તેજ આ કાળૂં કાળૂં, ટાળ્યું પ્રભુ આપી અજવાળું,
આગમ નિગમાગામી, પ્રભુ અંતર્યામી અંતર્યામી—જય. ૧
શુદ્ધ સત્વગુણ રૂપ તમારૂં, મુજને એ લાગ્યું અતિ પ્યારું,
ઘટ ઘટ સકટ દ્રસ્ય જગ સારૂ, સમજ્યો તુજથી કશું ન ન્યારું,
જ્ઞાન-દીપકને પામી, પ્રભુ અંતર્યામી, અંતર્યામી—જય. ૨
નાશ થયું શત્રુનું ટોળું, હવે નથી કાંઈ સ્હેજે પોલું,
પ્રભુ પ્રભુ વિણ અન્ય ન બોલું, પરમાનંદે પ્રેમે ડોલું,
**દીનાનાથ** સુખ ધામી, પ્રભુ અંતર્યામી, અંતર્યામી—જય. ૩

## (૬૮) જીવાત્મા રૂપી પોપટને શિખામણ.

(" મન માન કહયું તું મારૂંરે, ઓ લાડીલા મનવા " એ રાહ.)

જીવ ચતુર તને ચેતાવુંરે, ઓ પંખી પોપટજી
જો શીખામણ સમજાવુંરે, ઓ પ્રેમી પોપટજી—જીવ૦ ટેક
આ તનનું પીંજર તારૂં, જેને માને છે તું મારૂં,
કોનું છે કહી દે વારૂંરે, ઓ પંખી પોપટજી—જીવ૦ ૧

તું કોણ કહાંથી આવ્યો. ભાડાનું પીંજર લાવ્યો,
તું તો સમજ્યો હું ફાવ્યોરે, એ પંખી પોપટજી—જીવ૦ ૨
સારૂં સહુ સગવડવાળું, રંગીલું બહુ રૂપાળું,
મળ્યું પાંજરૂં રઢીઆળુરે, એ પંખી પોપટજી—જી૦ ૩
(પણ) દુર્ગંધી દુ:ખ દેનારૂં, છે નરક સમાન નઠારૂં,
શું લાગ્યું તને બહુ પ્યારૂંરે, એ પંખી પોપટજી—જી૦ ૪
નીરંતર નથી રહેનારૂં, એક પલ માંહે પડનારૂં,
ઉડી જવું પડશે પરબારૂંરે, એ પંખી પોપટજી—જીવ૦ ૫
કીરતાર કારીગર એનો, તે કસર કરે કંઇ શેનો,
તું તજ તોફાની ચેનોરે, એ પંખી પોપટજી—જીવ૦ ૬
પોપટજી પડદો ખોલો, તમે રામ નામ નીત બોલો,
કરો યાદ ગર્ભનાં કોલોરે, એ પંખી પોપટજી—જીવ૦ ૭
અરે ફૈલફીતુર સહુ છોડી, ભજો દીનાનાથ કરજોડી,
હજી ખબર પડી નથી મોડીરે, એ પંખી પોપટજી—જી૦ ૮

---

## (૬૯) આત્મજ્ઞાનનો ઉપદેશ.

("જમકા અજબ તડાકારે, તું કયા જાને લરકા બે" એ લય.)

શાણા સમજો સાચું જ્ઞાન, શાણા સમજો સાચું જ્ઞાન.
એક વસ્ત્રને વસ્ત્ર રૂપથી, જોવામાંજ જણાય;
વાણો તાણો જુદો કરતાં, રૂનો ગોટ ગણાય—શાણા૦ ૧
અલંકારને વિધવિધ જોતાં, વિવિધ નામ કહેવાય;
સૌમાં સુવર્ણ-દ્રષ્ટિ કરતાં, એક હેમ સમજાય—શાણા૦ ૨
ઘડો ઘડુલો ગોળી ગાગર, નામ અનેક ભણાય;
આદિ અંતમાં તેજ મધ્યમાં, મંટોડીજ મનાય—શાણા૦ ૩
દોરી જોતાં સાપ માનીને, બહુ ભયભીત થવાય;
પણ દોરીને દોરી જોતાં, નિર્ભય થઇ જવાય—શાણા૦ ૪

મહા સાગરમાં તરંગ ઝાઝાં, જુદાં દેખે કોય;
પણ પાણીનું પાણી તોએ, બીજું ક્યાંથી હોય—શાણા૦ ૫
પરમ તત્ત્વ જે પરબ્રહ્મ તે, અધિષ્ઠાન ઓળખાય;
**દીનાનાથ** કહે સદ્‌ગુરૂ સેવો, ત્યારે જ્ઞાન પમાય—શાણા૦ ૬

## (૭૦) યદ્યપિ જ્ઞાન શ્રેષ્ઠ છે; પરંતુ સગુણ બ્રહ્મ પરમાત્માનું ભજન ભૂલાવનારૂં શુષ્ક જ્ઞાન કેવળ નિરૂપયોગી છે.

(રાગ ઉપરનો)

સંતો ભજન વિનાનું જ્ઞાન, ખાલી છે ખોટું તોફાન
મુખથી બોલે જ્ઞાન જ્ઞાનને, માંગે માન સન્માન;
ખાન પાન મસ્તાન ફરે, અભિમાન ધરે નાદાન—સંતો૦ ૧
મારા જેવું કોઇ નથી, એ શુષ્ક જ્ઞાન અનુમાન;
ગુમાનમાં તે ગરક થઇને, ભૂલી જાય ભગવાન—સંતો૦ ૨
નહિ ભજન કે ધ્યાન ધરે, નહિ કરે પુણ્ય કે દાન;
બ્રહ્મ બ્રહ્મ કહી ભ્રમમાં ભટકી, ભૂલે ભજનનું ભાન—સંતો૦ ૩
હરિ ગુરૂ સંતને ચરણે નમવું, જેથી થાય કલ્યાણ;
તે નહિ કરતાં ક્યાં કોઇ ઠરતાં, પામી પદ નિર્વાણ—સંતો૦ ૪
ગર્વ કરાવે ભજન ભૂલાવે, એ શું કામનું જ્ઞાન;
**દીનાનાથ** પ્રભુ ભજન વિનાનું, જ્ઞાન નરક નીશાન—સંતો૦ ૫

## (૭૧) મનનો નિગ્રહ કરવાનો બોધ.

(રાગ ઉપરનો)

આપણું મન જો વશ થઇ જાય, તો સહજે સંસાર તરાય
શરીર રૂપી સુંદર રથ, ઈંદ્રિયો અશ્વ ગણાય;
મન રૂપ સારથી જેમ દોડાવે, તેમ દોડતો જાય—આપણું૦ ૧

રથની અંદર બેસનાર જીવ, મહારાજા મલકાય;
પણ મનને આધીન થવાથી, બહુ બહુ ગોથાં ખાય–આપણું૦ ૨
હાંકનાર જેમ હાંકે બેઠો, અશ્વો તેમ તણાય;
બુદ્ધિ રૂપી લગામ ખેંચી, દોડયો જતો જણાય–આપણું૦ ૩
શમતા ભોજન મમતા માખી, મનથી જો ન ખાય;
મારૂં મારૂં કરતાં મરતાં, કદીએ નહી ઠરાય—આપણું૦ ૪
મનનાં માન્યા સંકટ સાચાં, મનથી મોદ મનાય;
મન વિનાના માનવીઓ તે, જગમાં પશુ જણાય–આપણું૦ ૫
મન વિનાના જપ તપ સાધન, સઘળાં મિથ્યા થાય;
**દીનાનાથ** નિજ મન વશ થાતાં, ભવનો પાર પમાય–આપણું૦ ૬

## (૭૨) પ્રભુ સિવાય કોઇ આપણું નથી; છતાં મિથ્યા મારૂં મારૂં કરનારને બોધ.

મારૂં મારૂં કરે શાનેરે, માગી લીધું છે ખોળીઉં ભાડે
કાચી માટીનાં કુંભ સમાણી, કાચી છે આ કાયા;
અરે મુરખ એ કાયાની તને, મિથ્યા મમતા માયા—મારૂં૦ ૧
માંદો પડશે મરણ પથારી, સૌ કોઇ આવે ત્યારે;
માલમતા મિલ્કતને પૂછી, ભાઇ ભાઇ કહે પ્યારે—મારૂં૦ ૨
ભાડું પુરૂં થતાં તુરત તે, છોડવી પડે તે વારે;
કાઢો કાઢો કહેતાં જલદી, ઘરની બાહેર કાઢે—મારૂં૦ ૩
ગૃહ ધન ધામ ધરા સ્ત્રી સુતમિત, તું તારૂં સૌ ધારે;
સાચે સાચું કહું છું ભાઇ, તારૂં નથી તલ ભારે—મારૂં૦ ૪
દાન પુણ્ય સત્સંગ ભજન કરી, પ્રભુનું નામ ઉચ્ચારે;
**દીનાનાથ** કહે તે તારૂં થઇ, અંતે ધાસે વા'રે—મારૂં૦ ૫

## (૭૩) મમતા તજીને શરીરનું સાર્થક કરી લેવાનો ઉપદેશ.

( રાગ ઉપરનો )

મારૂં મારૂં કરે છે કેમરે, શું છે કહી દે તું મારૂં
કોનાં માત પિતા સુતદારા, કોણ નિત્ય ટકનારૂં;
ધામ ધરા ધનનાં શા લેખાં, શરીર પણ પડનારૂં—મારૂં૦ ૧
મમતા રૂપ વિષ વલ્લી ખાઇ, મરે મુરખ શા સારૂં;
વિષ ખાધું ને ઝેર ચઢયું હવે, કેમ બચે જોઉં વારૂં—મારૂં૦ ૨
મતલબ માટે મળ્યું ગુંચવણું, કેમ ન લાગે અકારૂં;
નિશદિન વગડે નાદ ગડગડે, કાલ કરાલ નગારૂં—મારૂં૦ ૩
મારાં મારાં કરી મરે પણ, કોઇ નથી ભાઇ તારૂં;
તારૂં તો તુજ સંગે આવે, પણ અંતે સૌ ન્યારૂં—મારૂં૦ ૪
કુટુંબ કબિલા પરિવારનાં, લોકો બધા ઉતારૂ;
ગરજ સરી કે વે'લું મોડું, સહુ કોઇ જાનારૂં—મારૂં૦ ૫
આ શુભ સાધન નર તન પામી, કરી લે સાર્થક સારૂં;
**દીનાનાથ** કહે ગુમાવ નહિ આ, ભવ તરવાનું બારૂં—મારૂં૦ ૬

---

## (૭૪) પોતાના મકાનમાં આગ લાગે તો, તે જાણીને કોણ સુખે સુઇ રહે ?! કોઈ નહિ,

### પરંતુ આગ લાગ્યા છતાં જે અજ્ઞાની જનો ઉંઘે છે તેને ઉપદેશ.

( "હરિ હું શું કરૂં રે, મારો માયા ન મૂકે કેડો" એ ઢાળ. )

મૂર્ખા શું ઉંઘો છોરે, જુઓને આગ ભભૂકો લાગ્યો
અજ્ઞાન રાતે મોહ રુપ નિદ્રા, સહ લાગી જ્યાં લગની;
તેવે યોગમથી સળગી ઊઠયો, ત્રિવિધ તાપનો અગ્નિ—મૂર્ખા૦ ૧
આગ ભભુકે લાગી ભાઇઓ, ઝટપટ ઉંઘને ત્યાગો;
અંદર જે કંઇ હોય તમારૂં, તે લઇ લઇને ભાગો—મૂર્ખા૦ ૨

સંસાર રૂપી બંગલો તેમાં, દવ લાગ્યો છે મોટો;
ચેત પ્રાણીઆ તું તો તારાં, લઇ લે દોરી લોટો—મૂર્ખા૦ ૩
ચેત્યા નહિ પણ હજુ ચેતીને, ઉઠો નહિ તો ખોશો;
દીનાનાથ પછી જાગી મોટી, પોક મૂકીને રોશો—મૂર્ખા૦ ૪

## ( ૭૫ ) જીવાત્માને ચેતવણી.

[ રાગ–સારંગની દેશી ]

" આંખો કેમ ફુટી, કેમ ફુટી " એ રાહ.

રે જીવ જો જાગી, જો જાગી ! શું ઉંઘે હીણુભાગી !–રે જી. ટેક.
જો ત્રણે તાપની આગ અચાનક, ચોગરદમથી લાગી;
તો પણ તું તો પડી રહ્યો છે, ઉઠ આળસને ત્યાગી !–રે જીવ. ૧
જો કેવળ કાચા કાચની કોડી, કાયા કુમળી કાંગી;
એ ફુટ દઇ ફુટી જાશે, પછી મળવાની નથી માંગી !–રે જીવ. ૨
તું તો ખાસો પ્રેમ પેખીને, રમણુ કરે થઇ રાગી;
પણ અંતે કઈ ચીજ કોઇને, જરાએ ખપમાં લાગી !–રે જીવ. ૩
આ દુનીયાની કપટ કળા છે, અતિ નીચ ને નાગી;
તેમાં શું સપડાયો શાણા, વિસરી જા વરણાગી !–રે જીવ. ૪
સતસંગતમાં રામ રટણુ કરી, થઇ જા સુખી સુભાગી;
દીનાનાથ પ્રભુ ભજી લે ભાવે, ભેદ ભરમને ભાંગી !–રે જીવ. ૫

## (૭૬) મૂર્ખને શિખામણ.

( રાગ ઉપરનો )

મુરખ કેમ ભટકે, કેમ ભટકે ? તું હજુપણુ કેમ ન અટકે?–મુ૦
અરે લાલચમાં લલનાનાં લાડે, લલચાયો શું લટકે;
ખરો લાભ ખોઇ નાંખે તે શું, જરા ન મનમાં ખટકે!–મૂરખ૦ ૧
ભણુતરમાં તું ભૂલો પડયો, તારા ચિતમાં ચિંતા ચટકે;
આ ભવ તરવાની છેલ્લી વેળાએરે, કેમ છેકજ તું છટકે !–મૂ૦ ૨

આ મારૂં રે મારૂં રે 'કરતાં મોહ્યો, મોહ માયાને મટકે;
પણુ અંતે કોણુ બેલી છે તારૂં, સગાં તો સૌ કોઇ સટકે !-મૂ૦ ૩
અરે આખો તે લાડવો કેમે ખવાય, સૌ ખાય છે કટકે કટકે;
આ અગમ અમીરસનો પ્યાલો તેમ, પીઇ લે ઘટકે ઘટકે-મ૦ ૪
જોરને તોર તારાં જશે ઝપાટે, ફૂટ દઇ એકજ ફટકે;
પ્રભુ ભજવાનું છોડી દીનાનાથ, મિથ્યા શું માથું પટકે-મૂ૦ ૫

## [ ૭૭ ] ખોટી ચિંતા કરીને બેસી રહેવાથી કંઈ વળતું નથી, માટે ચિંતાનો ત્યાગ કરીને પ્રભુનું ભજન કરવાનો ઉપદેશ.

[ રાગ સોરઠ–ત્રિતાલ. ]

મૂરખ કેમ થાકે છે દોડી !
તું માન શીખામણુ થોડી !—મૂરખ૦ ટેક
થશે થવાનું જશે જવાનું, ભલે મરે શિર ફોડી—મૂરખ૦ ૧
કરોડપતિઓ પણુ બહુ મુઆ, મિલ્કત જોડી જોડી—મૂરખ૦ ૨
મરવાની વારી છે નક્કી, જરી વ્હેલી કે મોડી—મૂરખ૦ ૩
જો જરી જાગી અરે અભાગી, સંગે નાવે કોડી—મૂરખ૦ ૪
દીનાનાથ રઘુનાથ ભજી લે, સઘળી ચિંતા છોડી—મૂરખ૦ ૫

## (૭૮) માયાની ગફલતમાં પડેલાને સંત સમાગમનો તથા પ્રભુનું ભજન કરવાનો ઉપદેશ.

( "રામનું ભજન તમે ભુલશો મા ભાઈ" એ રાહ. )

હરિ ગુરુ સંતોની સાચી સગાઇ, રામ કૃષ્ણુ રામ કૃષ્ણુ બોલો મારા ભાઇ
બાકી બીજાં બધાંની ઠાલી ઠગાઇ, રામકૃષ્ણુ રામકૃષ્ણુ બોલો મારા ભાઇ હ૦
મતલબ માટે મારાં કહે પણુ, અંતે તો કોઇ નહિ આવેરે ધાઇ-રામ.૧

કોઇ નથી કોઇનું રે સમજી લેજો, માત તાત ભ્રાત ને જાયા જમાઇ–રામ.૨
હસી હસાવતાં હેતે બોલાવતાં, જ્યાં સુધી લાલચ હોસેરે કાંઇ–રામ.૩
ઘર ધંધામાં ગુંથાઇ ગુંથાઇને, લઘુતામાં કેમ રહ્યા લપટાઇ–રામ.૪
ભુંડા તે ભોગમાં શીદ ભરમાયા, હજુ શું લાગે નવી નવાઇ–રામ.૫
આશાની ફાંસીમાં કેવાં ફસાયા, રહ્યા નહિ કેમ હજુ ધરાઇ–રામ.૬
ચેતો ચતુર ચેતાવું છું ચાહીને, કશોએ સાર નથી ભુંડી ભવાઇ–રામ.૭
**દીનાનાથ** કહે જીવ સાર્થક કરવા, હેતેથી લ્યો હરિનાં ગુણ ગાઇ–રામ.૮

---

## (૭૯) જ્ઞાનની સાચી સાર્થકતા તો નિર્મળ, ભાવથી પ્રભુનું ભજન કરવામાંજ છે.

(“મન તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે” એ રાહ.)

જેને જ્ઞાન ભીતરે ગળે કે, તે તો ભજનાનંદે ભળે
તે જ્યાં ભજનાનંદે ભળે કે, તેનો દ્વંદ્વ ભાવ પણ ટળેરે–જેને૦ટેક
સંત સમીપે સાવધાન થઈ, તત્ત્વ વાત સાંભળે;
સંસારી થઈ ભલે ફરે પણ, ખોટી મમતા ખળેરે—જેને૦ ૧
ચપટીમાં ચંચળ થઇ જાતું, ચિત્ત કદી નવ ચળે;
અંતરમાં અજવાળું થાતાં, આત્માનંદ ઉછળેરે—જેને૦ ૨
કષ્ટ પડે ત્યારે કજીયો કરી, શાને તે કળકળે;
પરમાનંદ મગન થઇ ડોલે, પરમ તત્ત્વ જે કળેરે—જેને૦ ૩
જન્માંતરનાં પાપ તાપ, અજ્ઞાન બીજ પણ બળે;
જેમ કાષ્ટ પાવકમાં પડતાં, પત્તો ક્યાંથી મળેરે—જેને૦ ૪
વિવેક ધારી વાત વિચારી શુભ વૃત્તિએ વળે;
**દીનાનાથ** પ્રભુ હરિરસ રંગે, બ્રહ્મતત્ત્વ ધન રળેરે—જેને૦ ૫

---

## (૮૦) સત્ય સુખનું સાધન દ્રવ્ય નથી. સત્ય સુખનું સાધન તો ભક્તિ છે.

( રાગ ઉપરનો )

સંતો દ્રવ્ય નથી સુખકારી, સમજો દ્રવ્ય નથી સુખકારી
મેળવતાં રક્ષણુ કરતાં, શીખવી દે રીત ન્હારી;
વહાલામાં વિરોધ કરાવે, ચલવે મારામારી—સંતો૦ ૧
આંખ છતાં અંધાપો આણે, ગર્વ કરાવે ભારી;
અભિમાનમાં અક્કડ રાખી, વાત વધાવે ન્યારી—સંતો૦ ૨
બેસાડે પણ ઠાઠમાઠથી, સૌ તરણા સમ ધારી;
વિવેકને વેગે વિસરાવે, બનાવી દે અવિચારી—સંતો૦ ૩
માન અને મોટાઇ મળતાં, ચઢી જાય ખુમારી;
બોધ કદી નહિ માને કોઇનો. મતી ભમતી મદકારી—સંતો૦ ૪
**દીનાનાથ** કહે ભજન કરો ભાઇ,મન-વિકારને મારી;
સાચું સુખ તો ભકિતમાં છે, ભકિત મુક્તિ દેનારી—સંતો૦ ૫

---

## (૮૧)જગતમાં નાશવંત ધન વિનાના ખરા નિર્ધન નથી. ભક્તિરૂપી ધન વિનાના લોકોજ ખરા નિર્ધન છે.

( રાગ ઉપરનો )

સંતો નિર્ધન કોને કહેવાં, સમજો નિર્ધન કોને કહેવાં?!
અજ્ઞાની જન મિથ્યા વસ્તુ, માટે દુખડાં જાણે;
રડતાં ને પડતાં પ્રભુ કહેતાં, અતિ કલેશ ઉર આણે-સંતો૦ ૧
રાગ દ્વેષ ભરપૂર ભરેલાં, જે ભગવાન ન ભજતાં
ખરેખરાં નિર્ધન તે જાણો, જે અભિમાન ન તજતાં-સંતો૦ ૨
રામ નામનું નાણું ભરી, ભંડાર ભજનથી ભરતાં;
તે અતિ દીન કંગાલ બાપડાં,મરતાં પણ નથી ડરતાં-સંતો૦ ૩

મહાદેવ જે સૌથી મોટા, કશું ન રાખે પાસે;
કોણ દરિદ્રી કહેશે તેને, જે છે પ્રભુ વિશ્વાસે—સંતો૦ ૪
સૂર્ય ચંદ્ર પણ મોટા છે, જેને કોઈ નહિ વખોડે;
એકજ [1]અંબર રાત દિવસ તે, વારાફરતી ઓઢે—સંતો૦ ૫
**દીનાનાથ** કહે જે ધનપતિ, બહુ લોભ પાપ નથી તજતો;
ખરેખરો નિર્ધન તે જાણો, જે પ્રભુને નથી ભજતો—સંતો૦ ૬

---

## [૮૨] નિર્ધનનું ધન રામ.

[ રાગ ઉપરનો ]

અમારૂં નિર્ધનનું ધન રામ. અમારૂં નિર્ધનનું ધન રામ,
અમારૂં નિર્બળનું બળ રામ, અમારૂ નિર્બળનું બળ રામ-અ૦ ટે.
રામ ગરીબનો બેલી મોટો, નાથ અનાથનો રામ;
નિરાધાર આધાર રામ છે, રામ રહ્યો સહુ ઠામ—અ૦ ૧
સકળ જગતનું મૂળ રામ છે, રામ ધર્મનું ધામ;
કર્મ તણો જે મહા મર્મ તે, રામ રામ ને રામ—અ૦ ૨
બગડી બાજી રામ સુધારે, રામ એજ સત કામ;
અંતે સંગે જતાં ન દીઠાં, તન ધન ધરણી ધામ—અ૦ ૩
શિવ સનકાદિક નારદ શારદ, રટે રામનું નામ;
કયો કૃતઘ્ની કુકર્મગામી, વિસરે રઘુપતિ રામ—અ૦ ૪
સમજો ચાર અરાઢ છએનો, અર્થ એક છે રામ;
**દીનાનાથ** કહે પ્રેમભાવથી, બોલો જય જય રામ—અ૦ ૫

---

૧ અંબર એટલે આકાશ અને અંબરનો અર્થ વસ્ત્ર પણ થાય છે.

## [૮૩] પ્રભુનું નામ સ્મરણ કરવાનો ઉપદેશ

("ધીમા ધીમા ચાલોને મારા પ્રાણરે" એ લય.)

મના મુખથી શ્રી કૃષ્ણ કૃષ્ણ ભાખરે ! !
બીજી મિથ્યા લવારી શાને કરે ?
બોલ હરે રામ હરે—સ્વાદ ચાખરે !—મના૦
"ષડરસ ભોજનને તજી, પ્રભુ નામસુધારસ પી;"
"શબ્દ સ્પર્શ રૂપ ગંધરસ, વિષય વીષ સમજી"
મીઠું છે શ્રી હરિ નામ કેવું પ્યારું !
સુત દારા ને વિત્ત કોઈ નથી તારું !
**દીનાનાથ** કહે કૃષ્ણ નામ સૌથી સારૂં !
ભાન રાખરે ! મના મુખથી શ્રી કૃષ્ણ કૃષ્ણ ભાખરે !

---

## [૮૪] વૃદ્ધજનોને બોધ.

(રાગ ઉપરનો)

દિન વીતિ ગયો રહી રાતરે !!
છતાં વશ થઈ પ્રમાદ કેમ બેસી રહ્યો ભ્રાત, ?
મન રાખીને નિરાંત, કહે વાતરે !—દિન૦

**સાખી**

બાળપણું રમતે ગયું, ગયું જુવાની જોર;
વૃદ્ધ અવસ્થા આવી ગઈ, તો પણ તજ્યો ન તોર,
"મૂરખ મમતા ને મોહમાં શાને મુએ"
"હીરો હાથે ચઢેલો શાને ખુએ"
"સત્સંગ ગંગ નીર મૂકી ન્હાય કયમ કુવે"
"એમ જાણ્યું પ્રભાત થશે શાને સુએ"
**દીનાનાથ** રે !—દિન૦

---

## [૮૫] જૂઠી દુનીયા

("શું કહું કથની મારી" એ રાહ.)

જૂઠી દુનીયાદારી આ......જૂઠી દુનીયાદારી
ગૃહ ધન સુતને નારી આ......જૂઠી દુનીયાદારી—જૂઠી.
પોતાની મતલબને માટે, પ્રિય વચન વદનારી;
દુનીયા સઘળી મતલબ માટે, હસનારી રડનારી!—આ...૧
સ્વપ્ન વિષે જ્યમ ભૂમંડલની, મળી ગઇ અખત્યારી;
જાગ્રત થાતાં મિથ્યા જેવી, જૂઠી દુનીયાદારી!—આ...૨
વૃક્ષ-ઠુંઠાને ભૂત માનીને, બીહે બાળક અવિચારી;
(તેમ) જૂઠી માયા જૂઠી કાયા, જૂઠી મારી તારી!—આ...૩
"**દીનાનાથ**" આ ત્રિગુણી માયા, જૂઠી મનથી ધારી;
ગોવર્ધન ગિરિવરધર નટવર, ભાવે ભજો મુરારી!—આ...૪

---

## [૮૬] હઠીલી બુદ્ધિ રૂપી સ્ત્રીને શીખામણ

("પતિ વિના પ્રમદાનાં મનનાં પૂરાય ક્યાંથી કોડ" એ રાહ.)

હઠીલી હઠ નહિ કર, બુદ્ધિબાઇ વિવેક વાત વિચાર
અસાર આ સંસાર વિષે, બાઇ સમજી લેવો સાર
બુદ્ધિ બાઇ સમજી લેવો સાર—હઠીલી. ટેક
ચોર ગુરૂની શીદ થઇ ચેલી, વિષય વાસનામાં બની ઘેલી,
ધામ ધરા ધન જન જોબનની, ચટકી છે દિન ચાર;
બુદ્ધિ બાઇ ચટકી છે દિન ચાર—હઠીલી. ૧
છાની માની છેલ છબીલી, રાખ ભજનનો રંગ રસીલી,
નાગી વરણાગી ત્યાગી જો, જાગી જગત લગાર;
બુદ્ધિ જો જાગી જગત લગાર—હઠીલી. ૨
આત્મા પ્રભુ તણી પટરાણી, ગુણીયલ જ્ઞાની ડાહી શાણી,
ભક્તિનો શણગાર સજી, કંઇ રાખ ભામિની ભાર;
બુદ્ધિબાઇ રાખ ભામિની ભાર—હઠીલી. ૩

સતી થઇ કેમ પતિ વિસારે, કશું ન વળશે ફાંફાં મારે,
પ્રાણસખી પૂરણ પ્રેમે કર, પ્રાણપતિનો પ્યાર;
બુદ્ધિ બાઇ પ્રાણપતિનો પ્યાર-હઠીલી. ૪
કોનો પતિ ને કોની નારી, ભજ ભગવાન ગુમાન ઉતારી,
**દીનાનાથ** ભજ નાથ દયાળુ, નારાયણ નિરધાર;
બુદ્ધિ બાઇ નારાયણ નિરધાર—હઠીલી. ૫

## [૮૭] મનનો નિગ્રહ કરવાનો બોધ

("મુખડાંની માયા લાગીરે, મોહન તારાં" એ રાહ.)

મન તો મારીને રહીએરે, ઓ બેની મારી
મનનું કહ્યું ન કરીએ, મનના માર્યા ન મરીએ,
એ મનને દબાવી દઇએરે, ઓ બેની મારી—મન તો૦ ૧
મન છે માંકડા જેવું, ઠરીને બેસે ન એવું.
એ મનને સમજાવી કહીએરે, ઓ બેની મારી—મન તો૦ ૨
ચંચળ મનને રોકી લઇએ, ભરોસો રાખી ન રહીએ,
સુખ દુઃખ આવે તે સહીએરે, ઓ બેની મારી—મન તો૦ ૩
મનને ફાંસે ન ફસીએ, મનની વાંસે ન ધસીએ,
સાધુઓનો સંગ ચહીએરે, ઓ બેની મારી—મન તો૦ ૪
**દીનાનાથ** પ્રભુને ભજીએ, જૂઠી સૌ જંજાળો તજીએ.
સંતોની છાંયામાં જઇએરે, ઓ બેની મારી—મન તો૦ ૫

## [૮૮] શ્રી હરિનું ભજન કરવાનો બોધ.

(રાગ ઉપરનો)

હરિનું ભજન કરીએરે, હરિનાં જનો
હરિનું ભજન કરીએ, વિષય વાતો વિસરીએ,
પ્રપંચને પરહરીએરે, હરિનાં જનો— હરિનું. ૧

જો ભજો ભગવાન ભાવે, તો અંતે વિમાન આવે,
એમાં શંકા નથી જરીએરે, હરિનાં જનો— હરિનું૦ ૨
પાપી જે અજ્ઞાની અંધા, તેનાં છે નિંદાના ધંધા,
તે દુષ્ટોથી શાને ડરીએરે, હરિનાં જનો— હરિનું૦ ૩
તુળસી માળા ને ચંદન, જેથી રીઝે જદુનંદન,
અંગે એ શણગાર ધરીએરે, હરિનાં જનો— હરિનું૦ ૪
લોકોની લાજે ના રહીએ, પ્રસાદીને પ્રેમે લઇએ,
ભક્ત થઇ આનંદે ફરીએરે, હરિનાં જનો— હરિનું૦ ૫
ભજન ભંડાર ભરીએ, શાંતિને મંદિરે ઠરીએ,
**દીનાનાથ** તો સ્હેજે તરીએરે, હરિનાં જનો—હરિનું૦ ૬

---

## [૮૯] શ્રી કૃષ્ણ ભગવાનની મુરલીનો મધુર બ્રહ્મનાદ શ્રવણ કરીને દોડી આવેલી પ્રેમઘેલી ગોપિકાનાં ઉદ્દગાર.

(રાગ ઉપરનો)

આવી તે શું લ્હે લગાડીરે, પ્રભુજી મારા
લ્હે લગાડી ગિરિધારી, હવે મેલું કેમ વિસારી,
હરિ હું તો થઇ ગાંડીરે, પ્રભુજી મારા— આવી. ૧
સુતી હતી હું નિરાંતે, ઉઠાડી મુને મધરાતે,
મધુરી બંસી વગાડીરે, પ્રભુજી મારા— આવી. ૨
બની હું તો બહુ ઘેલી, દોડી વ્હેલી આવી પ્હેલી,
જુઓ ઉભી છું અગાડીરે, પ્રભુજી મારા— આવી. ૩
હવે પૂછો કેમ આવી, હું પૂછું કે કેમ બોલાવી,
સુતેલીને કેમ જગાડીરે, પ્રભુજી મારા— આવી. ૪

છોડી દીધી વાતો આડી, એકજ વાત તમારી માંડી,
**દીનાનાથ** ભજું દાડી દાડીરે, પ્રભુજી મારા—આવી. ૫

## [૯૦] શ્રીરામ પ્રભુની પ્રાર્થના.

( રાગ-સોહિની. ત્રિતાલ. )

અમારી રાખો રામજી લાજ
સુણજો અરજી આજ-અમારી. ટેક
શરણાગત પાલક પરમેશ્વર, રામચંદ્ર મહારાજ—અમારી૦ ૧
નાથ બિરાજો છો ઘટઘટમાં, સૌના છો શિરતાજ—અમારી૦ ૨
ભૂ જળ તેજ સમીર ખ સુંદર, શોભે સઘળાં સાજ—અમારી૦ ૩
દીન દાસ નિજ જન જાણીને, પૂર્ણ કરો સૌ કાજ—અમારી૦ ૪
**દીનાનાથ** પ્રભુ શરણે રાખો, સદા ગરીબ નિવાજ—અમારી૦ ૫

## [૯૧] શ્રી કૃષ્ણ ભગવાનની પ્રાર્થના.

(બાગેસરી કાનરો. ત્રિતાલ.)

શ્યામ સુંદર શ્રી કૃષ્ણચંદ્ર વ્રજનંદ નંદ શ્રી ગિરિધારિ,
મોહન મનહર શ્રી મુરલીધર મુકુંદ માધવ મુરારી—શ્યામ.૧
ઘનશ્યામ રામ ગોપીજન વલ્લભ ગોકુલમેં પ્રભુ ગૌ ચારી:
દ્વારકાધીશ રૂકિમણીસતિ પતિ ગતિ ગહન અતિ હૈ ભારી-શ્યામ.
જય ગોપાલ શ્રી નંદલાલ પ્રભુ ગ્વાલ બાલકી બલિહારી;
**દીનાનાથ** કે નાથ દયાઘન શરન ગ્રહો ભવ ભય ટારી—શ્યામ.

## [૯૨] સગુણ ભજનનો બોધ.

(ખડી રંગતની લાવણીનો રાહ.)

પરમ પવિત્ર સગુણ ચરિત્ર, શ્રી હરિનાં વર્ણન કરવાં;
આનંદ કંદ સંતો સાધુને, સદ્ભાવે સેવન કરવાં—૧

સંતની સંગે અંતર રંગે, રામ નામ મુખથી બોલો;
હરિના સન્મુખ હરિ ભજનમાં, પ્રેમાનંદ વિષે ડોલો—૨
ભક્તિ જ્ઞાનની મિઠડી વાતો, ભક્ત મુખેથી શ્રવણ કરો;
પ્રેમ ધરી સત્સંગ કરીને, ભવસાગરને શીઘ્ર તરો—૩
પ્રેમ પ્રવાહે અંતર માંહે, મૂર્તિ ઠસાવો શ્રીવરની;
હરિ ભજન-મર્યાદા એવી, સાચા સદ્દગુરૂના ઘરની—૪
સ્મરણ ભજન પૂજન ને દર્શન, કરો ધરો ધરણીધર ધ્યાન;
**દીનાનાથ** કહે તો તો નક્કી, મુક્તિ લાભ મળે નિર્વાણ—૫

---

## [૯૩] મોક્ષનું સુખ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન સત્સંગ છે.

(રાગ–સોરઠ. તાલ–તેવરા.)

મતિ-મલ હરણ ભવ ભય તરણ, સંતનું શરણ સુખકાર છે;
નર-તન તણું સાધન દીધું, એ પ્રભુ તણો ઉપકાર છે— મતિ૦
સમજી વિચારી ચાલજો, જીવન તણા દિન ચાર છે;
જે ક્ષણ ગુમાવે ફરી ન આવે, વાત એ નિરધાર છે— મતિ૦
વિષયોને વિસરી ભજો હરિ, સંસાર દુ:ખ અપાર છે:
પ્રપંચ પાપો દંભ કાપો, શાં સગાં સુત નાર છે— મતિ૦
ગૃહ નાર ધન ભંડારનો, જે ગર્વ કરે તે ગમાર છે;
સંતનું શરણ ભવ તરણ, **દીનાનાથનો** એ વિચાર છે— મતિ૦

---

## [૯૪] જગતમાં પરમાત્માના સત્ય ભક્તો-સંતોજ આપણું પરમ-કલ્યાણ કરનારા છે.

( રાગ-ભીમપલાસી. ત્રિતાલ. )

જગમાં સંત પરમ હિતકારી
પ્રભુ પદમાં પ્રીતિ પ્રગટાવી, ભ્રાંતિ ભાંગે ભારી—જગમાં. ૧
પ્રાણી માત્ર પર પરમ કૃપા કરી, શિવ સમ સૌ દુઃખ હારી—જગમાં. ૨
**દીનાનાથ** કહે સંતસંગથી, પ્રગટ મળે ત્રિપુરારી—જગમાં. ૩

---

## (૯૫) કલિયુગ દોષનો ભંડાર છે, પણ જો કલિયુગમાં પ્રભુનું ભજન થાય, તો તુરત મોક્ષ મળી જાય છે.

( "પ્રગટ મળે સુખ થાય ગિરિધર પ્રગટ મળે સુખ થાય" એ રાહ.)

કેવો કેર કર્યો કળિયુગે, કકડતો કેર કર્યો કળિયુગે ! ! !
સૌ ઉંઘ્યા છે ઉંધે, કકડતો કેર કર્યો કળિયુગે—ટેક
પવિત્રતા ને જપ તપ સઘળાં, ત્રણે ગયાં સંતાઇ;
દયા દાનને સત્ય બોલવું, લેશ રહ્યું નહિ બાઇ—કેવો૦ ૨
સઘળાં જીવો તુચ્છ આળસુ, પેટ ભરા થઇ બેઠા;
ઢોંગ—સોંગ ને પ્રપંચ પાખંડ. પૂરેપૂરાં પેઠા—કેવો૦ ૨
મંદ ભાગ્યના મંદ બુદ્ધિથી, મદાંધ થઇને ફરતાં:
પેટને માટે પાપ કર્મ કરતાં, કદી કો નવ ડરતાં—કેવો૦ ૩
પ્રત્યેક પ્રાણી રોગી વ્યસની, કોઇ નવ દીસે સાજું:
જ્યાં જોઇએ ત્યાં કજીઓ કલેશને, જગ સૌ દુઃખીયું ઝાઝું—કેવો૦ ૪
કોઇને બીડી કોઇ અફીણી, કોઇ તંબાકુ ફાકે
કોઇ ભંગેરી કોઇ ગંજેરી, દારૂડીયા નહિ થાકે—કેવો૦ ૫
સાધુઓ પાખંડી પૂરા, ત્યાગી થયા ઘરબારી;
વિપ્રો સંધ્યા કર્મ ન કરતાં, નોકરી કરે સરકારી—કેવો૦ ૬

કન્યા વિક્રય વધવા લાગ્યો, ધણી ધણીઆણી લડતાં;
ખાસ સ્વાર્થનાં મિત્ર થાય છે. ભાઈ પરસ્પર વઢતાં—કેવો ૭
રાંધ્યાં અન્ન વેચાવા લાગ્યાં, વિપ્ર વેદ વેચે છે:
સત્ય બોધ કોઇ માને નહિ, સો પોતાનું ખેંચે છે—કેવો૦ ૮
સ્ત્રીઓએ મર્યાદા મૂકી, વિચિત્ર વસ્ત્રો પહેરી;
બુટ સ્ટોકીંગ ને છત્રી ઓઢી, ભટકે શેરી શેરી—કેવો૦ ૯
પ્રાતઃકાળમાં ઉઠતાં સાથે ચાહનો વળગ્યો ચાળો;
છતી આંખે અંધાપો આણી, ચસ્મે ધખ ચટકાળો—કેવો૦૧૦
ચરણની ઉપર ચરણ ચઢાવી, બેસી ગપ્પાં મારે:
સ્વામિ જ્યારે સવ્ય કહે, અપસવ્ય કરે તે વારે—કેવો૦૧૧
ભણવું ગણવું સ્વામિ સેવા. પુત્રને શિક્ષણ દેવું;
પ્રાપ્ત પતિ પરમેશ્વર માની, ગમતું નથી ઘર રે'વું—કેવો૦૧૨
જ્યારે કોઇ મળવા આવે, ત્યારે સ્ત્રી વાતે વળગે;
મૂર્ખ પતિમન આનંદ પામે, પણ છેવટ ઘર સળગે—કેવો૦૧૩
ક્ષત્રિયે હથીયાર તજ્યાં ને, બ્રાહ્મણ કરે ગુલામી;
પૃથ્વીનાં પ્રત્યક્ષ દેવ તે, ઘર ઘર ભરે સલામી—કેવો૦૧૪
ધર્મગુરૂઓ ધર્મ ધતીંગે, માંડી દુકાનદારી;
શિષ્ય તાપ હરવાને બદલે, થઇ બેઠા ધનહારી—કેવો૦૧૫
સાધુઓને કષ્ટ પડે છે, ઢોંગી મોજ કરે છે;
જગને ઠગવા બગલા ભગતો, બક સમ ધ્યાન ધરે છે—કેવો૦૧૬
દોષ તણો ભંડાર કલિ પણ, ગુણ મોટો કલિ કેરો;
**દીનાનાથ** પ્રભુ ભજન વડે, મટે જન્મ મરણનો ફેરો—કેવો૦૧૭

## (૯૬) શ્રી પરમાત્માની કૃપા વિનાની ચતુરાઈ નકામી છે. માટે પ્રભુનું ભજન કરીને પ્રભુને રીઝાવો !!!

( રાગ—બિહાગ. ત્રિતાલ. )

હરિનું ભજન કેમ નહિ ભાવે ?!
શી ચતુરાઇ ચલાવે !—પ્રભુનું૦ ટેક
પરમાત્માની કૃપા વિના કંઇ, જ્ઞાન કામ નહિ આવે !-હરિનું૦૧
પ્રભુ રમાડે તેમ રમે સૌ, જેમ મદારી નચાવે !-હરિનું૦૨
**દીનાનાથ** રઘુનાથ રીઝે તો, પરમ પદારથ પાવે !-હરિનું૦૩

---

## ( ૯૭ ) પ્રભુને મેળવવાના અન્ય સર્વ માર્ગો કરતાં ભક્તિ માર્ગજ શ્રેષ્ઠ છે.

( રાગ ઉપરનો )

સમજો ભક્તિ માર્ગ બહુ સારો
વિચારો નરને નારો-સમજો૦ ટેક
સૌથી સીધો માર્ગ એક એ, ભવનું દુઃખ હરનારો-સમજો૦ ૧
ભવ તરવાનાં ઘણા માર્ગ છે, પણ આ સુખ દેનારો-સમજો૦ ૨
ઉંધા અવળા વાંકા રસ્તા, શા માટે મન ધારો—સમજો૦ ૩
અતિ સુરસ અતિ સ્હેલો સુંદર, સર્વોત્તમ દરનારો—સમજો૦ ૪
શ્રેયસ્કર શુભ માર્ગ ભજનનો, ક્યમ લાગે નહિ પ્યારો-સમજો૦ ૫
**દીનાનાથ** કહે પ્રભુ ભજન વિણ, નથી અન્ય કોઇ આરો-સમજો૦ ૬

---

## (૯૮) ભવપાર થવામાં મુખ્ય ભજનનોજ આધાર છે.

( રાગ ઉપરનો )

ભજન વિણ નથી અન્ય આધાર
ભવ પાર થવા નિરધાર-ભજન વિણ૦ટેક
નહિ ખપ લાગે સ્ત્રી સુત મિત્ર કે, દ્રવ્ય તણા ભંડાર-ભજન૦ ૧

સત્ય રહેજ પણ કંઇ નથી અહીં, જુઠો સૌ સંસાર—ભજન૦ ૨
શુક સનકાદિક સંત મળીને, કીધો નક્કી વિચાર—ભજન૦ ૩
શ્રુતિ સ્મૃતિ પુરાણ મથીને, કાઢયું આ ઘૃત સાર—ભજન૦ ૪
**દીનાનાથ** કહે ભજન વિના નહિ, ઉઘડે મુકિત દ્વાર—ભજન૦ ૫

## ( ૯૯ ) ભજનનો ઉપદેશ.

(રાગ-પરજ સોહિણી "જપીએ નામ જાકોરી" એ લય.)

તું ભજન પ્રભુનું કરરે !
તું કેમ થયો નિડરરે ?—તું૦ ટેક.

સંગે નાવે સ્વજન સગાં કે, નાવે ઘર કે જરરે !-તું૦ ૧
કયાં સુધી તું ઉંઘ્યા કરશે, કંઇ તો સખ ફીકરરે !-તું૦ ૨
ટાંપી રહયો છે કાળ શીર પર, ચેત ચેત ઓ નરરે !-તું૦ ૩
વિકટ પંથ પરલોક તણો છે, બાથું ભકિતનું ભરરે !-તું૦ ૪
આવો અવસર મળશે નહિ ફરી,રાખીશ નહિ કસરરે !-તું૦ ૫
સંત સંગ કરી સ્મરણ ધ્યાન ધરી, પ્રભુ શરણમાં ઠરરે!-તું૦ ૬
**દીનાનાથ** ભજી નિર્મલ ભાવે, ભવ સાગરને તરરે !-તું૦ ૭

## [૧૦૦] આર્તપણામાં અતિ દીનતાથી પ્રેમ પૂર્વક પ્રભુ-પ્રાર્થના.

( રાગ ઉપરનો )

શ્રી નાથજી મુજને તારોરે !
હું જેવો તેવો તમારોરે !—શ્રી૦ ટેક

દીનદયાળુ દામોદર હરિ, મારી અરજ સ્વીકારોરે !—શ્રી૦ ૧
મારા જેવા સેવક તમને, લાખો અને હજારોરે !—શ્રી૦ ૨
પણ મારે તો એક તમે છો, કરશો નહિ નકારોરે !—શ્રી૦ ૩

સવ સંકટો પડયાં સામટાં, હસ્તગ્રહી ઉગારોરે !—શ્રી૦ ૪
કરો કસોટી ગમે તેમ હરિ, હું છું ભક્ત તમારોરે !—શ્રી૦ ૫
મને ભરોસો એક તમારો, વ્હાલા કેમ વિસારોરે !—શ્રી૦ ૬
ભવસાગર ભટક્યા ભટકી કંઇ, સાર ન જોયો સારોરે !—શ્રી૦ ૭
હવે મુને કંઇ ચેન નથી પ્રભુ, જગ લાગે છે ખારોરે !—શ્રી૦ ૮
ઘણો ઘણો ગભરાઇ ગયો છું, ક્યારે આવશે આરોરે !—શ્રી૦ ૯
તમ વિણ કોઇ નથી પ્રભુ મારૂં, આપો આપ પધારોરે !—શ્રી૦૧૦
વ્હાલાજી જો વાર કરો તો, રખડું હું બીચારોરે !—શ્રી૦૧૧
દીનાનાથ પ્રભુ અંતર્યામી, સફળ કરો જન્મારોરે !—શ્રી૦૧૨



## [૧૦૧] ખોટી મોટાઈ તજીને ઇશ્વરનું ભજન કરવાનો ઉપદેશ.

("યોગીંદ્રપણું રે શીવજી તમારૂં મેં જાણ્યું" એ રાહ.)

મોટાઇપણુંરે પ્રાણી મેલી દે મનથી
આ ભવ તો તરવાનો છે રે, હરિના ભજનથી-મોટાઇપણુંરે૦ ટેક
કાળ રહ્યો મુખ ફાડી, ઉંદર ઉપર જેમ બિલાડી,
કોની લાડી વાડી ગાડી, એ:લરે વિવેકથી—મોટાઇપણુંરે૦ ૧
મોટાઇનો લ્હાવો લેવા, રખડી મુઆ રાવણ જેવા,
થશે હાલ તારાં તેવાં, મદ ને મમતથી—મોટાઇપણુંરે૦ ૨
માનને મોટાઇવાળાં, ચૂંથણાં ચૂંથે શું ચાળા,
કરે છે શું કાજ કાળાં, મેળવેલા ધનથી—મોટાઇપણુંરે૦ ૩
અતિ લોભને જગાડી, મતિ તારી તેં બગાડી,
ગતિ થાશે શી અગાડી, તને સમજ નથી—મોટાઇપણુંરે૦ ૪
ખુમારી ખરાબ ખાઇ, પડી રાખે ખોટી રાઇ,
ફૂલ્યો શું ફરે છે ભાઇ, જોર ને જોબનથી—મોટાઇપણુંરે૦ ૫
આવો લાગ નહિ આવે. ફરી ફરી નહિ ફાવે,
દીનાનાથ ભજી લે ભાવે, આ તારાં તનથી—મોટાઇપણુંરે૦ ૬

## [૧૦૨] ભજન કરવાનો ઉપદેશ

(રાગ-ઉપરનો)

હરિ ભજો હરિ ભજો, હરિ ભજો ભાઇ !
હરિનાં ભજન વિણુરે, વળશે ના કાંઇ—હરિ ભજો૦ ટેક
બેન ને બનેવી બાઇ, બાપ કાકા મામા માઇ,
અંતની વેળાએ કોઇરે, આવશે ના ધાઇ !—હરિ ભજો૦ ૧
ભોળાપણુમાં ભરમાઇ, કરી ના કાંઇ કમાઇ,
પ્રભુ પાસે તેને જાવું, પડેરે શરમાઇ !—હરિ ભજો૦ ૨
જુઠી બાજી છે ગવાઇ, નથી કાંઇએ નવાઇ,
હરિનાં ભજન વિના, ભુંડીરે ભવાઇ !—હરિ ભજો૦ ૩
ઠાલી ઠાલી છે ઠગાઇ, બધી બાજી છે બગાઇ,
સ્વપ્ના જેવી છે રે આતો, સહુની સગાઇ !—હરિ ભજો૦ ૪
મોટા મોટામાં ગણાઇ, ઘણાએ ગયા તણાઇ,
નામ ને નિશાની તેની, કશી ના જણાઇ !—હરિ ભજો૦ ૫
મદમાંહે મરડાઇ, વાતો કરતાં ડાહી ડાહી,
મળી ગયા માટી માંહી, અટવાઇ અટવાઇ !—હરિ ભજો૦ ૬
સાધુઓના સંગ માંહી, પ્રભુજીના ગુણ ગાઇ,
**દીનાનાથ** હરિ ભજો, હરિ ભજો ભાઇ !—હરિ ભજો૦ ૭

---

## [૧૦૩] જીભને શીખામણ

(રાગ-પીલુ. તા. દીપચંદી. "ઇસ તન ધનકી કૌન બડાઇ" એ રાહ.)

રામ રામ રટ રસના તોતી, રામ રામ રટ રસના તોતી
હું તું તેનો ભેદ મૂકી દે, પડતાં મુક પુસ્તકને પોથી—રામ૦૧
અમૂલ્ય અવસર રામ ભજનનો, આવ્યો છે તેને નહિ ખોતી—રામ૦૨
**દીનાનાથ** કહે કુથલી કરીને, વૃથા પાપ તું કદી નવ ધોતી—રામ૦૩

---

## (૧૦૪) ભજનનો ઉપદેશ.

(રાગ ઉપરનો)

રામ ભજો ગોપાલ ભજોરે, ભજો શ્રી માધવ ભજો મુરારી
કૃષ્ણ ભજો કિરતાર ભજોરે, ભજો શ્રી ગોવર્ધન ગિરિધારી—રામ૦ ૧
ભજો મનમોહન મુરલીધારી, કૃષ્ણ કનૈયા પ્રભુ કંસારી—રામ૦ ૨
**દીનાનાથ** કહે ભાવે ભજો ભાઇ, પૂર્ણ બ્રહ્મ હરિ સત્સુખકારી—રામ૦ ૩



## (૧૦૫) જે વખત ગયો તે ગયો, પણ હવે તો પ્રભુનું ભજન કરો!!!

(રાગ ઝીંઝોટી)

વારંવાર સમજાવી સાર કહું, માનો માનો હરિરસ ચાખો
સુખ દુઃખ જે વીત્યાં તે વીત્યાં, ભૂતકાળને પાછળ નાંખો—૧
ભ્રમે ભટકતાં શીર પટકતાં, જતાં દીઠાં નરનારી લાખો—૨
**દીનાનાથ** કહે વિચાર પાકો, ગઇ તે ગઇ હવે રહીને રાખો—૩



## (૧૦૬) પ્રભુનું ભજન કરતાં કોઇથી ડરવું નહિ!

(રાગ ઉપરનો)

ભક્ત થઇ આનંદે ફરવું, શા માટે દુનીયાથી ડરવું?
દુર્જન દુષ્ટ વચન બહુ બોલે, પણ તેમાં મન લેશ ન ધરવું—૧
સૌ સંગે હળી મળી વિચરવું, અંતે આખર તો છે મરવું—૨
**દીનાનાથ** કહે ભવ તરવાને, ભક્ત થઇને ભજનજ કરવું—૩



## (૧૦૭) રામ નામના ભજનનો ઉપદેશ.

(રાગ—ઉપરનો)

રામ રામ ભજ રામ રામ ભજ, રામ રામ ભજ રામ સીતા.
રામ વેદ છે રામ શાસ્ત્ર છે, રામ પુરાણો રામ ગીતા—રામ. ૧.

રામ મિત્ર છે રામ બંધુ છે. રામ નામ છે માત પીતા-રામ. ૨.
**દીનાનાથ** ભજો રામ રામ, શ્રી પૂર્ણ બ્રહ્મ ત્રિગુણાતીતા-રામ. ૩.

× × × ×

## (૧૦૮)

ઉંઘ ત્યાગ ને જલદી જાગ જીવ, રામ પ્રભુનું નામ લેવા..
રામ એટલા બે વર્ણોથી. મળશે મીઠાં ફળ મેવા-ઉંઘ. ૧.
રામ કાશી છે રામ મથુરાં, રામ ગયાજીના જેવા-ઉંઘ. ૨.
**દીનાનાથ** ભજો રામરામ તમે. એજ પાઠને એજ સેવા-ઉંઘ. ૩.

× × × ×

## (૧૦૯)

રામ ગોમતી રામ ગંડકી, રામ નામ ગંગા રેવા.
સર્વ તીર્થ છે રામ નામમાં, રામ રામ સમરી લેવા-રામ૦ ૧.
રામ શીવને રામ બ્રહ્મ છે, રામ પ્રભુ છે કૃષ્ણ જેવા-રામ૦ ૨.
**દીનાનાથ** ભજો રામરામ તમે, ત્રિવિધ તાપ ટાળે એવા-રામ૦ ૩.



## (૧૧૦) સંતજનોનો મહિમા.

(" તારો ભરોસો મુને ભારીરે," એવો એક તારાના ભજનનો રાહ.)

સાચાં સંતોની બહુ બલિહારીરે, સંસારીયામાં સાચાં સંતોની બહુ બલિહારી
સુરતરૂ સમ શીતળ છાંયા, નિર્મળ કરી દે મન કાયા,
ઉપાધિથી લેતાં એ ઉગારીરે,—સંસારીયામાં૦ ૧
સંતો પારસમણિ પ્યારા, કથીર કંચન કરનારા,
ઓળખાવી દેતાં એ અસુરારીરે—સંસારીયામાં૦ ૨
સંતો છે ચંદન ચારૂ, પાપોની શાંતિ સારૂ,
સંતોની ગતિ અતિ છે ભારીરે—સંસારીયામાં૦ ૩

સંતો છે ગંગા જેવાં, પાપી પાવન કરે એવાં,
સંતો સમ કોઇ નથી સુખકારીરે—સંસારીયામાં૦ ૪
સંતો છે કામધેનુ, સંકટ ત્યાં આવે શેનું,
નિત નિત પ્રભુમાં દે પ્રેમ વધારીરે—સંસારીયામાં૦ ૫
ભવસાગર તરવા જેની, નૌતમ નૌકા સંતોની,
પ્હોંચાડે જલદી પાર ઉતારીરે—સંસારીયામાં૦ ૬
સંતોની સંગત મળતાં, રામનો રંગજ રળતાં,
દીનાનાથ કહે ભજો ગિરિધારીરે—સંસારીયામાં૦ ૭



## (૧૧૧) સત્સંગનો મહિમા.

(રાગ—પીલુ. તા. ત્રિતાલ.)

સુખકર કર સાધુનો સંગ,
તજ બીજાં સહુ ઢંગ—સુખકર૦ ટેક.

જપ તપ સૌ છે સત સંગતમાં, નિશદિન રાખ ઉમંગ—સુખકર૦ ૧
મલીન જળ ગંગામાં મળતાં, બની જાય જેમ ગંગ—સુખકર૦ ૨
તેમજ નીચ અધમ પાપી પણ, પાવન કરે સુસંગ—સુખકર૦ ૩
કુમતિ ટળશે મન પર ચઢશે, ભકિત જ્ઞાનનો રંગ—સુખકર૦ ૪
ધન્ય ધન્ય છે તે જન જગમાં, જેણે કર્યો સત્સંગ—સુખકર૦ ૫
દીનાનાથ કહે સતોનો સંગ, આપે પદવી અભંગ—સુખકર૦ ૬



## (૧૧૨) પ્રભુનું ભજન કર્યા વિના મનુષ્યનો જન્મ વૃથા જાય છે !!

(રાગ—ધનાશ્રી.)

શા માટે તને ઘડયો, પ્રભુએ શા માટે તને ઘડયો ? !
સદાચાર સત્સંગ ભજન કરી, તરવા ભવ દુઃખ ભર્યો !—પ્રભુએ. ૧
સર્વ શ્રેષ્ટ આ દેહ મનુષ્યનો, મહા મહેનતથી જડયો !—પ્રભુએ. ૨

ભજન વિના શિદ નીજ માતાને, પેટે પત્થર પડયો ?—પ્રભુએ. ૩
હરિ ભજન વિણ ભૂમિ માતને, મહા ભારરૂપ નડયો !—પ્રભુએ. ૪
ગફલતમાં તું કેમ ગુમાવે, હીરો જે હાથે ચઢયો !—પ્રભુએ. ૫
જાગ્રત થઇને જોને જીવ આ, અવસર આવી અડયો !—પ્રભુએ. ૬
**દીનાનાથ** કહે ભજન વિના તેં, જન્મ ધર્યો ના ધર્યો !—પ્રભુએ. ૭

## (૧૧૩) પ્રભુની માયા પ્રભુનાં ભજનથીજ તરી શકાય છે.

( રાગ ઉપરનો )

માયામગ લીલા, રે પ્રભુની માયા મય લીલા
શું કરીએ માયાનાં મોટાં, જબરા છે કિલ્લા—રે પ્રભુની૦ ૧
તીખી ધારનાં મોટાં મોટાં, વિષય રુપ ખીલા—રે પ્રભુની૦ ૨
સ્ત્રી સુત ઘર ધન તનની તૃષ્ણા, કરી નાંખે ઢીલા.—રે પ્રભુની૦ ૩
માન પ્રતિષ્ઠા રાગદ્વેષની, મજબુત છે શીલા —રે પ્રભુની૦ ૪
**દીનાનાથ** ભજો કૃષ્ણ કનૈયા, રસીયા રંગીલા—રે પ્રભુની૦ ૫

## [૧૧૪] ભ્રમણામાં નહિ ભૂલવા વિષે બોધ.

( રાગ–ઉપરનો )

ભ્રમણામાં કયમ ભૂલે, ભાઈ ભ્રમણામાં કયમ ભૂલે ? !
આત્મસ્વરૂપને કેમ વિસાર્યું, પડ્યું ડાંપણુ કયે ચૂલે ? !–ભાઇ. ૧
મોજમઝામાં મસ્તાનો થઈ, શું હિંડોળે ઝૂલે !–ભાઇ. ૨
ધન વિધા કીર્તિ પામી શું, ફૂલણજી થઇ ફૂલે !–ભાઇ. ૩
**દીનાનાથ** કહે ભૂંડી ભ્રમણા, ભટકાવે ભવ મૂલે !–ભાઇ. ૪



## [૧૧૫] રામનું ભજન કરનાર ભક્તનાં ઉદ્‌ગાર.

(રાગ ઉપરનો)

રામ ભજન તલવાર, પાયા રામ ભજન તલવાર
સદ્‌ગુરુસેં મય વોહિ કમાયા, કાટત પાર અપાર—પાયા૦ ૧
કામ ક્રોધ મદ નાહિ ઠેરત. દેખત ઉનકી ધાર—પાયા૦ ૨
લોભ લઘુતા ક્યોં કરી રેવે, સહન હોત નહિ માર—પાયા૦ ૩
મૂર્ખાં અસૂયા થરથર ધ્રૂજત, ડર લાગત અનિવાર—પાયા૦ ૪
જ્ઞાનરૂપ ચમકાટસેં કાટત. અજ્ઞાનકા અંધાર—પાયા૦ ૫
**દીનાનાથ** પ્રભુ રામ ભજનસેં, હોઉંગા ભવપાર—પાયા૦ ૬

---

## [૧૧૬] સંસારનાં ખોટાં કામકાજથી કંટાળીને પ્રભુનું ભજન કરવાનો બોધ.

(રાગ ઉપરનો)

કેમ નહિ કંટાળો, જગમાં કેમ નહિ કંટાળો
કાળાં કપટી કૂડાં કૃત્યો, ભેદ પ્રપંચનો ચાળો—જગમાં૦ ૧
પ્રતિદિન એકનું એકજ કરવું, એની એ જંજાળો—જગમાં૦ ૨
સર્વ ઇંદ્રિયો ને તન મનને, જંપ જરી નહિ ભાળો—જગમાં૦ ૩
માત તાત સુત ભ્રાતાદિનો, મળ્યો સાથ સહુ કાલો—જગમાં૦ ૪
સંતો કહે સંસારથી ચેતો, જોઇ જોઇ ઘોંટાળો—જગમાં૦ ૫
**દીનાનાથ** ભજો રાધાવરને, મધુરી મુરલીવાળો—જગમાં૦ ૬

---

## (૧૧૭) જેવી ધનવાનોની સેવા કરો છો, તેવી સેવા જો પ્રભુની કરો તો અવશ્ય કલ્યાણ થાય.

(રાગ ઉપરનો)

કરો શ્રી હરિની સેવ, નિરંતર કરો શ્રી હરિની સેવ
ધનમદાંધ જનને શું સેવો, બળી તમારી ટેવ—નિરંતર. ૧
ફળની ભીક્ષા વૃક્ષો દે છે, નદી વહે નીત્યમેવ—નિરંતર. ૨
પૈસાવાળો પ્રસન્ન થઇને, ધન દઇ માગે સેવ—નિરંતર. ૩
નીજાનંદ અર્પે નારાયણ, જગજીવન જગદેવ—નિરંતર. ૪
સ્મરણ ભજન કરી હરિ સેવો તો, મળે મધૂરાં મેવ—નિરંતર. ૫
**દીનાનાથ** પ્રભુ અનન્ય ભજતાં, ભવ દુખ હરે તતખેવ—નિરંતર. ૬



## (૧૧૮) પ્રભુના ભજન વિનાનો મનુષ્ય ઘાણીના બળદ જેવોજ છે!!

(રાગ ઉપરનો.)

બળદ ઘાણીનો થયો, ભજન વિણ બળદ ઘાણીનો થયો!!
સંત સમાગમ હરિભજન તજી, નાહક ભાર વહ્યો!—ભજન વિણ૦ ૧
ધન સુત દારાની માયામાં, પ્રભુને ભૂલી ગયો!—ભજન વિણ૦ ૨
વિષય તણા રંગે રંગાઇ, પાતક ગાંઠ ગ્રહ્યો!—ભજન વિણ૦ ૩
જૂઠું સઘળું સાચું સમજી, મારૂં માની રહ્યો!—ભજન વિણ૦ ૪
કહે ભાઇ એમાં શું કમાયો, મિથ્યા માર સહ્યો!—ભજન વિણ૦ ૫
હરિગુરૂ સંત ભજન પૂજન એ, સાચો સાર કહ્યો!—ભજન વિણ૦ ૬
**દીનાનાથ** કહે ભજન વિનાનો, ભાર રૂપ તુ ભયો!—ભજન વિણ૦ ૭



## (૧૧૯) ભજનનો બોધ.

(રાગ—×ખમાચ, દાદરો.)

ત્યાગ અનુરાગ રાખ પ્રભુ-પદે પ્રીતિ;
રટને શ્રી હરિનામ, કામ ક્રોધ જીતી—ટેક.
કષ્ટો પડયા છે તને, કહે ભાઇ કીતિ;
ખરે ખાત કહે વાત, જે જે તને વીતિ—ત્યાગ૦ ૧.
નથી માલ દ્રષ્ટે ભાળ, દેખીતી અનીતિ;
ચેતી ચાલ ભાઇ રાખ, સુનીતિ સુરીતિ—ત્યાગ૦ ૨.
લાજ તજી ભક્તિ સજી, ગા ગોવિંદ ગીતિ;
**દીનાનાથ** વિશ્વતાત, ટાળશે ભવ ભીતિ—ત્યાગ૦ ૩.

---

## (૧૨૦) શ્રી પરમાત્માનું સત્ય સ્વરૂપ.

( રાગ-ઉપરનો )

નિત્ય મુક્ત નિત્ય શુદ્ધ, નિર્વિકલ્પ નિર્વિકાર;
નિષ્કલીય નિર્મલ પ્રભુ નિરંજન નિરાકાર—નિત્ય૦ ટેક.
અચલઅલખ અક્ષર અજ,આદિ અવિનાશી ગત;
વાણીથી મનથી અતીત, નિત્ય આપ નિરાધાર—નિત્ય૦ ૧.
પ્રકૃતિ નહિ પુરૂષ નહિ, બ્રહ્મા નહિ સૃષ્ટિ નહિ;
શ્રુતિ નહિ સ્મૃતિ નહિ, એક આપ ઓંકાર—નિત્ય૦ ૨.
નહિ જ્ઞાન કે અજ્ઞાન, તમ પ્રકાશ નહિ માન;
પરમ તત્ત્વ જ્યોતિજાન, **દીનાનાથ** નમસ્કાર—નિત્ય૦ ૩.

---

+ આ રાગના ભજનો દાદરાની ગતમાં ગમે તે કોઇપણ રાગમાં બોલી શકાય છે.

## (૧૨૧) રામ નામનો મહિમા.

(રાગ—ઉપરનો.)

સર્વ શ્રેષ્ટ સીતાનાથ, રામ રામ નામ હૈ;
નિર્વિકલ્પ નિર્વિકાર, નિર્ભય નિજ નામ હૈ—ટેક.
ઔર કોઉ નામ નહિ, જૈસો એક રામ હૈ;
આદિ રામ અંતે રામ, રામ બિનુ ન કામ હૈ—સર્વ૦ ૧.
સકલ મંત્ર મેંહી મહા, મંત્ર રામ નામ હૈં;
આવત જાવત ઉઠત બોલત, બૈઠત નહિ દામ હૈ—સર્વ૦ ૨.
અકલ અતિ ગહન ગતિ, રામ ગુણગ્રામ હૈ;
ઘટ ઘટ બીચ રામ રામ, રામ સકલ ઠામ હૈ—સર્વ૦ ૩.
પૂર્ણ સ્વરૂપ પૂર્ણ બ્રહ્મ, રામ પૂર્ણધામ હૈ;
**દીનાનાથ** રઘુનાથ, રામ પૂર્ણકામ હૈ—સર્વ૦ ૪.

---

## [૧૨૨] પ્રાર્થના.

( રાગ-ઉપરનો )

નંદલાલ વ્રજપઆલ, મારી સુધ લીજો.
ગોકુલેશ મથુરાધિપ, પ્રભુ કૃષ્ણજી જો—ટેક
દીનબંધુ કુપાસિંધુ, પ્રભુ કૃપા કીજો;
મોહ જાળમાં હું ફસ્યો, ગોવિંદ બાંચ દીજો—નંદલાલ૦ ૧
પાતકી પતીત હીન, દીન હું અતી જો;
સાચી વાત કહી દઉં છું, ભલે આપ ખીજો—નંદલાલ૦ ૨
મૂઢમતિ કહું શું અતિ, રાધાનાથ રીઝો;
**દીનાનાથ** દયા કરી, દર્શ હરિ દીજો—નંદલાલ૦ ૩

## [૧૨૩] આવી પડતાં દુઃખને સહન કરવા વિષે

( રાગ-ઉપરનો )

જે જે દુઃખ આવી પડે, તે તે દુઃખ સહીએ
વનમાં વાઘ ઘરમાં રાગ, નિર્ભય કયાં રહીએ—ટેક
રાજા રંક સાધુ સંત, સૌ કો દુઃખી જોઇએ;
કર્યાં કર્મ ભોગવવાનાં, છોડીને કયાં જઇએ—જે. જે. ૧
લેણું લેવું દેણું દેવું, એમાં કોને કહીએ;
વાવ્યું તેવું લણવું એમાં, દોષ કોને દઇએ—જે. જે. ૨
કર્તા ભર્તા હર્તા પ્રભુ, ગોવિંદનાં ગુણ ગાઇએ;
**દીનાનાથ** ભજન વડે, નિર્ભય થઇ રહીએ—જે. જે. ૩

## [૧૨૪] એક પ્રેમઘેલી ગોપીકા, પ્રભુ પ્રત્યેના પ્રેમોદ્દગાર પોતાની સખાને કહે છે.

("તુળસીથી રીઝે ત્રિકમજી, ખરેખરા તુળસીથી રીઝે ત્રિકમજી" એ-લય.)

કાનુડે રંગમાં રોળી રે, બાઇ મુને કાનુડે રંગમાં રોળી
ભૂલી પડી હું તો ભોળી રે, બાઇ મુને કાનુડે રંગમાં રોળી—ટેક
જળ જમુનાનું ભરવાને ગઇ ત્યાં, આવ્યો એ લઇને ટોળીરે—બાઇ મુને. ૧
મારગડે રોકી મુજનેરે ટોકી, ડાહ્યો એ કરી કંઇ ડોળીરે—બાઇ મુને. ૨
પ્રીતિનો પાલવ પકડીને ઉભો, ફોડયાં ઘડુલા ગોળીરે—બાઇ મુને. ૩
ચિત્તની ચુંદડી બધી બગાડી, ભક્તિનો રંગ બહુ ઢાળીરે—બાઇ મુને. ૪
આવે તે આડે દહાડેરે જાણે; આવી શું એને ત્યાં હોળીરે—બાઇ મુને. ૫
કામણ કરીનેરે કાનુડો નાઠો, હું જોતી રહી આંખો ચોળીરે—બાઇ મુને. ૬
**દીનાનાથ** એ હરિ કયારે મળે ફરી, જોઇ રહી છું દાવ ખોળીરે—બાઇ **મુને.** ૭

## (૧૨૫) ભજનનો ઉપદેશ.

( રાગ–ઉપરનો )

ગાઓ ગોવિંદ ગુણ ગાઓરે, હરિજનો ગાઓ ગોવિંદ ગુણ ગાઓ.
સંતોના સંગમા ગંગાનાં નીરમાં, નિર્મળ મન કરી ન્હાઓરે—હરિજનો ૧
તાળી વગાડી ને હેંદે લગાડી, હરિરસ પીઇને પાઓરે—હરિજનો ૨
પ્રભુ પ્રસાદી તુળસી પ્રેમે, માંગીને ખંતે ખાઓરે—હરિજનો ૩
હરિજન જોતાં થેઇકારે થઇને, જય કહી શીશ નમાઓરે—હરિજનો ૪
ભકતોની સાથે ભાવ વધારી, લ્યો લ્હાખેણો લ્હાવોરે—હરિજનો ૫
હરિનાં ચરણમાં ચિત્તને રાખી. સાચાં સેવક થાઓરે—હરિજનો ૬
લોક લાજ વાતને વેગે વિસારી, હરિના ભજનમાં આવોરે—હરિજનો ૭
**દીનાનાથ**નાં નાથ રીઝાવો તો, વિના શ્રમે વૈકુંઠે જાઓરે—હરિજનો ૮

---

## (૧૨૬) ઉપદેશ.

( "તારા મનમાં જાણે કે મરવું નથીરે" એ રાહ. )

સખી ભાવે ભગવાન ભજી લીજીએરે
બધી જૂઠી જંજાળ તજી દીજીએરે—સખી૦ ટેક
રૂડાં ભજન તણાં રંગમાંહી ભીંજીએરે;
પ્રભુ પ્રેમ રસ પ્રીતે પીજીએરે—સખી૦ ૧
ખાલી ખોટા તે કોઇને ન ખીજીએરે
રૂડાં રામને રીઝાવી સદા રીઝીએરે—સખી૦ ૨
હાશા શોકને સંતાપે શીદ સીજીએરે;
હવે સાચી કમાણી એની કીજીએરે—સખી૦ ૩.
જ્ઞાન અગ્નિ સત્સંગ વાએ વીંજીએરે,
**દીનાનાથ** પ્રભુ ધામ માંહી પોંચીએરે—સખી૦ ૪.

---

## [૧૨૭] પ્રભુના ભજનમાં મસ્ત બનેલી ગોપિકાનાં ઉદ્‌ગાર.

("ઉધ્ધવ નંદનો છોરો તે નમેરો થયો જો-એ ગરબીનો રાહ.)

સખી ભજન કેફ ચઢી મુને કારમી જો;
ભૂલી ભાન હું તો ભજન રંગમાં રમી જો—સખી૦ ટેક.
મારાં નાથ છબીલાની છબી ફાંકડી જો;
રંગ રસીયાની હસી રહી. આંખડી જો—સખી૦ ૧.
જેનું નામ તો શ્રી રણછોડરાય છે જો;
જેનાં ગુણને તે દેવ મુની ગાય છે જો—સખી૦ ૨.
મારાં વા'લાજીની વાંસળી વાંકડી જો;
સુણી સખીઓ ખીલી છે પુષ્પ પાંખડી જો—સખી૦ ૩.
વૃંદાવનની તે કુંજગલી કા'નજી જો;
મનમોહિની મધુરી લટક તાનની જો—સખી૦ ૪.
જોવા મળી ઘણી ગોપી બની રાંકડી જો;
પણ ગોવિંદજીની ગલી બહુ સાંકડી જો—સખી૦ ૫.
અલી આવો તે રંગ શું કામનો જો;
ઘણો છંદ મુને લગ્યો સુંદર શામનો જો—સખી૦ ૬.
સખી ખરેખરૂં કામણુ કર્યું લાગતું જો;
કાંઇ હશે બાકી પૂર્વનું જ માગતું જો—સખી૦ ૭.
રંગીલાનું રસીક રૂપ રહ્યું છે વસી જો;
એનું ભજન ગાન ધ્યાન રહ્યું છે હસી જો—સખી૦ ૮.
હું તો હેતેથી હરિરસ ચાખતી જો;
લોક લાજ તજી બાકી નહિ રાખતી જો;—સખી૦ ૯.
સંત સંગ ભજન ગુરૂકૃપા માંગતી જો;
**દીનાનાથ** નાથ લળી પાય લાગતી જો—સખી૦ ૧૦.

## (૧૨૮) આત્મા રૂપી પરમાત્માની માનસોપચાર પૂજા.

(પૂનમ ચાંદનીની ગરબીનો રાહ.)

દેહના દેવળમાં દામોદર દેવને ઝાંખીએરે;
રૂડું રત્નજડિત રળિયામણું આસંન,
સુંદર હૃદય તણું સિંહાસન સારૂં રાખીએરે—દેહના૦ ટેક.

સાખી

અંતરનાં આનંદનું, અમૂલખ અત્તર તેલ;
ચતુરાઇથી ચોળતાં, કરતાં રેલછેલ.
વેગે વ્હાલ તણું વાસણ અજવાળી નાંખીએરે,
પાણી પ્રેમ તણું ભરપૂર ભરીને આજ,
સજાવી સાજ નવાડી આત્માને અભિલાખીએરે—દેહના૦ ૧

સાખી

તત્ત્વ તણા રૂમાલથી, લુછએ આત્મા અંગ;
સુખાસને પધરાવતાં, ઉભરે ઊર ઉમંગ.
અંતરની પ્રીતિનું પીતાંબર પહેરાવીએરે,
ભલેરાં અહ્નનાદનાં કુંડલ સોહે કાન,
મનનાં મુગટમણીથી આત્માદેવ દીપાવીએરે—દેહના૦ ૨

સાખી

સોહં સોહં જાપનો, જામો જરકશી છે.
પટકો પૂરણ ધ્યાનનો, ચતુર ચોકશી છે.
ચંદન શુદ્ધ ચિત્તનું અવિનાશીને આપીએરે,
સંતોનાં સંગતની સુમનમાળ સુખ સાર,
સુગંધી મ્હેકે અપરંપાર કે કષ્ટો કાપીએરે—દેહના૦ ૩

### સાખી

ભૂષણ ભક્તિ ભાવનાં, ધૂપ એક નીશાન;
ધીરજ ધારી પ્રેમથી, દીપક કરીએ દાન.
આત્મારામની આરતી ઘટઘટમાં ઉતારીએરે.
સુશીળતાનો શંખ વગાડી કરીએ નાદ,
અનહદ ધુની તણા તે ઘોર શોરપર વારીએરે—દેહના૦ ૪

### સાખી

પ્રેમરૂપ પુષ્પાંજલી. અર્પણનું છે કામ:
શમદમ સાધનનું નમન, કરીએ રાખ્યાં હામ.
તોપછી પ્રભુતણી શુભશાંતિ પ્રસાદી ચાખીએરે,
પૂજા કરી શ્રદ્ધાથી પાહિ પાહિ નાથ,
**દીનાનાથ** હાથ જોડીને બોલે ભાખીએરે—દેહના૦ ૫

---

## (૧૨૯) સદાશિવ ગાઇએરે.

( રાગ ઉપરનો )

હેતે હરહર શંકર સાંબ સદાશિવ ગાઇએરે,
ભજીએ ભાવે ભોળાનાથ ભલા ભગવાન;
જપતાં શિવ: શિવહર પરમ પદારથ પાઇએરે—હેતે. ટેક

### સાખી

જેનાં મુગટમાં ચંદ્ર ને, ઉમીયાજીના નાથ;
ભભૂત અંગ લગાવતાં, ત્રિશૂળ શોભે હાથ.
એવા શિવને સમરી હૈયે બહુ હરખાઇએરે,
પોતે પરમ દયાળુ મોક્ષ તણા દાતાર,
વારંવાર વિશ્વ આધાર ધૂર્જટી ધ્યાઇએરે—હેતે૦ ૧

સાખી

રૂંઢમાળ રળીયામણી, નીલકંઠ ધારી:
જટાજુટ બહુ ઝળહળે, શંકર ત્રિપુરારી.
ગંગાધર હર સાંબ સદાશિવ શરણે જાઇએરે,
બંબં બંબં બોલી ડમરૂ વગાડે નાથ,
તેનાં ચરણકમળમાં ચંચળ ચિતને લાઇએરે—હેતે૦ ૨

સાખી

કામદહન કરનાર એ, દક્ષ દુઃખ હરનાર:
ઉપમન્યુને પ્રેમથી, દુધ સાગર દેનાર.
સાચાં સારૂપ શુભ સુંદર ફળને ખાઇએરે,
નિર્ગુણ નિરાકાર પણ ભક્ત માટ સાકાર,
એ ઓમકાર રૂપ મહાદેવનું ધ્યાન લગાઇએરે—હેતે૦ ૩

સાખી

તરંગ જળ જુદાં નથી, તેમ જગતને આપ,
અચળ તખત કૈલાસમાં, માંદેવજી માબાપ.
**દીનાનાથ** કહે શિવ સદ્‌ગુરૂ સંગત રહાઇએરે,
જય જયકાર કરીને બોલો જય મહાદેવ,
હરહર મહાદેવ મહાદેવ દેવને ચાહીએરે—હેતે૦ ૪

---

## [૧૩૦] સૂતરને તાંતણે સ્વરાજ.

(રાગ–ઉપરનો)

બહુ બલિહારી મહાપુરૂષની લઉં ઓવારણેરે
જેણે દેશતણો ઉદય કરવાને માટ,
સ્વારથ તજી દીધો સૌ ભરત ભૂમિ ઉદ્ધારણેરે—બહુ ટેક

## સાખી

સત્યાગ્રહ નૌકા ધરી, શાંતિ સરળ સુકાન:
સ્વદેશનું શઢ ખેંચીને, બચાવ્યું હિંદુસ્થાન,
જુઓ નાગપુરનો વિજય ઉભો છે આંગણેરે,
જાલીમ જુલ્મી જળનું બળ આવ્યું દુઃખકાર,
વેઠયું જાતે કષ્ટ અપાર વિપદ વિદારણેરે—અહુ૦ ૧

## સાખી

જેલ મ્હેલ માની લીધો, જ્યારે કીધાં કેદ:
એક ટેકને જાળવી, જરી ન કીધો ખેદ.
અંતે સત્ય વાત સમજાવી દીધી બારણેરે,
કે આવો સત્યાગ્રહ ધરજો સહુ નરને નાર,
સાચી ભક્તિનો એ સાર તમો ગુણ તારણેરે—અહુ૦ ૨

## સાખી

યાદ કરી ખાદી તણી, શીખવી જૂની વાત:
ફેશન ભૂંડી રાંડને, કાઢી મારી લાત,
એતો ખરૂં કીધું કલ્યાણ કષ્ટને હારણેરે,
ફેશન ફાંસાથી છોડાવી દીધા છેક,
એવા એક નેકથી ઉગતું મીરજા ધારણેરે—અહુ૦ ૩

## સાખી

દેશ દાઝ દીલમાં ધરો, ને સમરો સીતા રામ:
ધર્મ પ્રમાણે ચાલતાં, સિદ્ધ થશે સૌ કામ.
**દીનાનાથ** તણા પણ નાથ મળે મન મારણેરે,
માટે માનો મનમાં એકજ વાત ખચીત,
મન મારો તો મળશે સ્વરાજ્ય સૂતર તાંતણેરે—અહુ૦ ૪

## [૧૩૧] ભક્તિ કરવાનો બોધ.

( " પ્રેમ વિનાની ભક્તિ કરે, અર્થ શો સરે "—એ રાહ. )

કહો ભાઇ ભક્તિ વિના પ્રભુ શું મળે !
ઝાંઝવાનાં નીરથી તે તરસ શું ટળે !—કહો૦ ટેક
આ આસપાસ કર તપાસ કોણ નહિ મરે !
જે મરે તે જન્મ ધરે કદી નવ ઠરે !—કહો૦ ૧
જો રાધેકૃષ્ણ રામકૃષ્ણ રંગમાં રમે !
તો શોક મોહ જન્મ મરણ દુઃખ સૌ શમે !—કહો૦ ૨
ભ્રાંતી તજીને જો કોઇ ભજનમાં ભળે !
તો આપોઆપ અંતરે પ્રકાશ ઝગહળે !—કહો૦ ૩
માનને ગુમાનની તો ગાંઠ ઓગળે !
અવિનાશી આત્મા તણું તત્ત્વ પણ કળે !—કહો૦ ૪
પરમ શાંતિ પામી પરમ પદ વિષે ઠરે !
દીનાનાથ કહે જન્મ સફળ તે કરે !—કહો૦ ૫



## (૧૩૨) શ્રી સદ્‌ગુરૂની કૃપા સંપાદન કરનાર સાધક ભક્તનાં ઉદ્‌ગાર.

( " રામસભામાં અમે, રમવા ગયાતા " એ રાહ. )

સદ્‌ગુરૂની શીતળ છાયાં. અમેરે ફમાયા,
શાંતિ પામ્યું છે મંન, ભજને ઝામ્યું છે મંન, ભૂલીને માયા—સદ્‌ગુરૂની, ટેક
જ્ઞાનનો પ્યાલો અમને, સદ્‌ગુરુએ પાયો,
ઘુંટી ઘુંટીને રસ, ભક્તિસુધાનો રસ, પ્રેમેથી પાયો—સદ્‌ગુરુની૦ ૧
પૂરણ તે પુણ્યયોગે સદ્‌ગુરૂજી પામ્યા,
ખોટી ઉપાધી ટાળી, વાસનાનું બી બાળી, વેગે વિરામ્યા—સદ્‌ગુરૂની૦ ૨
સદ્‌ગુરૂનાં જ્ઞાનની તો, ગંગામાં નાહ્યા,
ભ્રાંતિ સૌ ભાંગી ગઇ છે, રૂડી રીતેથી થઇ છે, નિર્મળ કાયા—સદ્‌ગુરૂની૦ ૩

સદ્ગુરૂની પરખે જઇને, પીધુરે પાણી,
ત્યારે સુખશાંતિ થઇને, મનની ગભરામણ ગઇને, તૃષ્ણા ઝુપાણી-સદ્ગુરૂની. ૪
નમીનમીને લાગું પાગે, સદ્ગુરુજી નાથને,
રામનાદાસ સ્વામી, પુરૂષોત્તમ પ્રભુજી નામી, **દીનાનાથ**નાથને સદ્ગુરૂની. ૫



## [૧૩૩] ભજન કરવાનો બોધરૂપ ચાબકો.

( " સુણો સૈયર ચતુર સુજાણ આત્મા મુસાફરીરે "-એ રાગ )

બહુ મદમાં શું મરડાય, રખડી મરશેરે !
હરિ ભજન ભુલી હરખાય, ભવ કેમ તરશેરે ?-બહુ૦ ટેક
અમુલખ મણિ આ માનવીનો જો, આવી ચડ્યો તારે હાથરે;
વિષય કાચ લઈ શીદ વેચે, શું ભરે આભથી બાથ. રખડી મરશેરે-બહુ૦ ૧
ઘર નાર પુત્ર પરિવાર ને પૈસો, પામેથી શો ભારરે;
સાચું કહું છું ભજન વિના, ધિક્કાર તારો અવતાર, રખડી મરશેરે--બહુ૦ ૨
દુનીયામાં ડાહ્યો કહેવાયો, પણ અંતે તું રડશેરે;
ગોવિંદના ગુણ ગાયા વિણ તારો, મનખો છૂટી પડશે, રખડી મરશેરે -બહુ૦ ૩
દરપણમાં દશવાર દેખતો, વરણાગીમાં વાંકોરે;
જમની ઝાપટ ખાશે ત્યારે, મળશે ધૂળમાં ફાંકો, રખડી મરશેરે-બહુ૦ ૪
લાજ શરમ હરિ ભજતાં લાગે, બળી એ તારી લાજરે;
નરક વિષે નાંખી દેશે તને, ડૂબશે તારૂં જહાજ, રખડી મરશેરે-બહુ૦ ૫
નાહક ભૂમિ ભારે મારી, જન્મ્યો નહિ કેમ થઇ ખરરે;
સત્સંગભજન વિણ માને પેટે, પડ્યો તું મોટો પત્થર, રખડી મરશેરે-બહુ૦ ૬
સમજ સમજ નાદાન તજી, તોફાન માન મુજ વાતરે;
**દીનાનાથ** પ્રભુ ભજ ભાવે, ન તો પડશે જમની લાત, રખડી મરશેરે-બહુ૦૭



## [૧૩૪] પોતાનાં કરેલાં પાપકર્મોને આર્તપણામાં શ્રી અવિનાશી ઈષ્ટગુરૂ ભગવાનને પોતાનાં અપરાધો નિવેદન કરીને પ્રસન્નતા પૂર્વક દર્શન દેવા માટે નમ્ર યાચનાના ભાવવાળી સ્તુતિ.

(રાગ–ઉપરનો)

શ્રી સદ્‌ગુરુ સમર્થ દેવ, પ્રભુ અંતરજામી
હું તો માંગુ તમારી સેવ, સુખધામી નામી–શ્રી સદ્‌ગુરૂ૦ટેક

ભવભય જળ ભરપૂર ભરેલુ, બહુ ભારી દુઃખકારીરે;
અતિ વસમી છે અંતનીવેળા, વલે થશે શી મારી, પ્રભુ અંતરજામી–શ્રી૦૧

નથી કર્યું કંઇ દાન પુણ્ય કે, નથી ધર્મ મેં પાળ્યોરે;
સ્મરણ ભજન પૂજન નથી કીધું, જન્મ બધો એમ ગાળ્યો
પ્રભુ અંતરજામી–શ્રી૦ ૨

સાધુઓનો સંગ ન સાધ્યો, દુષ્ટ સમાગમ કીધોરે;
દીનજનોને દુઃખડાં દઇને, અવળો મારગ લીધો, પ્રભુ અંતરજામી–શ્રી૦ ૩

જગતજનો ભલે ભક્ત કહે પણ, હું પાંખડી પૂરોરે;
(પણ) સાચું કહું હવે થયો તમારો, ભલે હોઉં બહુ બુરો, પ્રભુઅંતરજામી–શ્રી.૪

પતીતપાવન નામ સુણીને, ચરણ શરણ મેં લીધુંરે;
શરણાગતની લાજ ધરીને, કરજો સઘળું સીધું, પ્રભુ અંતરજામી–શ્રી૦ ૫

**દીનાનાથ** રઘુનાથ પ્રભુજી, મુને સંભાળી લેજોરે;
સમર્થ સદ્‌ગુરૂ દોષ ન જોશો, દીનને દર્શન દેજો, પ્રભુઅંતરજામી–શ્રી૦ ૬



## [૧૩૫] આંતર શત્રુઓનાં ત્રાસથી કંટાળીને વિકારોનો વેગ શમાવી દઈ, પોતાનું કલ્યાણ કરવા માટે અતિ નમ્રપણે શ્રી પરમાત્માની કરેલી સ્તુતિ.

(રાગ ઉપરનો)

હું ગભરાયો મા બાપ, મુજને સંભાળો
સાચાં મુજ નાથજી આપ, રંક ભણી ભાળો —હું૦ટેક
બુદ્ધિના પ્રેરક તમે પોતે, ત્યાં મારું શું ચાલેરે;
મન પવનને બુદ્ધિબાઇ, એ મળીને મોજે મ્હાલે. મુજને સંભાળો—હું૦૧
નહિ કરવાનું કરતું એવી, મનની અવળી રીતરે;
સત્સંગતિ નથી ગમતી એને, કુથલો કરતું નીત, મુજને સંભાળો—હું૦૨
કડણ શબ્દ જો કહ્યો કોઇએ, તો તે નવ ભૂલાયરે;
પ્રભુ ભજન કરવું મૂકીને, જરીજરોમાંહે રડાય. મુજને સંભાળો—હું૦૩
અવિનાશી પ્રભુ ટાળો અવિદ્યા, દુષ્ટ મતિ દુર કરજોરે;
કુતર્ક કાપી શુભમતિ આપી, પાપ તાપ સૌ હરજો; મુજને સંભાળો—હું૦૪
ઘણું ઘણું શું કહું વહાલા, નથી અજાણ્યું કાંઇરે;
દીનાનાથ જગનાથ તારે, વિશ્વાસે વસું આંહી, મુજને સંભાળો—હું૦૫

---

## (૧૩૬) શ્રી ઇષ્ટ ગુરૂ પરમાત્માનું અનન્ય ભાવથી ભજન કરનારા ભક્તજનોનું શ્રી પરમાત્મા અવશ્ય યોગક્ષેમ વહન કરે છે, એવો ઉપદેશ.

રાગ—ઉપરનો.)

પ્રભુ જે જોઇએ તે આપે, એવાં હિતકારી;
સંતોનાં સંકટ કાપે. એવાં સુખકારી; પ્રભુ૦ ટેક
દુષ્ટોએ દ્રૌપદીને આણી, લાજ લેવાનું ધારીરે;
પણ ભરી સભામાં લજ્જા રાખી, પ્રભુએ ચીર વધારી,
એવાં હિતકારી—પ્રભુ૦ ૧

ગજ્યો ગજેંદ્રને ગ્રાહે જ્યારે, જપ્યાં તદા જગરાજરે;
દોડીને ધાયા ધરણીધર, ઉગાર્યો ગજરાજ, એવાં હિતકારી–પ્રભુ૦+ ૨
પાપી **પૂતના** પ્રાણ લેવાને, ઝેર લગાડી લાવીરે;
પ્રભુએ તેને મુકિત આપી; ઘણી દયા દર્શાવી–એવાં હિતકારી–પ્રભુ૦ ૩
મ્હાર રુપ લઇ **દામાજી**નું, સંકટ સાચું કાપ્યું રે;
પાંચ વર્ષના નાના બાળક, **ધ્રુવ**ને ધ્રુવપદ આપ્યું–એવાં હિતકારી–પ્રભુ૦ ૪
પોતાનું પણ તોડી પોતે, **ભીષ્મ** પ્રતિજ્ઞા પાળીરે;
જુકિતથી જયદ્રથને માર્યો, **પાર્થ** લીધો સંભાળી–એવાં હિતકારી–પ્રભુ૦ ૫
**તુકારામ**ને તેડ્યાં સ્વદેહે, **ગોરોબા** વારે ધાયારે;
**નામદેવ**નું છાપરું છાયું, દાસાનુદાસ કહેવાયા–એવાં હિતકારી–પ્રભુ૦ ૬
નીજજન સંત **સુદામાજી**નાં, કષ્ટો સેવા કાપીરે;
મુષ્ઠિ તાંદુલ ખાતામાં તો, સુવર્ણપુરી કરી આપી, એવાં હિતકારી–પ્રભુ૦ ૭
**મીરાંબાઈ**નું ઝેર હળાહળ, પ્રાણપ્રભુએ પીધું રે;
પ્રેમીજનનું રક્ષણ કરવા, ઝેરનું અમૃત કીધું–એવાં હિતકારી–પ્રભુ૦ ૮
ભકતરાજ **મહેતાજી** માટે, અનેક લીલા કીધીરે;
ભરી સભામાં હાર દઇને, ટેક જાળવી લીધી–એવાં હિતકારી–પ્રભુ૦ ૯
**ચંદ્રહાસ** નિજ દાસ મારવા, દુષ્ટે પગલું લીધું રે;
પણ વિષની વિષયા કરી દઇને, ભલું ભક્તનું કીધું, એવાં હિતકારી–પ્રભુ. ૧૦
થયાં **બળીનાં** દ્વારપાળને, **અંબરીષ** દુ:ખહારીરે
**પ્રલ્હાદ** માટે **નરસિંહ**રૂપે, પ્રગટ થયાં અસુરારી–એવાં હિતકારી–પ્રભુ. ૧૧
**ગોપીઓ** ઘરબાર તજીને, ઘેલી બની વનમાં ગઇરે;
સુંદર રાસ વિલાસ કરીને, નાચ્યાં તત થઇ તત થઇ, એવાં હિતકારી–પ્રભુ.૧૨
આખા વ્રજપર વૃષ્ટિ રુપે, કોપ્યો ઇંદ્ર અતિ ભારીરે;
ત્યારે વૃજનું રક્ષણ કીધું, ગિરિ **ગોવર્ધન**ધારી–એવાં હિતકારી–પ્રભુ૦૧૩
અધમ નીચ નારી જાતી તે, ભીલડીની ભકિત ભાળીરે;
જુઠાં બોર રઘુનાથે ખાધાં, નિર્મળ મન નીહાળી એવાં હિતકારી–પ્રભુ.૧૪

વિભિષણને ચીરંજીવ કરીને, લંકા આપી દીધીરે;
થોડું ચંદન દેતાં માત્રમાં. કુબ્જા સીધી કીધી–એવાં હિતકારી–પ્રભુ, ૧૫
દ્વારકેશ શ્રીનાથ પ્રભુને, બોઢાણા બહુ ભાવ્યારે,
ભક્તની સાથે રાતે જાતે, ડાકોર દોડી આવ્યાં–એવાં હિતકારી–પ્રભુ. ૧૬
એકનાથનાં નોકર થઇને, ભર્યું કાવડથી પાણીરે;
નાથે નાપિકનું રૂપ લીધું, સેનાનું સંકટ જાણી, એવાં હિતકારી–પ્રભુ.૧૭
તમ કઢામાં તળ્યાં સુધન્વા, દુષ્ટોએ દબડાવીરે;
પણ શ્રીહરિનું સ્મરણ થતાં ત્યાં,ઉની આંચ ન આવી–એવાંહિતકારી–પ્રભુ.૧૮
હરિજનનાં હિતકારક શ્રીહરિ, અખિલ વિશ્વના સ્વામીરે;
**દીનાનાથ** કહે ભજન કરો, પ્રભુ સુધારશે સૌ ખામી,એવાં હિતકારી–પ્રભુ,૧૯

## (૧૩૭) શ્રી ભગવાનની આર્તપણામાં કરેલી સ્તુતિ.

( રાગ–મ્હાડ )

("શું જાણે વ્યાકરણી, વસ્તુને શું જાણે વ્યાકરણી" એ રાહ.)

અંત સમયના બેલી. મારા અંત સમયનાં બેલી
મુકશો નહિ પડનો મેલી, મારાં અંત સમયનાં બેલી–અંત સમયના. ટેક
મનમોહન મુંઝાયો મનમાં, થાકયો ખેલને ખેલી—મારાં૦ ૧
ગોવિંદજી ગભરાવ્યો મુજને, ડાલા ડાટે ડેલી—મારાં૦ ૨
શરીર શક્તિ થઇને લાગ્યું, શું કરૂં થમણી થેલી—મારાં૦ ૩
મતલબની દુનીયા દીઠી, જુઠાં રંગે રંગેલી—મારાં૦ ૪
નથી ગમતાં તન ધન સુત દારા, ઉંચો માળ હવેલી—મારાં૦ ૫
એકવાર મારો કહી માધવ, શીદ મેલો હડસેલી—મારાં૦ ૬
કૃપા કરો એવી કરુણાધન, હારૂં ન બાજી જીતેલી—મારાં૦ ૭
વિસારશો નહિ વ્હાલા મુજને, જાણી ફંદી ફેલી—મારાં૦ ૮
**દીનાનાથ** નમી નમીને માગું, મુક્તિ આપો વેલી—મારાં૦ ૯

## (૧૩૮) સત્સંગ તથા ગુરૂ ભક્તિ રહિત બહુ બોલનાર અજ્ઞાનીને ઉપદેશ.

( રાગ ઉપરનો. )

મુરખ શું બહુ બોલે, રે ઓ મુરખ શું બહુ બોલે!!
કેવું વળગ્યું ભૂત ભ્રાંતિનું, ફોગટ ફાંફાં ફોલે!!-રેઓ૦ ૧
વેદ તણો જે ગુપ્ત ભેદ તે, જાણ્યા વિણ શું ડોલે!!-રેઓ૦ ૨
મારૂં તારૂં કહેતાં સાથે, કિંમત તરણા તોલે!!-રેઓ૦ ૩
ભ્રમને લીધે હું તું નું, અજ્ઞાન મળ્યું વિણુ મોલે!!-રેઓ૦ ૪
**દીનાનાથ** કહે ગુરૂ કૃપા વિણુ, ભ્રમ પડદો કોણુ ખોલે!!-રેઓ૦ ૫

---

## [૧૩૯] ઘડપણમાં જ્ઞાન થતાં મનને ભજન કરવાનો ઉપદેશ

( રાગ-ઉપરનો )

સમજીને મન ચાલ, હવે તો સમજીને મન ચાલ
ભજ ભજ શ્રી ગોપાલ, હવે તો ભજ ભજ શ્રી ગોપાલ-સમજીને. ટેક
ગઈ નાદાની ગઇ જુવાની, થઈ પુરાની ખાલ—હવે તો૦ ૧
કેવી કરચળી જો અગે વળી, શ્વેત બધાએ બાલ—હવે તો૦ ૨
ગયા દાંતને ગઇ રોનક સૌ, ગયા ગુલાબી ગાલ—હવે તો૦ ૩
જો તારા શીર પર ઝઝુમી રહી, જબરી કાળની ફાળ—હવે તો૦ ૪
વિષય વાત તું છોડે નહિ તો, છોડાવશેરે કાળ—હવે તો૦ ૫
મોટી મુસાફરીએ જાતું છે, પણુ પાસે નથી માલ—હવે તો૦ ૬
ગર્ભવાસમાં હરિ સંભારી, કોલ કરેલો પાળ—હવે તો૦ ૭
આડી અવળી વાતો મેલી, સીધો મારગ ઝાલ—હવે તો૦ ૮
દુષ્ટ વાસનાને પરહરવા, ધર ભક્તિની ઢાલ—હવે તો૦ ૯
ભજન રંગમાં રંગાશે તો, પડશે ખાશો તાલ—હવે તો૦ ૧૦
સાચાં સદ્‌ગુરૂને સેવી, અજ્ઞાન બીજને બાળ—હવે તો૦ ૧૧
**દીનાનાથ** પ્રભુ ભજીલે ભાવે, તજ જૂઠી જંજાળ—હવે તો૦ ૧૨

---

## (૧૪૦) શ્રી ભગવાનની ઉપર ભરોસો રાખીને ભક્તિ કરવાનો ઉપદેશ.

( રાગ–ઉપરનો )

ભાઇ ભરોસો રાખ, પ્રભુનો ભાઈ ભરોસો રાખ
ભજન ભાવથી ભાખ, પ્રભુનો ભાઇ ભરોસો રાખ—ભાઇ૦ ટેક
શરીર સુંદર નથી ટકવાનું, અંતે થવાનું ખાખ—પ્રભુનો૦ ૧
વા'લી નારી પણ થશે ન્યારી, માયા મસળી નાંખ—પ્રભુનો૦ ૨
ધન દોલતને માલ ખજાના, મટોડી સમ ઝાંખ—પ્રભુનો૦ ૩
મારી તારી તજી નઠારી, કાઢ કલેશની માંખ—પ્રભુનો૦ ૪
જન્મ લઇ લઈ ભટકી મુંઓ, બહુ ચોરાસી લાખ—પ્રભુનો૦ ૫
આ નર તન પામીને પ્રીતે, ભજનામૃતને ચાખ—પ્રભુનો૦ ૬
**દીનાનાથ** મન પંખી મેળવ, પ્રેમ ભક્તિની પાંખ—પ્રભુનો૦ ૭

## [૧૪૧] શાંતિ યુક્ત અંતઃકરણવાળા ભક્તનાં ઉદ્‌ગાર.

( રાગ-ઉપરનો )

જેમ રાખો તેમ રહુરે, પ્રભુજી જેમ રાખો તેમ રહું રે
કદીએ કશું નવ કહુંરે, પ્રભુજી જેમ રાખો તેમ રહુરે—જેમ૦ ટેક
સુખને દુઃખને સદૈવ સરખાં, મનથી માની લઉરે—પ્રભુજી૦ ૧
કોટી ઉપાય કરે નહિ વળશે, સમજીને હું સહુંરે—પ્રભુજી૦ ૨
ગાંડો ઘેલો જૂઠો સાચો, ભક્ત તમારો છઉંરે—પ્રભુજી૦ ૩
અનાથના પ્રભુ નાથ તમોને, છોડીને ક્યાં જાઉરે—પ્રભુજી૦ ૪
નિરાધાર આધાર આપને, કહો કેમ તજી દઉરે—પ્રભુજી૦ ૫
**દીનાનાથ** જગનાથ દયાધન, અખંડ પ્રીતિ ચહુરે—પ્રભુજી૦ ૬



## (૧૪૨) મનને ઠપકો

( રાગ-ઉપરનો )

ભ્રમમાં શીદ ભટકાવે, મનવા ભ્રમમાં શીદ ભટકાવે
પત્થરથી શીર પટકાવે, મનવા ભ્રમમાં શીદ ભટકાવે—ટેક
વારંવાર અવસર નહિ આવે, આળસમાં અકળાવે—મનવા૦ ૧
જળ તરંગ સમ ક્ષણીક આયુષ, શાને વૃથા ગુમાવે—મનવા૦ ૨
આત્મસ્વરૂપનું ભાન ભૂલાવી, દેહાભિમાન કરાવે—મનવા૦ ૩
પારસમણિ પડતો મૂકાવી, ખોટો કાચ અપાવે—મનવા૦ ૪
ગગન પુષ્પની આશ કરાવી, આમ તેમ અથડાવે—મનવા૦ ૫
પણ મન મૂરખ સાચું માનજે, એમ કદી નહિ ફાવે—મનવા૦ ૬
મલિન દેહની મલિન વસ્તુમાં. મોટી મોજ મનાવે—મનવા૦ ૭
માંસ રૂધિર મજ્જા ને મેદમાં, કેમ વૃથા લલચાવે—મનવા૦ ૮
કર સત્સંગત સદ્ગુરૂ સેવા, પરમ પદારથ પાવે—મનવા૦ ૯
દીનાનાથ ભવસિંધુ તારક, ભકિત કેમ નહિ ભાવે—મનવા૦૧૦

## (૧૪૩) દ્રશ્ય જે દેખાય છે, તે મિથ્યા છે. સત્ય તો કેવળ પ્રભુનું ભજન છે.

( રાગ ઉપરનો )

યહ દ્રશ્ય સભી હૈ સપના, સબ કહતે અપના અપના
ધન સંપત સુત માતુ પિતુ પતિ, મતલબ માયા રચના—સબ૦ ૧
છિનુમેં ઉપજત છિનુમેં છુટત, બડી વિલક્ષણ ઘટના—સબ૦ ૨
તત્ત્વ તત્ત્વમેં મીલીજાત હૈં; કીસકો કહતે અપના—સબ૦ ૩
દીનાનાથ અપના નહિ કોઉ, સમજ સદા શિવ જપના—સબ૦ ૪

## (૧૪૪) શ્રી પરબ્રહ્મ વિભુ પરમાત્માની પ્રાર્થના.

(ગઝલ, " હરદમ કૃષ્ણ કહે શ્રી કૃષ્ણ કહે તું જબાં મેરી " એ રાહ)

સદા સર્વત્ર વ્યાપક, તુંહિ તુંહિ છે શ્રી હરિ.
" સર્વં ખલ્વિદં બ્રહ્મ, " તત્ત્વ વાત એજ ખરી—સદા. ટેક
ઘટ ઘટમાં બિરાજે, અણું અણુંમાં તું ગાજે,
નથી ભિન્નતારે કાંઇ, તું ઉદક ને હું છું લહરી—સદા૦ ૧
ઘટ ને મૃત્તિકામાં, નથી જુદાઇ જરી,
અલંકારો ને કંચન, તેમ વિશ્વ ને તું હરિ—સદા૦ ૨
ત્રિગુણાતીત રૂપે, સચ્ચિદાનંદ પ્રભુ,
કૃપા કરો નાથ દીનાનાથ, નમું ફરી ફરી—સદા૦ ૩

---

## [૧૪૫] જગતના જનોની પ્રીતિ કેવળ સ્વાર્થી મિથ્યા છે. માટે, સદા સત્સંગ કરો! અને પ્રભુનું ભજન કરો!

(" ગૃહસ્થાશ્રમની શોભા સઘળી નારીથી સચવાય " એ લય.)

જગના જનની જૂઠી પ્રીતિ, મતલબનો વ્યવહાર
પોત પોતાની ગરજ તપાસે, મતલબ માટે આવે પાસે
હસી હસાવી ખુંચી ખાશે. ગરજ સરી કે નાસી જાશે
એવો સ્વારથી સંસાર—જગના૦ ૧
પરમાત્માની વિચિત્ર માયા, કોની જનની કોની જાયા,
ખરી ઠગારી છે નિજ કાયા, જબરા બંધનમાં બંધાયા:
(હવે)કેમ થવું ભવપાર—જગના૦ ૨
પ્રભુ ભજનમાં રાખો પ્રીતિ, સંત સંગના રંગની રીતિ,
કરવી નહી કદાપી અનીતિ, નક્કી ટળશે ભવની ભીતિ,
દીનાનાથ કહે સાર—જગના૦ ૩

## (૧૪૬) શ્રી ભગવાનનું ભજન કરવું એજ પરમ ધર્મ છે.

( રાગ–બિભાસ. તાલ ઝંપા. )

( " જ્યાં સુધી આતમા તત્ત્વ ચિન્યો નહિ, ત્યાં સુધી સાધના સર્વ જૂઠી. " એ લય. )

હરિ તણું જ્ઞાન લઇ, હરિ વિષે ધ્યાન દઇ, હરિ હરિ રટણ, એ ધર્મ મોટો;
શ્રી હરિને તજી, તુચ્છ વસ્તુ ભજી, ધર્મ પાળ્યો કહે, એજ ખોટો–૧
એકલાં ધર્મથી, કર્મના ભર્મથી, ક્યાંય પણ કોઇની ભ્રાંતિ ભાંગી;
શ્રી હરિ પરહરે, કર્મ કીધાં કરે, તે કદી ક્યાં ઠરે, છે અભાગી—૨
શ્રી પ્રભુ જો મળે, આપદા સૈ ટળે, ભકત માંહી ભળે, મોક્ષ પામી;
ધર્મ તે શું ધરે, કર્મ તે શાં કરે, શાંતિ ઉરમાં ઠરે, ક્યાં વિરામી—૩
સંતનાં સંગમાં, ભજનના રંગમાં, ભકતના ઢંગમાં તત્વ જાણી;
**દીનાનાથે** કહ્યું. હરિ ભજન જો થયું, દુઃખ સઘળું ગયું, વેદવાણી–૪



## (૧૪૭) ઉપદેશ.

( રાગ–સોરઠ. ગરબીનો ઢાળ )

(" કાયા છે ત્યાં સુધી કર સુમરણ કીરતારનું રે. " એ–રાહ)

સાચો બોધ સમજ સમજાવું, જો ઉતરે ધ્યાનમાં રે
ભવ તરવા કર શુભ ભાવ, હરિ ભગવાનમાં રે—સાચો૦ ટેક
નામ રૂપ સઘળું છે ખોટું, કુટિલ કલ્પનાનું છે કોટું;
( સૌ ) છોટું મોટું પડતું ભોંઠું, ભાનમાં રે—સાચો૦ ૧
મજબુત ભૂત ભ્રાંતિનું લાગ્યું, મોહ બાણ બહુ જબરૂં વાગ્યું;
વિણ માગ્યું દુઃખ જાગ્યું, રહ્યો શું માનમાં રે—સાચો૦ ૨
નગુણી નારી નિત્ય નચાવે, સ્વારથનો સંબંધ સતાવે;
સંગે કોઇ નહિ આવે, સમજ કંઈ જ્ઞાનમાં રે—સાચો૦ ૩
જુઠી બાજીમાં બહુ બગડયા, મારૂં તારૂં કરીને ઝઘડયા;
રણ વગડે તે રખડયા, ભવરૂપ રાનમાં રે—સાચો૦ ૪

શાણો થઇ શા સુખે સુનો, ચેત ચેત ચેતાવું હું તો;
(પણ) છે તોફાની તું તો, તારા તાનમાંરે—સાચો૦ ૫
ખરેખરૂં તુજ ભલું ચહું છું, ભવ તરવાનો બોધ દઉં છું;
પ્રભુનું સ્મરણ ભજન કર કહું છું, કાનમાંરે—સાચો૦ ૬
નારાયણભજ નિર્મળ ભાવે, કર સત સંગત નમ્ર સ્વભાવે;
**દીનાનાથ** સાચું સમજાવે, શાનમાંરે—સાચો૦ ૭

## [૧૪૮] સત્સંગનો મહિમા.

( રાગ-ઉપરનો )

હરિજન ચાલો સત સંગતમાં, હરિગુણ ગાઇએરે
હરિગુણ ગાઇએરે, પ્રભુ ગુણ ગાઇએરે—હરિજન૦ ટેક
સંત સમાગમ છે બહુ સારો, બુદ્ધિમાં બહુ થાય સુધારો;
સંત ચરણનું શરણ સદાએ, ચાહીએરે—હરિજન૦ ૧
તત્ત્વસાર સંતો સમજાવે, ભાવ વડે ભગવાન ભજાવે;
એવો સંત સમાગમ શીદના, ચાહીએરે—હરિજન૦ ૨
લાખ પ્રયત્ન કરે નહિ વળશે, સત સંગત વિણ જ્ઞાન ન મળશે;
પાપ તણા પડદા પૂરે ન, સમાઇએરે—હરિજન૦ ૩
મળે જ્ઞાન સત્સંગે સારૂં, ટળે અજ્ઞાન તણું અંધારૂં;
ભક્તિ રસના અમૃત ફળને, પાઇએરે—હરિજન૦ ૪
સંતસંગમાં હરિગુણ ગાવા, ભજન કમાણી ખુબ કમાવા;
મોક્ષ તણો માવો ખાવા, ઝટ જાઇએરે—હરિજન૦ ૫
સત સંગતનો મહિમા મોટો, વાદવિવાદ તજો સૌ ખોટો;
શાણા થઇ શીદ જમનો સોટો, ખાઇએરે—હરિજન૦ ૬
વેદ પુરાણ પુકારી બોલે, કશું નથી સત્સંગની તોલે;
અમૃત તજીને વિષ ખાવા, શીદ ધાઇએરે—હરિજન૦ ૭

નીચ નારી નર પાપી ભારે, સત સંગત સૌને સુધારે;
સંત સમાગમ કરીને સુખીયાં, થાઇએરે—હરિજન૦ ૮
**દીનાનાથ**ના નાથને મળવા, રાધાનાથ પ્રભુને રળવા:
સત્સંગે નિર્મળ ગંગે નિત, નાહીએરે—હરિજન૦ ૯

## (૧૪૯) ઇશ્વરનું શરણ યાચનાર ભક્તની સ્તુતિ.

( રાગ–ઉપરનો )

શ્રી ગોપીનાથ ગોવિંદ, ગોપાલક શ્રી હરિરે,
ગોપાલક શ્રી હરિરે—શ્રી૦ ટેક

માંગી માંગીને શું માગું, દ્રવ્ય માત્રને હું તો ત્યાગું,
ચરણ શરણ હું યાચું સાચું, શ્રી હરિરે—શ્રી ગોપીનાથ૦ ૧
શરણાગત પાલક છો સાચા, સત્ય સત્ય છે વેદની વાચા,
સત્ય સનાતન સત્યેશ્વર છો, શ્રીહરિરે—શ્રી ગોપીનાથ૦ ૨
વિવર્ત રૂપે જે દેખાયા, પ્રપંચ સૌ જેમાંહી સમાયા,
તેજ તમે સ્વરૂપ અનુપમ, શ્રીહરિરે—શ્રી ગોપીનાથ૦ ૩
સ્મરણ કરૂં છું દીન દયાળુ, પરબ્રહ્મ પ્રભુ પરમ કૃપાળુ,
**દીનાનાથ** કહે નાથ નિહાળો, શ્રીહરિરે—શ્રી ગોપીનાથ૦ ૪

## (૧૫૦) શ્રી પરમાત્માની નમ્ર પ્રાર્થના.

( રાગ–ઉપરનો )

શ્રી વિશ્વંભર વિભુ વિશ્વનાથ, સંભાળજોરે
મુને સંભાળજોરે—શ્રી૦ ટેક

થાકયો જુઠી બાજી ધી, ખેબધી વાતને પડતી મેલી,
સમજયો આપજ બેલી, પ્રભુજી પાળજોરે—શ્રી૦ ૧
હરિ હવે હું ગયો છું હારી, શરણ તમારૂં મંગળકારી.
ધારી ભરોસો ભારી, ભજું છું ભાળજોરે—શ્રી૦ ૨

બધા વિકારોને બહુ બાળી. દુષ્ટ રોગને ખાળી ખાળી,
હરિ ભજનમાં મારી વૃત્તિ વાળજોરે—શ્રી૦ ૩
રખે પ્રભુજી અધવચ અટકું, ભવસાગરમાં પાછો ભટકું,
આ વખતે નહિ લટકું, નાથ નિહાળજોરે—શ્રી૦ ૪
જેવો તેવો દાસ તમારો, વહાલા મુજને નહીં વિસારો,
**દીનાનાથ** પ્રભુ ભવનો ફેરો ટાળજોરે—શ્રી૦ ૫

## (૧૫૧) સંકટ સમયે પ્રભુ પ્રાર્થના.

( રાગ-ઉપરનો )

હું સંતાપે સપડાયો, બાપ બચાવજોરે
આધાર આપનો એક, કૃપા દર્શાવજોરે—હું૦ ટેક
ભૂધર તમને ભાવે ભજું છું, પરિવાર ઘરબાર તજું શું.
નથી ગજું એ માધવ, માર્ગ બતાવજોરે—હું૦ ૧
સંકટનું શોષણ છે ભારી, શું અણજાણ્યું છે અસુરારી,
અરજી ફરે ઉતારી, દયા કંઇ લાવજોરે—હું૦ ૨
જેમ જેમ હું આગળ ધસું છું, તેમ તેમ હું વધુ ફસું છું,
વિશ્વાસેજ વસુ છું, નાથ નિભાવજોરે—હું૦ ૩
ધરણીધર ધીરજ ગઇ છૂટી, સાધન ખરચી પણ સૌ ખૂટી,
શીદ મારો છો કૂટી, વા'રે આવજોરે—હું૦ ૪
મારાં સૌ અપરાધ વીસારી, બાજી બગડી લો સુધારી,
શિક્ષા થઇ બહુ ભારી, તાપ સમાવજોરે—હું૦ ૫
અડચણ આવી છે અણધારી, નથી કોઇ છુટવાની બારી,
છેક ગયો છું હારી, પાર પોંચાવજોરે—હું૦ ૬
**દીનાનાથ** પ્રભુ બેડો આશે, પછી કહો મારું શું થાશે,
લાજ તમારી જાશે, બાપ બચાવજોરે—હું૦ ૭

## [ ૧૫૨ ] શ્રી ઇષ્ટ ગુરૂ પરમાત્માની પૂર્ણ કૃપાની પ્રાપ્તિ માટે મુમુક્ષુ સ્ત્રીએ કરેલી સ્તુતિ.

( રાગ-ઉપરનો )

મારાં હ્રદય-સદન-વિહારી, સદ્‌ગુરૂ નાથ હરિરે !
શ્રી સદ્‌ગુરૂ નાથ હરિરે !—મારાં૦ ટેક
બ્રહ્માનંદી અતિ ઉમંગી, મનમાન્યાં સાચાં છો સંગી,
નિજ રૂપ રંગે રંગી, એકાકાર કરીરે—મારાં૦ ૧
હવે કેમ મૂકી દો પડતી, કહો કૃષ્ણ શું હું કંઇ નડતી,
નથી અતિ બડબડતી, રડતી રહી ડરીરે—મારાં૦ ૨
ભવમાં ભટકી ભટકી થાકી, હવે પ્રભુ હું પૂરણ પાકી,
કેમ વિસારી નાંખી. બચાવો બાંય ધરીરે—મારાં૦ ૩
ચરણ શરણની લાગી લટકી, કહો હવે ક્યાં જાઉં છટકી,
શીદ મારો છો પટકી, છાની દઇ છરીરે—મારાં૦ ૪
કૃપાનાથ કંઇ દોષ ન જોશો, પ્રાણજીવન પ્રેમીને પોષો,
ભલે કરો કંઇ ઝોંસો, પણ હું છું ખરીરે—મારાં૦ ૫
કરગરી કરતી કાલાવાલા, કરુણાસાગર પ્રભુજી વ્હાલા,
મોહન મોરલીવાળા દર્શન, દ્યો જરીરે—મારાં૦ ૬
**દીનાનાથ** રઘુનાથ દયાધન, પ્રાણસખા પ્રભુજી જગજીવન,
તન મન ધન કરી અર્પણ, નમતી ફરી ફરીરે—મારાં૦ ૭

---

## [૧૫૩] શ્રી ભગવાનની સ્તુતિ.

( રાગ—ઉપરનો )

ગોવિંદ ગોકુલપતિ ગોવર્ધન, ગિરિવર ધારણારે
શ્રી ગિરિવર ધારણારે—ગોવિંદ—ટેક
સુદામાને કાંચનપુર આપ્યું, ધર્મ ઘેર ઉચ્છિષ્ટ ઉઠાવ્યું,
ધ્રુવ અંબરીષ પ્રલ્હાદ, ભકત સુખ કારણારે—ગોવિંદ—૧

કાર્ય કીધાં નરસંઇ મ્હેતાનાં, પૂર્યાં ચીર દ્રૌપદીનાં છાનાં,
દાનવ મર્દન સજ્જન, વેદોદ્ધારણારે—ગોવિંદ—૨
કંસ ધ્વંસક યાદવ રાયા, ગોપીજનવલ્લભ હરિરાયા,
**દીનાનાથ** ભાવે વંદું, ભવ તારણારે—ગોવિંદ—૩

---

## [૧૫૪] સદ્‌ગુરૂને શરણે જઇને શ્રદ્ધા ભક્તિ પૂર્વક સદ્‌ગુરૂની સેવા કરીને બ્રહ્માત્મતત્વ સમજે નહિતો, કોરી પંડિતાઈ કેવળ ભાર રૂપ છે.

(રાગ–લાવણીનો.)

(" મિર્મંગ નામ અંબામા તમારૂં " એ છંદનો રાહ.)

શું પોથીની પોક મૂકે છે, આત્મસ્વરૂપ ન જાણ્યું રે !
ધૂળ પડી તારા ભણતરમાં, અભિમાન શું આણ્યુંરે !—શું૦ટેક
ભગત બનીને જગને ઠગવા, લાંબુ તીલક તાણ્યું રે;
પેટને માટે જૂઠું જુગતું, સૌએ પોતાનું વખાણ્યુંરે !—શું૦૧
શાસ્ત્ર અને સદ્‌ગુરુ વિમુખ થઇ, મોજમઝા મન માણ્યું રે;
પૂજા પાઠ ભજન જપ તપ સૌ, પૈસા માટે પાળ્યુ રે—શું૦૨
મહા પંડિતનો ડોળ જાણે કંઇ, અમથી નથી અજાણ્યું રે;
હાડ ચામની હુંતા મમતા, ચાંડાળ કર્મ પ્રમાણ્યું રે !—શું૦૩
ધન્ય છે જેણે ગુરૂ શરણ જઇ, બ્રહ્મતત્ત્વને જાણ્યુ રે;
**દીનાનાથ** કહે ધન્ય જીવન જેણે, આત્મસ્વરૂપ પીછાણ્યુંરો–શું૦૪

---

## [૧૫૫] ઘડપણમાં દાંભિક ભક્તિ કરનારને બોધ

( રાગ-ઉપરનો )

મરણ પથારી પડ્યો મૂરખ, ત્યારે કરમાં માળા ઝાલીરે !
કાળાં કૃત્ય અનેક કરીને, આખી જીંદગી ગાળીરે !—મરણ૦ટેક
નાનપણે ઘર ધંધો કીધો, વૃદ્ધપણે વિરાગીરે !
કૂવો ખોદવો શરૂ કર્યો, જ્યારે આગ ચોગરદમ લાગીરે–મરણ૦૧
પત્થરની નૌકામાં બેઠો, સાગર પાર જવાનેરે !
મોક્ષને ઇચ્છે એરણ ચોરી, આપી સોયના દાનેરે !–મરણ૦૨
દાંભિક ભકિત કરવા લાગ્યો, મન મેલું કપડાં ભગવા !
બોર દઇ કલ્લી કાઢે ત્યમ,તું બેઠો પ્રભુને ઠગવા !–મરણ૦૩
મૂકી માયા હરિગુણ ગાયા, તેજ કમાયા સાચો માલ
**દીનાનાથ** કહે નિર્મળ મનથી, ભજભાવે ગોવિંદ ગોપાલ–મરણ.૪

---

## [૧૫૬] જીવાત્માને ચેતવણી.

રામ કૃષ્ણ ગોપાલ ભજો ભાઈ, રામ કૃષ્ણ ગોપાલ ભજો
ચંદન તીલક તુલસીની માળા, ભકિતનાં શણગાર સજો !—રામ૦ટેક
ભાવ ધરીને ભૂધર ભજતાં, આનંદમગ્ન વૃત્તિ જાગે;
વનમાળી શ્રી વિઠ્ઠલ વરની, ભકિતથી ભવ ભય ભાંગે—રામ૦ ૧
નરહરિ પ્રભુનું ભજન કરો ભાઇ, લેશ માત્ર ભુલ ખાશો નહિ;
ગયો વખત કદી મળે નહિ ફરી, આળસમાં અકળાશો નહિ— રામ૦ ૨
રહો સર્વદા ધર્મ સાચવી, પ્રભુ ચરણમાં ચિત્ત ચહો;
નામ પ્રભુનું નિશદિન જપતાં, રામ કૃષ્ણ ગોવિંદ કહો—રામ૦ ૩
મહા મોહિની માયાની મહા, જાળ વિષે જકડાશો નહિ;
હાથે કરીને હાથ ધરીને, બંધનમાં બંધાશો નહિ—રામ૦ ૪
રાત જશે કે દિવસ થશે, ને દિવસ જશે કે રાત થશે;
જાય વખત સહુ એમ નકામો, છેવટ પોતે તું એ જશે—રામ૦ ૫

ધામ ધરા ધન મેલી જવું છે, ભજન વિના ભૂલા પડશો:
**દીનાનાથ** કહે ચેતો ચેતો, નહિ તો પોક મૂકી રડશો—ભાવ૦ ૬

## [૧૫૭] સત્સંગ નહિ કરનારા નઠારી સોબત કરે છે ત્યારે, કુસંગતનું પરિણામ આવું થાય છે!

(રાગ-ઉપરનો)

ભારે ભૂલવણીમાં ભમે બહુ, ભારે ભૂલવણીમાં ભમે,
સાખુ લગાડે પટીયાં પાડે, અક્કડ થઇને કહે અમે—ભારે૦ટેક
ભક્તિ ગમે નહિ ભાવ ગમે નહિ, પુણ્ય દાન પૂજા ન ગમે;
પેટ શેકીયાના એ વેડીયા, પેટ માટ બધું દુઃખ ખમે—ભારે૦ ૧
એવાને એવાજ વખાણે, 'પ્રભુ ભજન કરતાં કમકમે;
કાળું ધોળું કરતાં અંતે, દુઃખ તણી ચાબુક ચમચમે—ભારે૦ ૨
નહિ દીનતા અતિ હીનતા, દીનજનોનાં જીવ દમે;
સાહેબની સેવામાં હાજર, સંત ભક્તને નહિ નમે—ભારે૦ ૩
સંધ્યા પૂજા પાઠ ભજન શાં, નિંદા કરે કે રમત રમે
અતિથીને અડસેલો મારે, દ્વાર બંધ કરીનેજ જમે—ભારે૦ ૪
હાય હાય ને મારૂં મારૂં, જ્યારે મરે ત્યારેજ શમે:
**દીનાનાથ** કહે એવા પામર, જન્મમરણમાં સદા ભમે—ભારે૦ ૫

## [૧૫૮] પ્રભુનું ભજન કરનારનો સંસાર ખરેખરો સફળ છે.

(રાગ ઉપરનો)

ખરો સફળ સંસાર છે તેનો, ખરો સફળ સંસારરે
નિર્મળ મનથી સમજી લેજે પ્રભુ ભજન એક સારરે—ખરો૦ટેક
પ્રભુ પરાયણ પતિવ્રતા જો, હોય સદ્ગુણી નારરે;
ઘર વિષે જો ભર્યાં હોય, ધન ધાન્ય તણાં ભંડારરે—ખરો૦ ૧

એવું છતાં પણ પુત્ર હોય નહિ, તો સઘળું શુનકારરે;
પણ તેને જો પુત્ર મળે તો, ભાગ્ય તણો નહિ પારરે—ખરો૦ ૨
મૂખ દુર્ગુણી દુઃખ કરાવે, દુષ્ટ વ્યસન કરનારરે:
બુદ્ધિમાન ગુણવાન મળે તો, થાય જરૂર જયકારરે—ખરો૦ ૩
**દીનાનાથ** કહે એવું ખરૂં પણ, ભજન વિના ધિક્કારરે
સંસારે રહી હરિ ભજન કરે, તેનો સફળ સંસારરે—ખરો૦ ૪

## [૧૫૯] કાળની અદ્ભુત ગતિ !

(રાગ-કાલીંગડો તાલ-જલદ ત્રિતાલ)

કાળ તણી ગતિ ન્યારી, સાધો કાળ તણી ગતિ ન્યારી
મદમાં બહુ મરડાતો ચાલે, વૃદ્ધ વયે તે લાકડી ઝાલે,
કાળની આગળ કશું ન ચાલે, કાળની પીડા ભારી—સાધો૦૧
ક્ષણમાં સુખ સન્માન કરાવે, ક્ષણમાં જબરો માર મરાવે,
ક્ષણમાં રંકને રાજ્ય અપાવે, રાજા કરે ભીખારી—સાધો૦૨
શીતકાળમાં શીત સતાવે, ઉષ્ણકાળ ઉકળાટ કરાવે,
વર્ષામાં વરસાદ વીતાવે, અખંડ ધારાધારી—સાધો૦૩
કોઇવખતે કરતો નથી વૃષ્ટિ, કાળ કરે વખતે અતિ વૃષ્ટિ,
સંકટમાં સપડાવે સૃષ્ટિ, કાળ કરે ખુવારી—સાધો૦૪
ભલે જઇ બેસે સંતાઇ, તો પણ ઝાલે કાળ કસાઇ
નહિ ચલે તેમાં ચતુરાઇ, કાળ અતીશે કારી—સાધો૦૫
દાનવ માનવ ને લઇ લીધાં, ભલાં ભલાં દેવો પણ બીધાં
કોઇ રહે નહિ સાજાં સીધાં. જગ ભક્ષણકારી—સાધો૦૬
બચવાની છે એકજ બારી, **દીનાનાથ**ના મનમાં ધારી,
મન મમતા માયાને મારી, ભજન કરો સુખકારી—સાધો૦૭

## (૧૬૦) ગ્રહોની પીડા આત્માને થાય છે, એવું માનનારાઓને બોધ.

("પરમ કૃપાલુ સંતજનો સમ, કોણ કૃપા કરનારરે" એ રાહ.)

ગ્રહની પીડા આત્માને છે, એમ કેમ કહેવાયરે!
જ્ઞાની જનથી અજ અવિનાશી, આત્માને ઓળખાયરે-ગ્રહની૦ ટેક
ક્ષેત્ર વિષે જ્યાં બી નહિ વાવે, મૂષક ત્યાં શું કરવા આવે,
જે માણસ નહિ ઘર બંધાવે, કોણ માળ તેનો સળગાવે,
ગગને ઉડતા કાકપક્ષીથી કૈલાસે ન જવાયરે—ગ્રહની૦ ૧
સમડી શશી શું ઝડપી લાવે, કોડી કલ્પતરૂ શું કમાવે,
ક્રોડી કેસરીને શું સતાવે, સેવક શું સ્વામિને દબાવે,
**દીનાનાથ** કહે અવિનાશી આત્માને શું દુઃખ થાયરે—ગ્રહની૦ ૨

---

## (૧૬૧) ચિત્ત રૂપી ચકોર પક્ષીને પ્રભુ ભજન કરવાનો ઉપદેશ.

(રાગ—સારંગ)

("મન માને નહિ, સે ફેરા સમજાવું તોય શું થાયરે" એ—ર૦.)

હે ચિત્ત ચકોર, ભજ વહાલા વૃંદાવન વ્રજનાં ચંદ્રને
પ્રગટ્યા પોતે, પૂરણ પુરૂષોત્તમ શ્રી નંદ નંદને
જેણે નંદ ઘેર આનંદ કીધો, જેણે જસોમતિને જશ દીધો,
જેણે સુંદર બાળક વેષ લીધો—હે ચિત્ત ચકોર૦ ૧
જેણે પાપી પૂતનાને મારી, વળી સકટાસુરને સંહારી,
જેણે લીલા કરી અદ્દભુત ભારી—હે ચિત્ત ચકોર૦ ૨
જેણે ગોકુળની ગાયો ચારી, જેણે રૂષિ પત્નિને ઉદ્ધારી,
તે પ્રાણ પ્રભુની બલિહારી—હે ચિત્ત ચકોર૦ ૩
જેણે કાળી નાગ નાથી દીધો, ને નાગ શીશ પર નાચ કીધો,
જેણે દાવાનળને પણ પીધો—હે ચિત્ત ચકોર૦ ૪

ગિરિ ગોવરધન કર પર ધાર્યો, જેણે આખા વ્રજને ઉગાર્યો,
જેણે ઇંદ્ર તણો મદ ઉતાર્યો—હે ચિત્ત ચકોર૦ ૫
જેણે ગોપીઓનાં ચીર હર્યાં, લઇ કદંબ પર પ્રભુ આપ ચઢ્યાં,
જેણે મનોરથો સહુ પૂર્ણ કર્યાં—હે ચિત્ત ચકોર૦ ૬
મનમોહનજી મુરલીધારી, જેણે ઘેલી કરી વ્રજની નારી.
જે રમ્યા રાસ બહુ સુખકારી—હે ચિત્ત ચકોર૦ ૭
કહે **દીનાનાથ** મન મારીને, મધુ સુદન હરિ મુરારીરે
સાચો બેલી સંભારીરે—હે ચિત્ત ચકોર૦ ૮

## (૧૬૨) શ્રી નારાયણનું નામ સ્મરણ કરવાનો ઉપદેશ.

( રાગ—માલકોસ. તાલ—ત્રિતાલ )

ભજ મન નારાયણનું નામ.
અંતરજામી રામ—ભજમન૦ ટેક
નારાયણનું નામ જપંતા, નહિ બેસે કંઇ દામ—ભજમન૦૧
મનમાં શમતા રાખી સમજો, જુઠો ડોળ તમામ-ભજમન૦૨
માત પિતા ધન સુત નારી કોઇ, અંતે નાવે કામ-ભજમન૦૩
શુ લાગ્યો શું લઇ જવાનો, કેમ થાય બદનામ—ભજમન૦૪
માયામાં શું મચી રહ્યા છે, કેમ કરે છે આમ—ભજમન૦૫
**દીનાનાથ** પ્રભુભજન કરેથી, મળશે મોક્ષનું ધામ-ભજમન૦૬

## (૧૬૩) સંકટ સમયે પ્રભુ પ્રાર્થના.

( રાગ—માલકોસ. ગત—દાદરાની )

શ્રી રઘુનાથ રાખો લાજ, સંકટ સંહારી
ધ્રુવ પ્રલ્હાદને ગજરાજ, વિભિષણને આપ્યું રાજ,
કીધાં કાજ શ્રી મહારાજ, મધુસુદન મુરારી—શ્રી૦ ૧

નથી માત પિતા ભાઇ, એક આપની સગાઇ,
પ્રાણનાથ પ્રભુ ધાઇ, લ્યો સંભાળ મારી—શ્રી૦ ૨
ઘણો ઘણો હું ગભરાઉં, અંતરમાંય હું અકળાઉં,
ક્યાં હું જાઉં કોને બોલાવું, કષ્ટ પડ્યું ભારી—શ્રી૦ ૩
આપ વિના નથી ગતિ, મુને નથી ઝાઝી મતિ,
વિસરો નહિ વિશ્વપતિ, નાથ લ્યો ઉગારી—શ્રી૦ ૪
કહી દીધી બધી વાત, તમે માત તમે તાત.
દીનદયાલ **દીનાનાથ**, આશ એક તારી—શ્રી૦ ૫

## [૧૬૪] કામની દુષ્ટતા વિષે.

(રાગ–પરજ. તાલ–ત્રિતાલ)

તજ અનંગનો દુઃસંગરે
સદા રાખ સતસંગરે—તજ૦ ટેક
છતી આંખે અંધાપો આણે, બદલી નાંખે રંગરે—તજ૦૧
તન ધનથી એ હાલ બનાવી, પાડે ભજનમાં ભંગરે—તજ૦૨
કામાતુરને કશું ન સૂઝે, અજબ બનાવે ઢંગરે—તજ૦૩
વ્યસન કામનું અતિશય કપરૂં, જબરૂં જગતે જંગરે—તજ૦૪
કામ જીતે તે જગને જીતે, પણ જો તજે કુસંગરે—તજ૦૫
**દીનાનાથ** કહે સુખ ઇચ્છો તો, કરો ભજન સતસંગરે—તજ૦૬



## [૧૬૫] વંદના.

(રાગ–કલ્યાણ. તાલ–ત્રિતાલ)
("શ્રી લંબોદર ગિરિજાનંદના." એ–રાહ)

શ્રી પ્રભુ પદમાં મુજ વંદના,
મુજ વંદના, મુજ વંદના—શ્રી૦ ટેક

ગોપીજન મન મોહન માધવ,
ભજું નંદના નંદના—શ્રી૦ ૧
દીન દયાળુ, પરમ કૃપાળુ
**દીનાનાથ** સુખ કંદના—શ્રી૦ ૨

## [૧૬૬] જ્ઞાનની મોટી મોટી વાતો કરવાથી કંઈ વળતું નથી. માટે નિર્મળ મનથી પ્રભુનું ભજન કરો!

("જ્યાં સુધી આતમા અંગમાં છે, ત્યાં સુધી હરિ હરિ તું કહે" એ રાગ.)

કેવળ કથનીથી શું થાય, કારજ સરે જો હરિ ગુણ ગાય
લાડુ જલેબી ઘેબર ખાજા, બહુ બહુ પાક કરાય;
સુંદર સારાં ભોજન ભાખે, શું કંઇ પેટ ભરાય-કેવળ૦ ૧
સાંકર સાંકર મુખથી કહીને, ભલે બહુ હરખાય;
પણ એવી રીતે કોઇ કાળે, મુખ મીઠું નવ થાય-કેવળ૦ ૨
લવરીથી નહિ લાભ મળે. કંઇ પોપણ નહિ પમાય;
ખરી મઝા તે કયાંથી પડશે, જ્યાં સુધી નહીં ખાય-કેવળ૦ ૩
પાણી પાણી પોકાર કરતાં, તરસ કેમ મટી જાય;
અમૃત અમૃત બોલતાં, કહો કેમે અમર થવાય-કેવળ૦ ૪
વાતો કરવાથી શું વળશે, કોઇનું કશું જરાય;
ભાવ વડે ભગવાન ભજ્યા વિણ, ભવ સિંધુ ન તરાય-કેવળ૦ ૫
મોટી મોટી વાતો કરે પણ, કરણી કરે ન કાંય;
એવા અવળા ભૂલી ભટકી, રખડે ભવની માંય-કેવળ૦ ૬
જેવી કે'ણી તેવી રે'ણી રાખી રહો સદાય;
**દીનાનાથ** કહે રે'ણી રાખે, તે વૈકુંઠે જાય-કેવળ૦ ૭



## (૧૬૭) પ્રભુને ભજો !

(રાગ-ઉપરનો)

ભજમન ગોવિંદા ગોપાલ, ભજમન ગોવિંદા ગોપાલ,
તજમન સૌ જૂઠી જંજાળ, તજમન સૌ જૂઠી જંજાળ-ભજમન૦ટેક
ચાડી ચુગલી મેલી ચતુર નર, ચિતમાં ચેતી ચાલ:
ભજ નારાયણ, નરહરિ નટવર, નંદાજીના લાલ-ભજમન૦ ૧
રાતો માતો થઇ મદમાતો, શું હરખાયો હાલ;
અંતે જમ દરબારે કેવાં, થાશે બુરાં હાલ-ભજમન૦ ૨
મોજ ઉડાતો મન મલકાતો, ભલે મસ્ત થઇ મા'લ:
પણ પોકળ છે પોલું બધું, નથી કશોએ માલ-ભજમન૦ ૩
તન ધન જોબન જશે ઝપાટે, બધો બગડશે તાલ:
સત્સંગ ભજનનો પુણ્ય પંથ તે, ઝટ દઇને ઝાલ-ભજમન૦ ૪
નિગમ ગુરુ ગમ ભેદ બતાવું, ધર ભકિતની ઢાલ:
અંતે મુકિત ફળશે મળશે, પામો ફક્ક ફાલ-ભજમન૦ ૫
ભજ નરહરિ આળસ પરહરી, જો માથે ભમતો કાળ:
**દીનાનાથ** હરિદાસ કહે ભાઈ. કોણે દીઠી કાલ-ભજમન૦ ૬

## (૧૬૮) દુર્જનો કદી પણ દુષ્ટ સ્વભાવ છોડતા નથી. માટે દુર્જનનો સંગ ત્યાગ કરીને સત્સંગ કરવા વિષે બોધ.

(રાગ-ઉપરનો)

હરિજન હેતે હરિગુણ ગાય, દુર્જનથી તે કેમ ખમાય
કડવો જાતે લીમડો, સીંચો સાંકર તે માંય;
રોજ રોજ દુધ પાઓ છતાં પણ, મીઠો કદી ન થાય-જેજન. ૧

કસ્તુરીને કપુરનો ક્યારે કદીએ જો થાય.
પણ ડુંગળીની દુર્ગંધી તે, કેમે કરી હરાય........જેજન. ૨
મોટી મૂશળધારે જો કદી, પડનો મેઘ સદાય:
પણ પથરો પલળી કોકાળો, નરમ નહિ દેખાય.....જેજન. ૩
સુંદર સોનાનાં પીંજરમાં, મનહર મેવા ખાય:
તો પણ કાળો કાગડો તે, વિષ્ટા જોઇ લોભાય........જેજન. ૪
સોમણ સાબુ ભલે બગાડો, લાખો કરો ઉપાય;
ચાહે તેવી ક્રિયા કરો પણ, ગધો ગાય નહિ થાય.....જેજન. ૫
કાળો કાળો કોયલો, બહુ દુધ વિષે ધોવાય:
ચાતુરીની ચાલથી પણ, સફેદ નહિ થઇ જાય........જેજન. ૬
વડા વડા વળ વાળી વાળી, જે દોરી બંધાય.
તે દોરી કદી બળી જાય પણ, વળ કેમે મટાય.....જેજન. ૭
દુષ્ટ જનોની સોબત તજજો, જો સાચું સમજાય:
**દીનાનાથ** સત્સંગ ભજનથી, પ્રભુ પદમાં સોંપાય...જેજન. ૮

---

## (૧૬૯) હરિ ભજનનો મહિમા.

( રાગ ઉપરનો )

જે જન હેતે હરિગુણ ગાય, તેને પ્રભુ કરે છે સહાય
અંતરની પૂરણ પ્રીતિ જો, શ્રી પ્રભુ વિષે કરાય;
તો તેને વશ થાય વહાલો, જગન્નાથ જગરાય.....જે જન. ૧
અન્ય ઉપાયો કઠણ કલીમાં, સુખથી હરિ સ્મરાય:
હરિભજન કરતાં કરતાં કંઇ, કષ્ટ ન પડે જરાય.....જે જન. ૨
ધીરે ધીરે પાપ તાપ, સંતાપ સહુ ટળી જાય;
મનહર સુખકર દુ:ખહર સુંદર, પ્રભુજી પ્રસન્ન થાય...જે જન. ૩

પ્રકટ પ્રભુ પોતેજ પધારી, ધરણીધર હરિ ધાય:
કારજ સઘળાં સિદ્ધ કરે છે, જે જો ચિતમાં ચ્હાય...જે જન. ૪
જેને વશ છે વિશ્વનાથ, તેનાં સૌ દુ:ખ હરાય
**દીનાનાથ**ના નાથ મળે, ભવસિંધુ સહજ તરાય...જે જન. ૫

## [૧૭૦] નિર્મળ ભાવથી ભજન કરવા વિષે.

(રાગ ઉપરનો)

જેને પ્રભુ ભજનનું મન, સાચાં તેજ હરિનાં જન
હરિ ભજનમાં હેત અતિ ને, હરિનું નામ રટણ:
ભકિત તત્વનાં કીર્તન ભજનો, સુખથી કરે શ્રવણ–જેને૦ ૧
ભલે હોય પંડિત કે મોટા, ભારે જ્ઞાની જન;
પ્રેમ ભકિત વિણ સમુળ ફીકકા, લાગે ભકતને મન–જેને૦ ૨
ધન્ય ધન્ય છે તે નર જેમાં, ભકિત પ્રેમનો રંગ;
હરિદાસોનાં દાસ થવામાં, પરમાનંદ ઉમંગ–જેને૦ ૩
**દીનાનાથ** કહે નિર્મળ ભાવે, કરો સંતનો સંગ:
ભજન કરો ભવસાગર તરવા, અંતરથીજ અભંગ–જેને૦ ૪

## (૧૭૧) આત્મતત્વનો બોધ.

(રાગ ઉપરનો)

અદ્ભુત આપ એક અખંડ, આત્મા પોતે પરમાનંદ
નજરે જોતાં દીસે છે તે, જગત બધું વીનાશી,
આદિ અંતને મધ્યમાંહી એક, વિભુ રહ્યા છે વિકાસી–અદ્ભુત૦૧
પુરી દ્વારકા અવધ અવંતી, મથુરા કાંચી કાશી:
સર્વ સ્થળે સર્વેશ્વર શ્રીહરિ, આત્મા સ્વયં પ્રકાશી–**અદ્ભુત૦૨**
પૃથ્વી પાણી પવન ગગન, અગણિત તેજસ્વી તારા;
શિવ બ્રહ્મા શશી સૂર્ય ઇંદ્ર કોઇ, આત્માથી નથી ન્યારા–અદ્ભુત૦૩

આત્માથી કાંઇ ભિન્ન નથી, **ભ્રાંતિથી** ભેદજ ભાસે;
મૃગજળ જેવી મિથ્યા બાજી, સત્સંગે સમજાશે–અદ્દભુત૦૪
રામકૃષ્ણ નારાયણ શિવ હરિ, નામે એ ઓળખાય;
**દીનાનાથ** કહે સદ્દગુરૂ સેવો, તો એ તત્ત્વ કળાય–અદ્દભુત૦૫

---

## (૧૭૨) પ્રભુનું ભજન કરવાનો બોધ રૂપ ફટકો.

( "નારે માથે કોપી રહ્યો કાળરે, ઉંઘ તને કેમ આવે" એ રાહ.)

તારે જમને જવાબ છે દેવોરે, પડી રહ્યો કેમ પાજી!
ત્યાં દેશે જવાબ તું કેવોરે, પડી રહ્યો કેમ પાજી!
નહિ પૂછે તને ઘરબારરે, પડી રહ્યો કેમ પાજી!
નહિ પૂછશે સુત ને નારરે, પડી રહ્યો કેમ પાજી!
તું ચેતીને અવળો ચીલેરે, પડી રહ્યો કેમ પાજી!
બંધાઇને માયાને ખીલેરે, પડી રહ્યો કેમ પાજી!
જોઇ પૈસો ઘણું હરખાતોરે, પડી રહ્યો કેમ પાજી!
બહુ માયાનો માર તું ખાતોરે, પડી રહ્યો કેમ પાજી!
ખોટા ફંદે ફસીને અજાણરે; પડી રહ્યો કેમ પાજી!
બંધા દેતો બગાડી ધાણરે, પડી રહ્યો કેમ પાજી!
નાવે ભકિત વિના કોઇ સાથરે, પડી રહ્યો કેમ પાજી!
શાને ભજતો નથી **દીનાનાથરે**, પડી રહ્યો કેમ પાજી!

---

## [૧૭૩] પ્રભુનું ભજન કરતાં શરમ રાખનારને બોધ.

[ રાગ ઉપરનો ]

હરિ ભજવાને પાડતાં તાળીરે, લાજ તને કેમ લાગે?
નમી પડતાંરે ડોકને વાળીરે, લાજ તને કેમ લાગે?
પ્રભુ ભજવાને પાડતાં ધાંટોરે, લાજ તને કેમ લાગે?

પ્રભુ સાથે કરવા પ્રેમ ધારીરે, લાજ તને કેમ લાગે?
બોલ સંતોના સંગમાં જાતાંરે, લાજ તને કેમ લાગે?
ગુરૂ ગોવિંદનાં ગુણ ગાતાંરે, લાજ તને કેમ લાગે?
સાચાં સંતોની સેવા કરતાં રે, લાજ તને કેમ લાગે?
રૂડાં રામના નામને સમરતાંરે, લાજ તને કેમ લાગે?
જઇ દેવને પડતાં પાયરે. લાજ તને કેમ લાગે?
દાન દેતાં કંપાવી કાયરે, લાજ તને કેમ લાગે?
પ્રભુ કીર્તન સાંભળતાં કાનરે. લાજ તને કેમ લાગે?
**દીનાનાથ** ભજતાં ભગવાનરે, લાજ તને કેમ લાગે?

---

## (૧૭૪) ખોટાં કામ કરતાં શરમ નહિ રાખનારને બોધ

(રાગ ઉપરનો)

લોક દેખતાં પાડતાં બોકરે, લાજ નહિ કેમ લાગે!
આ ફેરો કરે છે ફોકરે. લાજ નહિ કેમ લાગે!
મોટા બેઠીને બહુ બોલાવતાંરે, લાજ નહિ કેમ લાગે!
અભિમાનમાં અતીશે અરાડતાંરે. લાજ નહિ કેમ લાગે!
નીચ પાપીનાં સંગમાં જતાંરે, લાજ નહિ કેમ લાગે!
ઘણાં નાટકનાં ગીતડાં ગાતાંરે, લાજ નહિ કેમ લાગે!
રોજ સાહેબ સલામી ભરતાંરે, લાજ નહિ કેમ લાગે!
પેલા બાઇજીનું કહ્યું કરતાંરે, લાજ નહિ કેમ લાગે!
નહિ કરવાના કરતાં કામરે, લાજ નહિ કેમ લાગે!
પેલા ડાક્તરને આપતાં દામરે, લાજ નહિ કેમ લાગે!
બહુ ગામના ગપાટા હાંકતાંરે, લાજ નહિ કેમ લાગે!
ભુંડા ખોટી નજરથી ઝાંખતાંરે. લાજ નહિ કેમ લાગે!
પ્રભુ અર્પણ કર્યા વિના ચાવતાંરે, લાજ નહિ કેમ લાગે!
**દીનાનાથ** કહે સંતો સતાવતાંરે, લાજ નહિ કેમ લાગે!

## (૧૭૫) હરિજનનાં દોષ નહિ જોવા વિષે ઉપદેશ.

("હરિ હું શું કરૂંરે, મારો માયા ન મુકે કેડો" એ રાહ.)

કદી કોઈ કાળે રે, ભાઈ હરિજનનાં દોષ ન જોશો
હરિજનોનાં દોષ જોવાથી, ઉંચે પદે નહિ ચઢશો;
દુઃખમાં જીવન ગાળી ગાળી, અંતે નરકે પડશો—કદી૦ ૧
પરનાં દોષો જોવા કરતાં, જુઓ તમારાં દોષો;
સ્વદોષ જોતાં દીન થઇને, દુષ્ટ દોષને ખોશો—કદી૦ ૨
હરિજનો તો હરિ ભજે ને, પરનાં દોષ ન પરખે;
માન રહિત અનિદીન હરિજન, જોઇને શ્રી હરિ હરખે—કદી૦ ૩
દીનતાથી દીનબંધુ મળે છે, દીનતા દોષ કળે છે:
દીનતા રાખે ગર્વ ગળે, દીનતાથી દુઃખ ટળે છે—કદી૦ ૪
હરિજનને હરિ રૂપ ગણી, નમશો તો પ્રભુને ગમશો:
દીનાનાથ પ્રભુ દોષ જોયાથી, ભવસાગરમાં ભમશો—કદી૦ ૫



## (૧૭૬) પ્રભુના ભજન વિના સાચું સુખ કદી પણ મળતું નથી.

(રાગ-સારંગ "મન માને નહિ, સો કેરા સમજાવું તોયે શું થાયરે." એ રાહ)

પ્રભુ ભજન વિના, જન્મ મરણનું બંધન કદી ટળતું નથી.
પ્રભુ ભજન વિના, મોક્ષ તણું સુખ કો કાળે મળતું નથી—પ્રભુ૦ ટેક
તન ધન જન જોબનને જોરે, ખરો ચઢયો છે તું તો તોરે,
હરિભજન મુકયું છે કોરે, આત્મતત્વ ધન ચોર્યું ચોરે,
ભજન ભાન વિણુ, સત્ય જ્ઞાન વિણુ ગુમાન, કંઇ ગળતું નથી—પ્રભુ ૧
નિશદિન માથે કાળ ભમે છે, છતાં પાપ કરવાનું ગમે છે,
મોટાં મોટાં દુઃખ ખમે છે, છતાં રાગ રંગમાં રમે છે,
વગર વિચારે, ફાંફાં મારે, કોઇનું કશું વળતું નથી.........પ્રભુ૦ ૨

પ્રભુ ભજનનો પંથ વિસરતો, કપટી કાળા કારજ કરતો,
નાટક ચેટક જોતો ફરતો, ધ્યાન સદા વિષયોનું ધરતો,
અનંગ રંગે, દુઃસંગે, અજ્ઞાન કદી બળતું નથી............પ્રભુ૦ ૩
વિકારવાળા મનને મારી, સંત સમાગમ સુખદ વિચારી.
હરિજન સંગે હેત વધારી, ભજન કરો ભાવે લલકારી,
**દીનાનાથ**, રઘુનાથ ભજ્યાવિણ, સત્સુખ કોઇ રળતું નથી-પ્રભુ૦ ૪

## (૧૭૭) ભજનોપદેશ.

[ "હાંરે તમે બધા હરિજન થાઓ" એ રાહ. ]

હાંરે તમે બધા ભજનમાં આવો, તમે શા માટે શરમાઓ!
એમાં લાજ શરમને ખોવી, કહેવાની વાટ નહિ જોવી,
સુણો સૌ જન, કરોની ભજન, મળ્યું આ તન,
ફરી નહિ પાવો, તમે શા માટે શરમાવો..........હાંરે તમે૦ ૧
સુખ લેશ નથી સંસારે, મિથ્યા મોહ માયા મારે.
નથી કંઇ સ્વાદ, પાડીને સાદ, કરી બહુ યાદ,
હરિ રીઝાવો, તમે શા માટે શરમાઓ!.........હાંરે તમે૦ ૨
જીવતાં જરી નથી ડરવાનું, આખર તો છે મરવાનું,
છોડીને છાક. ધરીને ધાક, બનીને રાંક,
હરિગુણ ગાઓ, તમે શા માટે શરમાઓ!...........હાંરે તમે૦ ૩
શાંતિનું એકજ બારું, છે ભજન પ્રભુનું સારું.
**દીનાનાથ**, કહું છે વાત, થોડી રહી રાત,
હરિજન થાઓ, તમે શા માટે શરમાઓ! .......હાંરે તમે૦ ૪

## (૧૭૮) અમે તો હરિભજન કરશું!!!

( કવ્વાલી ).

અમે તો હરિભજન કરશું, અમે તો હરિભજન કરશું!
પ્રભુ ગમે તેમ રે'વાનું, પડે તે દુઃખ સે'વાનું,
પરંતુ એજ કે'વાનું, અમે તો હરિભજન કરશું!—૧
ભજનમાં લેશ નહિ ડરશું, ભજનમાં મસ્ત થઇ ફરશું
ભજન કરતાં કરતાં મરશું, અમે તો હરિભજન કરશું!—૨
ભલે સૌ બોલે મનગમતું, કશુંએ કોઇ શું દમતું,
રાખીએ મન સદા રમતું, અમે તો હરિભજન કરશું!—૩
જડી જીવ સાથ એ પ્રીતિ, શરીર પડવાની શી ભીતિ,
થઇ છે પ્રભુ તણી પ્રતિતી, અમે તો હરિભજન કરશું!—૪
રે કોઇને ઢોંગ પણ લાગે, ભુંડા કહી કોઇ તો ભાગે,
જેને જે જોઇએ તે માંગે, અમે તો હરિભજન કરશું!—૫
સાચે સાચી કહીએ વાત, રટણ છે રામનું દિન રાત,
કહે છે દાસ **દીનાનાથ**, અમે તો હરિભજન કરશું!—૬

---

## (૧૭૯) ભજી લો ભાવથી ભગવાન!

( કવ્વાલી. )

તજી દો મત મમતાને માન, ભજી લો ભાવથી ભગવાન!
ખુમારી ખોટી અહં ખૂટે, ભ્રમણતા મનની પણ છૂટે,
માયાનાં બંધન સૌ તૂટે, ભજી લો ભાવથી ભગવાન!–૧
તજો કુટિલ કપટ કુમતિ, સજો સદ્‌ગુણ તથા સુમતિ,
કૃપા કરશે વૈકુંઠ પતિ, ભજીલો ભાવથી ભગવાન!—૨
ભવસાગરમાં સર્વ તણાય, મિથ્યા મમતી બહુ જણાય,
મૃગજળ જેવા ભોગ ગણાય, ભજી લો ભાવથી ભગવાન!—૩

મારૂં મારૂં કરી મરતાં, કદીએ કોઈનું નહિ કરતાં,
પાપથી પેટ શું ભરતાં. ભજી લો ભાવથી ભગવાન !—૪
પકડો શ્રી હરિનો હાથ, લગાડો નેહ પ્રભુની સાથ,
કહે છે દાસ **દીનાનાથ**. ભજી લો ભાવથી ભગવાન !—૫

## (૧૮૦) ભજો ભગવાનને ભાવે !!

( કવાલી. )

ભજો ભગવાનને ભાવે, ભજો ભગવાનને ભાવે !
વૃથા ચિંતા નહી કરવી, સદાએ શાંતિ ઉર ધરવી.
હરિની ભક્તિ આદરવી, ભજો ભગવાનને ભાવે !—ભજો૦૧
પ્રભુની છે અજબ માયા, રે અસ્તોદય તણી છાંયા,
મળી છે માનવી કાયા, ભજો ભગવાનને ભાવે !—ભજો૦૨
નજર ઝીણી કરી નિરખો, અખિલ સંસારને પરખો,
બધો છે મૃગજળનાં સરખો, ભજો ભગવાનને ભાવે !—ભજો૦૩
ઠાલા ઠાઠને ઠેલી, ને મમતા મોહને મેલી,
સહુના છે પ્રભુ બેલી. ભજો ભગવાનને ભાવે !—ભજો૦૪
બધું જાણે જગતનો નાથ, નથી અણજાણ એકે વાત,
કહે છે દાસ **દીનાનાથ**. ભજો ભગવાનને ભાવે !—ભજો૦૫

## (૧૮૧) સાચો સાર.

[ કવાલી. ]

" હજારો ગ્રંથનો કહું સાર. ભજોને ભાવે જગદાધાર "
" હજારો વાતની એક વાત, મુખથી રામ રટો દિનરાત "
" હજારો બોધનો એક બોધ, કરો નિત રામ નામની નોંધ "
" હજારો મંત્રનો એક મંત્ર, કરવો રામ મંત્રનો તંત્ર "

"હજારો ઉપાયનો ઉપાય, નામથી સર્વે સિદ્ધિ થાય"
"હજારો હાડનો એક કાડ, ભજજો રામ નામનો પાઠ"
"હજારો દીનાનાથના નાથ, સુરવર વંદિત શ્રી જગનાથ"

## [૧૮૨] અંગ્રેજી ભણીને અધર્મ કરનારાઓ વિષે.

( કવાલી. )

ધર્મનું જ્ઞાન ગણવામાં રહ્યું અંગ્રેજી ભણવામાં
શિખા નહિ રાખતાં માથે, બીગાડ સાહેબો સાથે
બધાનું ખાદ્ય લેવામાં, હોટલની ચાહ પીવામાં—૧
પ્રભુ પૂજન ભજન કેવું, ન્હાવાનું નામ નહિ લેવું
હઠીલા થઇ બબડવામાં, દંભ ને ડોળ કરવામાં—૨
બોલતાં જેમ વેદાંતી, હૃદયમાં લેશ નહિ શાંતી
પાપથી પેટ ભરવામાં, ઘણો ગુમાન ધરવામાં—૩
ગમે પરદેશની રીતો, ભૂલે બહુ ભીંતની ભીંતો
બુટ પાટલૂન સજવામાં, સ્વજનનાં દોષ જોવામાં—૪
રૂચે નહિ પહેરવી ખાદી, ગમે નહિ બેસવા ગાદી
ગુલામી કામ કરવામાં, મહા ધક્કાબ મળવામાં—૫
જ્ઞાતિભોજન નથી ગમતાં, કલબોને પાર્ટીમાં જમતાં
મહા મોટા મનાવામાં, ખીસાં તાજાઓ કરવામાં—૬

## (૧૮૩) રે સર્વે વાપરો ખાદી !!

( કવાલી. )

જો ચાહો દેશ આબાદી, તો સર્વે વાપરો ખાદી !
તજી દો પરદેશીનો પ્યાર, થવાનું છે એમાં ખુવાર,
બહુ સોંઘી સરળ સાદી; રે સર્વે વાપરો ખાદી !—૧

હમારી ઠગી જાય માયા, રે ગોરે ઘણાંયે લુંટાયા,
હવે અટકાવો બરબાદી, રે સર્વે વાપરો ખાદી !—૨
એ તીખી ધારની તરવાર, સજી લ્યો સઘળાં નર ને નાર.
થાશે જરૂર જય જયકાર, સર્વે વાપરો ખાદી.—૩
ન લાગે સ્વરાજ્યને કંઇ વાર, વિણ માંગે મળશે નિરધાર,
બધા ઝખમારશે વાદી, રે સર્વે વાપરો ખાદી !—૪
ખાદીનાં સજો શણગાર, ખાદીનાં ભરો ભંડાર.
ખાદી કરજો અંગીકાર, સર્વે વાપરો ખાદી !—૫
રે એમાં અદ્‌ભુત છે શક્તિ, પ્રકટશે જ્યોતિ ઝગમગતી.
છોડજો વૃત્તિ ડગમગતી, રે સર્વે વાપરો ખાદી !—૬
કેવળ પરોપકારી થઇ, સ્વદેશી વ્રતને ઝાલી રહી,
દંભને ડોળ ત્યાગી દઇ, રે સર્વે વાપરો ખાદી !—૭
બનો બહુ ખાદીના નાદી. છે ખૂબીકાર બહુ ખાદી,
અવિચળ આપશે ગાદી, રે સર્વે વાપરો ખાદી !—૮
રે દીનાનાથ જોડી હાથ, ભજવા ભાવથી જગનાથ,
કરવા પ્રસન્ન ભારત માત, સર્વે વાપરો ખાદી !—૯



## (૧૮૪) ગુરૂગમવાળાનેજ પ્રભુનો સાક્ષાત્કાર થાય છે.

(રાગ–આશાવરી. તા. દીપચંદી. "કર શૃંગાર ચતુર અલબેલી" એ રાહ.)

કોઇ કહે નારાયણ છે નભમાં, કોઇ પાતાળ બતાવે છે રે
કોઇ જંગલમાં વનમાં વહતાં, કોઇ ભૂમિ ભટકાવે છેરે–કોઇ૦ ૧
કોઇ કહે પૂરવમાં પ્રભુ પોતે, કોઇ ઉત્તર સમજાવે છેરે–કોઇ૦ ૨
કોઇ કહે ઘરમાં કોઇ સાગરમાં, આમ તેમ અથડાવે છેરે–કોઇ૦ ૩
કોઇ કહે જળમાં કોઇ કહે સ્થળમાં, કોઇ ધાતુ ધોવરાવે છેરે–કોઇ૦ ૪
કોઇ કહે મનમાં કોઇ પવનમાં, ગમે તેમ પટકાવે છેરે–કોઇ૦ ૫
પણ દીનાનાથ કહે ગુરૂગમથી જો, નાથજી નજરે આવે છેરે–કોઇ૦ ૬



## (૧૮૫) આ સંસાર ખરેખરૂં મુસાફરખાનું છે!!

(" જુનું તો થયુંરે દેવળ જુનું તો થયું" એવો રાહ.)

શાનું મારૂં માનેરે. શાનું મારૂં માને?!
આ મુસાફરખાનું શાનું મારૂં માનેરે?—શાનું૦ ટેક
આ મુસાફરખાના માંહી, મુસાફરો આવે આંહી,
(પણ) કોઇ નથી સાંભળતું કંઇ કાનેરે—આ મુસાફરખાનું૦૧
રાવણ દુર્યોધન જેવા, દાખલ એ સમજી લેવા,
કેવાં મુરખા ચઢયાં તોફાનેરે,—આ મુસાફરખાનું૦૨
મારૂં મારૂં કહીને મરતાં, તું છે ડાહ્યા તે કરતાં,
માટે હું કહું તે લઇ લે ધ્યાનેરે,—આ મુસાફરખાનું૦૩
મુસાફરી છે આ છેલ્લી, મરી જવું સઘળું મેલી,
સંતોને સંગે સુખીયો થાનેરે,—આ મુસાફરખાનું૦૪
સૌ કોઇ છે નાશ થનારૂં, જાયું તે જરૂર જનારૂં,
ભકિત સુધા પાન કરીને પાનેરે,—આ મુસાફરખાનું૦૫
સદ્દગુરૂને શરણે જઇને, તત્ત્વસાર સમજી લઇને,
**દીનાનાથ** ગોવિંદના ગુણ ગાનેરે—આ મુસાફરખાનું૦૬

---

## (૧૮૬) વાસીદામાં સાંબેલું!!!

(એક તારાના ભજનનો રાહ.)

વાસીદે સાંબેલું પેલું જાયરે. જો આંખ ઉઘાડી
એમને એમ સુઝે ના સમજાયરે, જો આંખ ઉઘાડી—વાસીદે૦ટેક
મૃગજળને જોઇ હરખાયો, પાણી પીવાને ધાયો;
કયાંથી મળશેરે પાણી ત્યાંયરે, જો આંખ ઉઘાડી—વાસીદે૦ ૧
મારૂં મારૂં માની રહે છે, મારૂં કરી કોને કહે છે,
કહેનારા કંઇક ગયાને જાયરે, જો આંખ ઉઘાડી—વાસીદે૦૨

હું હું કરી ફરે જાતિ. ભાઈ કોણ આવ્યો ક્યાંથી,
શાને ખોટું ફાટીને ફુલાયરે, જો આંખ ઉઘાડી—વાસીદે૦૩
જેને તું માને મારાં, તે તો છે ચોર ઠગારા,
મધુરું બોલીને ખુંચવી ખાયરે, જો આંખ ઉઘાડી—વાસીદે૦૪
જગતનાં સુખો લલચાવે, અંતે કોઇ કામ ન આવે,
ઠગ્યા ઠગ્યા શું દેહ ઠગાયરે, જો આંખ ઉઘાડી—વાસીદે૦૫
સાથી તારાં નથી સારા, ધાડપાડુ છે લુંટારા,
વસ્તીના માંય તું લુંટાયરે, જો આંખ ઉઘાડી—વાસીદે૦૬
માયા વાસીદું તજવું, સાચેનું તત્ત્વ સમજવું,
દીનાનાથ ભજ ભગવાન સહાયરે, જો આંખ ઉઘાડી—વાસીદે.૭

---

## [૧૮૭] જીવ મુસાફરે જાગવાની જગાપર ઉંઘવું નહિ જોઇએ, છતાં ઉંઘે છે તેને બોધ.

(એક તારાના ભજનનો રાહ.)

જાગ ભાઇ તું જાગ મુસાફર, સુઇ રહ્યો શા માટેરે
જાગ ભાઇ તું જાગ ! ! !
આ વૃક્ષોની છાંયા સ્થીર નથી, નથી સ્થીર તું પોતેરે
ભાન ભૂલ્યો જોઇ આગ ! ! !—જાગ૦
જુદું છે આ વૃક્ષને, જુદાં ફળ ફુલ પાન,
જુદો છે આ સાથરો, જુદી નિદ્રા જાણ.
માટે ઢંઢોળીને જગાડું. આળસ મરડી ઉઠરે ભાઇ કેમ કરેછે રાગ
જાગ્યો તો તો જીત્યો સમજજે, નહિ તો જમડાં દેશે ડાંગ.
જાગ ભાઇ તું જાગ ! ! !—જાગ૦
તૃષ્ણા રૂપ રજ્જુ વડે, બંધાયો તું છે;
પીઇને મોહ રૂપી સુરા, બેભાન બન્યો તું છે.

આંખ ઉઘાડી જોને ભાઇ, પાછળ પેલા ચોરોરે *તેથી બચીને ભાગ
**દીનાનાથ** કહે વિલંબ નહિ કર, ઝટપટ તારે રસ્તે લાગ.
જાગ ભાઇ તું જાગ!!!



## (૧૮૮) મનન કરવા યોગ્ય સદુપદેશ.

(એક તારાના તંબુરાના ભજનનો રાહ.)

કહું છું સાચે સાચી વાણી, જગને જુઠું જાણી પ્રાણી,
સર્વેશ્વર સારંગપાણી, સમર હરિનેજી.
રખે ગુમાવે આવી પાળી, ગઇ તે ગઇ હવે રહી સંભાળી,
જાગ્યા ત્યાંથી સવાર જાણી, સમર હરિનેજી—ટેક.

" પૈસો પૈસો બોલતો, પૈસો પ્રભુ મા બાપ "
"પણ યમ દરબારે જતાં, થાશે બહુ સંતાપ "

ધન પૂંઠે શું ધાયો દોડી, પાસ હોય તો દે કર જોડી,
સાથે નાવે કોડીરે, સમર હરિનેજી........................૧

" કુંભ સમાણી દોદરી, કાચી છે કાયા "
" તેમાં શું રાચી રહ્યો, ખોટી છે માયા "

તોપણ મન માયામાં રાજી, ખોટી મમતા રાખે ઝાઝી
મનડું ગારૂં જાએ દાઝી, સમર હરિનેજી..................૨

" ગર્ભવાસ રક્ષા કરી, સુંદર દેહ દીધી "
" ખાવા પીવા પે'રવા, તજવિજ સૌ કીધી "

કેવું કલેજું તારૂં કારી, તેં શ્રી હરિને દીધા વિસારી,
બુદ્ધિ બગડી તારીરે, સમર હરિનેજી......................૩

" પરસ્ત્રી માત સમાનને, પરધન પત્થરરે "
" સમ ભાવે સૌને જુએ, સજ્જન લક્ષણ એ "

પણ તું ખાસો દીસે અનાડી, તાકે પરધન ને પરનારી,
દશા શી થાશે અગાડીરે, સમર હરિનેજી..................૪

---

* કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એ છ વિકારો મોટા ચોર છે.

" લોક વિષે મોટો થવા, દેવું શિર કરતો "
" પુણ્યદાન કોરે રહ્યાં, ને પાપે નહિ ડરતો "
વડો થવા નહિ કાઢીશ કરજે, સમજી વિચારી કારજ કરજે,
પાપ કૃત્ય કરતાં તું ડરજે, સમર હરિનેજી.................૫
" ચિત્ત શું ચકડોળે ચઢયું, ડાંપણ શું ચૂલે "
" હું હું મારૂં માણતો. મદમાં શું ફૂલે "
લોકલાજ પાંણો ધરી કંઠે, કેમ અલ્યા તું આવો વંઠે,
નહિ થાય કોઇ સંગી અંતે, સમર હરિનેજી...............૬
" સુત સુતા પરણાવીયા, ને જમણ સરસ કીધાં "
" વાજાંઓ વગડાવીયાં, ને લ્હાવા બહુ લીધાં "
(પણ) શું કીધું સંસાર તરણનું, મોટું દુઃખ છે જન્મ મરણનું
શરણ ગ્રહીલે ગિરિધરણનું, સમર હરિનેજી...............૭
" ચેત ચેતરે પ્રાણીયા, જરી તો જાગ્રત થા "
" મોહરૂપી નિદ્રા તજી, ગોવિંદના ગુણ ગા "
હવે મારૂં કેવું તું માને, કથા પ્રભુની સાંભળ કાને,
મુખ થકી શ્રી હરિગુણ ગાને, સમર હરિનેજી...............૮
" નહિ ચેતે તો યમતણો, માર પડે ખાવો "
" પછી પસ્તાશે માનવી, અવસર મળે નાવો "
**દીનાનાથ** કહે ફંદી ફેલી, તત્પર થઇજા આળસ મેલી,
પ્રભુ વિણ કોઇ નથી બેલીરે, સમર હરિનેજી...............૯

## (૧૮૯) ભજનનો બોધ.

( " ભક્તિ નૌકામાં બેસીને ભાઇ ભવ તરીએ " એ રાહ )

સહુ જગ સ્વપ્ના સમ સમજીને ભાઇ, રામ ભજીએ
રામ ભજીએ ભાઇ રામ ભજીએ—સૌ૦

મતલબના બ્હેન ભાઇ, માતને તાત ભાઈ
અટપટ વાળી ખટપટને બધી તજીએ—સૌં૦ ૧
ઝાકળ જળ જેમ સુકાયે, તેમ આ કાયા કરમાયે
ધન તન જોબન સહુ જૂઠાં માની લીજીએ—સૌ૦ ૨
વિજળી ચમકારા જેવાં, સઘળાં વૈભવ છે તેવાં
દુઃખના સાગરમાં ડુબકાં શાને દીજીએ—સૌ૦ ૩
સુખ રૂપ સાચા શ્રીરામા, દુઃખ રુપછે અન્ય નકામા
દીનાનાથ દાસ કહે છે ભકિત સજીએ—સૌ૦ ૪



## (૧૯૦) સંતોની સેવા વિના અને પ્રભુનાં ભજન વિના કોઇનું ખરૂં કલ્યાણ થતું નથી. તે વિષે બોધ.

( " મારે આંગણીએ વાલા તુળસીનો છોડ છે " એ ભજનનો રાહ, )

જૂઠી જગ માયા ભાઈ, જૂઠી છે માયા
કાચી કાયા છે ભાઇ, કાચી છે કાયા—જુઠી૦ ટેક
ખેલ છે સર્વે ખોટો, પાણીનો જેમ પરપોટો;
તેને સાચો માનીને, મોહમાં ફસાયા—જુઠી૦ ૧
માત તાત ભ્રાત દારા, સ્વારથ સગપણ કરનારા;
તેને કહી મારાં મારાં, લાલચ માંહી લોભાયા—જુઠી૦ ૨
ઇચ્છા હોય જો સુખ લેવા, તો કરો સંતની સેવા
કહે દીનાનાથ ધન્ય, જેણે હરિગુણ ગાયા—જુઠી૦ ૩



## [૧૯૧] સંસારથી ઉપરામ પામેલા જીવાત્માનાં વિરાગોદ્‌ગાર.

( એક તારાના તંબુરાના ભજનનો રાહ. )

મરવું છે નિરધાર, જીવડલા મરવું છે નિરધાર

શાને માટે કાળું ધોળું કરે, તને મારશે જમડાં માર
સચ્ચિદાનંદને ભજ, બીજી ખટપટ બધી તજ—મરવું૦ ૧

*　　*　　*　　*

અરે મોહ પામેલા માનવીરે, જરી જોને અભાગી જાગી
રક્ત માંસ મજ્જા વાળી, કાયાની માયા શું લાગી
નથી કોઇ તારૂં ભાઇ, જુઠી જગની સગાઇ—મરવું૦ ૨

*　　*　　*　　*

અરે મોત નથી મુકનાર, મદોન્મત્ત મોત નથી મુકનાર
કંઈ ગયા ને તું પણ જાશે, જાતે વિચાર લગાર
દાઝે છે દીલડું મારૂં, અંતે થાશે શું તારૂં—મરવું૦ ૩

*　　*　　*　　*

અરે કાળ તણા કોળીઆરે, તારી બુદ્ધિ કોણે લુંટી
જોત જોતામાં મોત થશે, જાણે માટીની મટુકી ફુટી
માટે મુકીદે મમત, તજીદે રમત ગમત—મરવું૦ ૪

*　　*　　*　　*

અરે વિષય તણા લોભીયારે, અલ્યા કુર્મટ જેવા કામી
જમ જવાબ માગશે ત્યારે, કે'શે તું શું હરામી
દીનાનાથ ત્યાં નહિ ફાવે, ભલામણ કોની લાવે—મરવું૦ ૫

---

## (૧૯૨) ભાવથી ભગવાનને ભજવાનો ઉપદેશ.

(રાગ—હમીર કલ્યાણ. તાલ તેવરા)

રે ભજ ભાવસેં ભગવાન, તજ તજ માન અરૂ અભિમાન
છુટત સબ ભય હોત હરિમય, પાવૈ પદ નિર્માન—રે ભજ. ટેક
જૂઠ જગ યહ સત્ય ભાસે, રજ્જુ સર્પ સમાન રે,
આનંદ ઘન એક બ્રહ્મતત્ત્વકો, પ્રેમસેં પહિચાન—રે ભજ૦ ૧

દુર્જનોંકા સંગહુસેં, હોત અપની હાંનરે;
સંત સંગતિ કરત શુભમતિ, મીલત આતમ ગ્યાન—રે ભજ૦ ૨
કામ ક્રોધ અરુ લોભ મોહકો, જાન નરકકી ખાનરે;
માર માર નિકાર કર, ગોવિંદકા ગુન ગાન—રે ભજ૦ ૩
કુમત મત મદ મમત તજકે, ધર પ્રભુકા ધ્યાનરે;
ભજન કર કર સુમર, **દીનાનાથ** સુખ નિધાન—રે ભજ૦ ૪

## [૧૯૩] પ્રભુપર વિશ્વાસ રાખનાર ભક્તના ઉદ્‌ગાર.

( મ્હાદ. તા. તેવરા. અથવા એક તારાના ભજનમાં પણ ગવાય છે. )

દઢ હરિ શરણુ ગ્રહનારને. ભાવે ભજન કરનારને;
કદીએ નહિ ભૂલનાર જે, તે પ્રભુતણો વિશ્વાસ છે— ટેક૦
પ્રલ્હાદજીએ સ્મરણુ કીધું, નૃસિંહ રૂપ તે વાર લીધું;
ખરૂં પારખું આપી દીધું, તે પ્રભુ તણો વિશ્વાસ છે—દઢ૦ ૧
ધ્રુવજીએ ભક્તિ આદરી, ગરૂડે ચઢી આવ્યા હરિ;
ઇચ્છા સૌ પૂરણુ કરી, તે પ્રભુતણો વિશ્વાસ છે—દઢ૦ ૨
જ્યારે વિભિષણ શરણુ આવ્યા, રામને મન બહુજ ભાવ્યા
ચીરંજીવ કહી બોલાવ્યા, તે પ્રભુ તણો વિશ્વાસ છે—દઢ૦ ૩
ગોપાલ થઈને ગાયો ચારી, રાસલીલા કરી ભારી,
જેણે પૂતના ઉદ્ધારીરે, તે પ્રભુતણો વિશ્વાસ છે—દઢ૦ ૪
ભક્તજનના ભીડહારી, કંસ જેવા દુષ્ટ મારી;
લીધાં સંત ઉગારીરે, તે પ્રભુ તણો વિશ્વાસ છે—દઢ૦ ૫
આ **દીનાનાથ** તો દાસ છે, એક શ્રીહરિની આશ છે;
સર્વત્ર જેનો વાસ છે, તે પ્રભુતણો વિશ્વાસ છે—દઢ૦ ૬

## (૧૯૪) વિષયની દુષ્ટતા વિષે બોધ.

(રાગ–ખમાચની ઠુમરી. ત્રિતાલ)

રે અતિ દુઃખદ વિષય વિકાર
સાચું માનો નરનાર—રે અતિ૦ ટેક
વિષ કરતાં પણ વિષય વાસના, વિષમ દુઃખ દેનાર-રે અતિ.૧
ભવસાગર ભટકાવી મારે, જન્મ મરણનો માર—રે અતિ૦ ૨
વિષય લુંટારો તન મન ધન સૌ, લૂંટી લઇ ઠગનાર-રે અતિ૦ ૩
લટકાવે બાંધી ફટકાવે, ખટકાવે ખુબ ખાર—રે અતિ૦ ૪
વિષયવાસના વડી વશમી છે, નરક તણું એ દ્વાર—રે અતિ૦ ૫
**દીનાનાથ** કહે હરિભજન કરી, વિષય વિકાર વિદાર-રે અતિ૦ ૬



## (૧૯૫) નામ સ્મરણનો બોધ.

( લાવણી. "તું કામણ કરી ક્યાં જાય નંદલાલ લેરી" એ રાહ. )

ઝટપટ તજ લંપટ, કુડાં કાજ કપટ તું;
નિર્ભય થઇ નિશદિન, રામ નામને રટતું— ૧
દેહ એજ આતમા, માને છે અજ્ઞાની;
પણ આત્માને ઓળખ, સાચો થઇ જ્ઞાની— ૨
જગની જુઠી સૌ, બાજી મનથી માની;
જીંદગાની જાણી લે, બે દિનની મ્હેમાની— ૩
**દીનાનાથ** કહે મોહ માયાથી હઠતું;
નિર્ભય થઈ નિશદિન, રામ નામને રટતું— ૪



## [૧૯૬] પ્રભુનાં ભક્તજનોનો મહિમા.

("જે કોઇ પ્રેમી અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે" એ રાહ.)

મારાં ભક્ત મુને બહુ વા'લાં. મારાં ભક્ત મુને બહુ વા'લાં
ભક્તજનો મારે હ્રદયે ને, ભક્તજનો મુજ માળા—મારાં૦ટેક

જ્યારે ભકત ચાલે ત્યારે, હું આગળ ચાલું રીતે;
ભકત બેસીને ભજન કરે ત્યાં, ઉભો રહું છું પ્રીતે—મારાં૦૧
મારાં ભકત જ્યાં જમે ત્યાં જમું, ભકત સુએ ત્યાં જાગું
ભકતનું સંકટ સહન કરું નહિ, ભકતોનો ભય ભાંગું—મારાં૦૨
ભકતનો મહિમા મુજથી મોટો, ભકત વડે હું ભાસું;
ભકતની નિંદા થાય ત્યાંથી હું, કરોડ યોજન નાશું—મારાં૦૩
લક્ષ્મી મારી જે પ્રિય નારી, તે ભકતોની દાસી;
સઘળાં તીરથ ભકત ચરણુમાં, ભકતજનો અવિનાશી—મારાં૦૪
ભકતને ધારો આત્મા મારો ભકત એજ મુજ પ્રાણુ;
ભકત સંગ હું રમણુ કરું છું, ભકત મુજ ભગવાન—મારાં૦૫
ભકત બોલાવે ત્યાં હું જાઉં, ભકતને દઉં સન્માન;
દીનાનાથના નાથ દયાળુ, ભકતાધિન ભગવાન—મારાં૦૬

---

## [૧૯૭] આ જગત્ જગદીશ રૂપ છે.

(રાગ બાગેસરી કાનરો. ત્રિતાલ)

છે જગદીશ સ્વરૂપ, જગત આ છે જગદીશ સ્વરૂપરે,
અસત્ય જે છે તેજ સત્ય છે, સત્યજ અસત્ય રૂપરે;
જ્ઞાનીનું એ તત્ત્વ જ્ઞાન છે. અતિશય અગત્ય રૂપરે—છે૦ ૧
રાત્રિ જે છે તેજ દિવસ છે, દિવસજ રાત્રિ રૂપરે;
આવી વાતો અજ્ઞાનીને, લાગે મહા અદભૂતરે—છે૦ ૨
દુઃખ જે જાણો તે સુખ માણો, જે સુખ છે તે દુઃખરે
જ્ઞાન રૂપ ભોજન નથી મળતું, ત્યાં લગી છે બાહ્ય ભૂખરે—છે૦ ૩
જ્ઞાન તેજ અજ્ઞાનરૂપ, અજ્ઞાન જ્ઞાનનું રૂપરે;
આત્મસ્વરૂપ અગોચર છે, જ્યાં મન વાણી પણ ચૂપરે—છે૦ ૪
વિશ્વરૂપ વિશ્વેશ્વર પોતે, વિભુ છે વિશ્વ સ્વરૂપરે;
દીનાનાથ કહે જગત બધું આ, છે જગદીશ સ્વરૂપરે—છે૦ ૫

## [૧૯૮] હોળીનું રહસ્ય.

(રાગ–કાફી. તા. દીપચંદી. " મારદીની પીચકારી " એ રાહ.)

કેવી, હરિએ હોળી મચાવી !
નિરખો ધ્યાન લગાવી !–કેવી, હરિએ૦ ટેક
એક વખત શ્રી પ્રભુજીને મન, હોળી રમવી ભાવી.
પણ એકલડાથી ન રમાશે, માટે બહુ ઉપજાવી,
લીધાં સહુ સાજ સજાવી................કેવી હરિએ૦ ૧
પંચ ભૂતની પચરંગી, પીચકારી પ્રભુએ બનાવી,
ચૌદ ભુવન ભરપૂર રંગ ભરી, માયા બાઇ બોલાવી,
પ્રગટયા પોતે આવી..................કેવી, હરિએ૦ ૨
મોહ મમતાનું લાલ ગુલાલ તે, વાલાજીએ ઉડાવી,
ગુલાલ નાંખી ભરી બધી આંખી, સૌની સુધ વિસરાવી,
ભલું નિજ ભાન ભુલાવી..............કેવી, હરિએ૦ ૩
સતને અસત કરી બતલાવી, અસતને સત સમજાવી,
ડાહ્યાને ઘેલાજ ગણાવી, ઘેલા ગુણવાન ખપાવી,
ખાસો હાડ ઝમાવી......................કેવી, હરિએ૦ ૪
(પછી) જ્યારે જ્ઞાનનું અંજન આંજ્યું, શ્રી ગુરૂએ દયા લાવી,
**દીનાનાથ** જગનાથ દેખાયા, અખંડ જોત જગાવી,
ભ્રાંતિની ધૂળ ઉડાવી—કેવી હરિએ૦ ૫



## [૧૯૯] હોળીનું રહસ્ય.

[ રાગ–ઉપરનો, ]

ગુરૂ ઘટમેં ખેલત હોરી
લાજ શરમકો તોરી—ગુરૂ૦ ટેક

ભર જોબન મદમાતી આતી, દશ ઇંદ્રિયાં ગોરી,
જબ મીલી એકાંત હૃદયમેં, તબ સબ મુખ મરોરી,
જાતી પકરી દોરી....................ગુરૂ ઘટમે૦ ૧
ભક્તિ પ્રેમ ગુલાલ ઉડાયો, અબીલ ભરભર ઝોરી,
શબ્દકી ચોટ લગાઇ ચતુરને, ભજન રંગમેં બોરી,
રાખી નહિ કછુ કોરી....................ગુરૂ ઘટમે૦ ૨
સબ વૃત્તિકા તાર તારકો, રંગકી રેલમેં રોરી,
તદાકાર કર દીની સબનકો. છુટ ગઇ મોરી તોરી,
એકસું એક બગોરી....................ગુરૂ ઘટમેં૦ ૩
ડીમક ડીમક ડીમ ડંગ બાજત, અનહદ ધુની મચોરી,
સોહં શિવોહં સોહં શિવોહં, સોહં શબ્દ હુઓરી,
નાચત નવલ કિશોરી....................ગુરૂ ઘટમેં૦ ૪
**દીનાનાથ** જગનાથ પરમ પદ, પાય પ્રભુમય હોરી,
નિશદિન ખેલો એસી હોરી, કયા કીસીકી હૈ ચોરી,
કર જોરી ઝકઝોરી....................ગુરૂ ઘટમેં૦ ૫

---

## (૨૦૦) શ્રી કૃષ્ણ ભગવાનની સ્તુતિ.

(રાગ દેશ. ઠુમરી.)

જગન્નાથ જગજીવન મનમોહન મુરારીરે
મોહન મુરારીરે, મનમોહન મુરારીરે—જગન્નાથ૦ ટેક
જેનું નથી જગમાં કોઇ, તેના તમે પાલક હોઇ;
અનાથના નાથ વહાલાં, ભક્ત હિતકારીરે—જગન્નાથ૦ ૧
મથુરામાં જન્મ લીધો, ગોકુલમાં વાસો કીધો;
ગોવિંદજી ગોપાલક થઇ, ગાયોને ચારીરે—જગન્નાથ૦ ૨

મીઠી મીઠી બંસી બજાવી, બ્રહ્મનાદને ગજાવી;
ગોપિકાઓને બોલાવી, રમ્યા રાસ ભારીરે—જગનાથ૦ ૩
ઈંદ્રિદેવ કોપ્યો ભારે, વૃષ્ટિ થઈ મૂશળધારે;
ધાર્યાં હરિ વ્રજની વારે, ગિરિરાજ ધારીરે—જગનાથ૦ ૪
કરણી નવ જોશો મારી, અજ્ઞાની બાળક ધારી;
**દીનાનાથ** લો ઉગારી, વૃંદાવન વિહારીરે—જગનાથ૦ ૫

## [૨૦૧] આપત્તિને સમયે શ્રી પરમાત્માની પ્રાર્થના.

( " રામ સુમર રામ સુમર, રામ સુમર ભાઇ." એ–રાહ. )

જય જય જગદીશ ઇશ, આશરો તમારો
શ્રી વિશ્વેશ અખિલેશ, વિપદ વિભુ વિદારો—જય૦ ટેક
કૃષ્ણચંદ્ર નંદલાલ, પ્રણતપાલ શ્રી ગોપાલ,
દીનબંધુ દીનદયાલ, કષ્ટને નિવારો—જય૦ ૧
આ ઉપાધિ મોટી આવી, કૃપા કરી લ્યો બચાવી,
છે તમારે હાથ ચાવી, નાથજી ઉગારો—જય૦ ૨
આદિ પુરૂષ અવિનાશી, ચિદાનંદ સુખ વિલાસી,
અભેદ આપ રહ્યા ભાસી, શ્યામ ના વિસારો—જય૦ ૩
પુરૂષોત્તમ પ્રભુ સ્વામિ, સર્વનામી સર્વગામી,
અંતર્યામી પૂર્ણકામી, **દીનાનાથ** તારો—જય૦ ૪

## [૨૦૨] પ્રભુની ભક્તિ કરવાનો ઉપદેશ.

( " મેરો ગિરધર ગોપાલ, દૂસરો ન કોઇ." એ લય. )

સદ્‍ગુરૂ હરિ સંત ચરણ, વંદી શિર નમાવો
ભાવ ધરી ભક્ત બની, ગોવિંદના ગુણ ગાવો—સદ્‍ગુરૂ૦ ટેક

અન્ય આશ તજી ખાસ, રાખો રામનો વિશ્વાસ;
ખરેખરાં થઇ દાસ, રામને રિઝાવો—સદ્‌ગુરૂ૦ ૧
રાંક ઉપર રાખો રે'મ, પ્રભુ સાથે રાખો પ્રેમ;
નીતિ ભકિત તણા નેમ, ચિત્તમાંહી લ્હાવો–સદ્‌ગુરૂ૦ ૨
મનુષ જન્મ તણો લા'વ, અતુલ લાભ મળ્યો દાવ;
દીનાનાથ ભકિત નાવ, વડે પાર થાવો—સદ્‌ગુરૂ૦ ૩

---

## (૨૦૩) રળજો પ્રભુ ભક્તિ ખરી !

( કવાલી )

( "જો અનન્ય ભકતો હો ગયે, સો પરમ પુરૂષારથ પા ગયે." એ રાહ.)

ભળજો ભજનમાં ભાવથી, રળજો પ્રભુ ભકિત ખરી
લોક લજ્જાને તજી, શણગાર ભકિતનાં સજી;
હવે હદ થઇ સમજી હજી, રળજો પ્રભુ ભકિત ખરી !- ૧
ત્યાં માનનું શું કામ છે, ઠરી બેસવાનું ઠામ છે;
ભાઇ ભજી લેવાના રામ છે, રળજો પ્રભુ ભકિત ખરી !–૨
ભકિતની નૌકાએ કરી, સંસાર સાગરને તરી;
તમે પાર જાશો ઉતરી, રળજો પ્રભુ ભકિત ખરી !-૩
હરિનાં જનોના દાસ થઈ, ગાજો હરિગુણ ધ્યાન દઇ;
સુખ દુ:ખને સરખાં માની લઇ, રળજો પ્રભુભકિત ખરી!–૪
વૃત્તિ વિષયની છોડજો, દુષ્ટોની સંગત તોડજો;
સંતોથી પ્રીતિ જોડજો, રળજો પ્રભુ ભકિત ખરી !–૫
ભજન સુધા ઝાંખો ઝરો, પીઇને અમર થઇને ફરો;
હવે જલદી તૈયારી કરો, રળજો પ્રભુ ભકિત ખરી !–૬

મિથ્યા નિશાશા શું ભરો, તમે શોક ઠાલો શું કરો;
સંસાર લાગ્યો શું ખરો, રળજો પ્રભુ ભક્તિ ખરી !—૭
દુનીયા અજબ છે ઢંગની, આશા તજી દો અંગની;
લગાડો લેહ ભજનના રંગની, રળજો પ્રભુ ભક્તિ ખરી !—૮
કહો કોણુ જન્મ્યું સાથરે, કોણુ આવશે સંગાથરે;
કહે છે દાસ **દીનાનાથરે**, રળજો પ્રભુ ભક્તિ ખરી !



## (૨૦૪) ભક્તિ કરો શ્રી રામની !

( રાગ–ઉપરનો )

લ્હેજત લાગી શી નામની, ભક્તિ કરો શ્રી રામની !
ભક્તિ કરો શ્રી રામની, ભક્તિ ખરી છે કામની—ટેક
કંસ જેવા નહિ રહ્યાં, રાવણુ સરીખાં પણુ ગયાં;
કોઇ સાથે કંઇ ના લઇ ગયાં, ભક્તિ કરો શ્રી રામની !—૧
ભંડાર ભારે ભામની, જાગીર મોટા ગામની;
વાતો બધી છે નામની, ભક્તિ કરો શ્રી રામની !—૨
દેખાવની દમામની, માયા મળી છે મામની;
તજી દો પ્રીતિ તમામની, ભક્તિ કરો શ્રી રામની !—૩
ચટકી લાગી શી ધામની, ફીકર પડી શી દામની;
લગની લાગી શી કામની, ભક્તિ કરો શ્રી રામની !—૪
સો વાતની એક વાતજી, સમજી રાખો ભલી ભાતજી,
કહે દાસ **દીનાનાથજી**, ભક્તિ કરો શ્રી રામની !—૫



## ( ૨૦૫ ) ત્રિવિધ તાપથી તપ્ત જીવાત્માની દુઃખથી મુક્ત થવા માટે શ્રી પ્રભુની પ્રાર્થના.

[ રાગ—આશાવરી—દાદરો. ]

[હે પ્રભો !] આપનો આધાર તજી, ક્યાં જઇ ઠરૂં રે ! !
ક્યાં જઇ ઠરૂં રે પ્રભુ, ક્યાં જઇ ઠરૂં રે !—આપનો૦ ટેક
મુખે કહું હરિ હરિ, જપું જાપ ફરી ફરી,
ભજન ભાવે કરી કરી, નિત્ય હું ફરૂં રે !—આપનો૦ ૧
કરવું નથી મારે નામ, જોઇએ નહિ ધનને ધામ,
ભાવ ભક્તિનુંજ કામ, ધ્યાન હું ધરૂં રે !—આપનો૦ ૨
તોયે તાવે ત્રિવિધ તાપ, આપદા અડે અમાપ,
કેવાં હશે પુર્વ પાપ, દુઃખથી ડરૂં રે !—આપનો૦ ૩
ક્યાં હું જાઉં કોને બોલાઉં, કોને ધ્યાઉં કોને ગાઉં,
શું સમજીને શાંત થાઉં, નાથ શું કરૂં રે !—આપનો૦ ૪
દીનબંધુ એક આપ, અતિ પ્રૌઢ છે પ્રતાપ,
તમે મારાં મા ને બાપ, એજ છે ખરૂં રે !—આપનો૦ ૫
મન વિષે મુંઝાઉં નાથ, નથી કોઇ સંગ સાથ,
અતિ અનાથ જગન્નાથ, હવે હું મરૂં રે !—આપનો૦ ૬
કૃપા કરી આવો પાસ, દુઃખથી ઉગારો દાસ,
નથી સહન થાતો ત્રાસ, નેન નીર ભરૂં રે !—આપનો૦ ૭
નિરાધાર છેક આંહી, ડૂબી ગયો દુઃખ માંહી,
પાહિ પાહિ પ્રભુ પાહિ, કૃષ્ણ કરગરૂં રે !—આપનો૦ ૮
પ્રભુ કરો ગમે તેમ, ભજન ભાવ તજું કેમ,
દીનાનાથ કહે એમ, ભવ થકી તરૂં રે !—આપનો૦ ૯

## [ ૨૦૬ ] નિરંતર દુઃખનોજ વિચાર કરીને શોક મોહને વશ થવું વૃથા છે!

[ રાગ—માલકોષ. ત્રિતાલ ]

સુજ્ઞજન અતિ શોક શું કરો!
વિવેક ઉરમાં ધરો—સુજ્ઞજન૦ ટેક

જશે જવાનું થશે થવાનું, કો કાળે પણ નથી મટવાનું;
દુઃખ કર્યું કોને ખમવાનું, વૃથા બ્રમણતામાં ભમવાનું;
સંતાપ આપ પરહરો!—સુજ્ઞજન૦ ૧

દુઃખ દુઃખ કહીને રડવાનું, રડી રડીને પણ મરવાનું;
આ જન્મે આવું કરવાનું, પછી શાંતિમાં ક્યાં ઠરવાનું;
લ્યો સાર વિચાર ખરો!—સુજ્ઞજન૦ ૨

કોનાં પુત્ર ને કોનાં ભાઇ, સગાઇ સૌ ખોટી દુઃખદાઇ;
મમતાની લાલચ લપટાઇ, અજ્ઞાની મરતાં અથડાઇ;
રે સમજી પગલું ભરો!—સુજ્ઞજન૦ ૩

શોક મોહને કાઢી નાંખી, અંતર્મુખ ઇંદ્રિયો રાખી;
દીનાનાથના નાથને ઝાંખી, પરમાનંદ પ્રસાદને ચાખી;
ભવસિંધુને તરો!—સુજ્ઞજન૦ ૪

---

## (૨૦૭) શ્રી મહાદેવજીની સ્તુતિ.

[ રાગ—ભીમપલાસ. તાલ—ત્રિતાલ ]

મહાદેવ હર ત્રિપુરારી હર
ત્રિપુરારી હર, ત્રિપુરારી હર—મહાદેવ૦ ટેક

ભુજગલોકપતિ સતિપતિ પશુપતિ, ઈંદુપતિ ધરણીપતિ ધુર્જટી-મ૦૧
ભસ્મ અંગ ધર, ચંદ્ર ત્રિશુલધર, મુંડમાલધર, વ્યાઘ્રાંબરધર-મહાદેવ૦૨
ગંગાધર હર, ગિરિજાવર હર, જટાજૂટ હર, હર શિવ હર હર-મહાદેવ૦૩
સુરગુરૂ સુરવર, પૂજીત હર હર, કામદહં, કરૂણાકર હર હર-મહાદેવ૦૪
દીનાનાથ, જગનાથ કૃપા કર, હર શિવ હર હર, હર શિવ હર હર-મહાદેવ૦૫

---

## [૨૦૮] પ્રભુનાં ભજનમાં પ્રેમ થયા પછીના ઉદ્દગાર.

[ રાગ-પરજ. "અનવારી અનહિ મુરારીરે" એ રાહ. ]

લગી હરિ ભજનકી ચટકીરે
ખોટી બાત મન ખટકીરે—લગી૦ ટેક
યહ કાયા છીન ભંગુર જાની, કચ્ચી મીટ્ટીકી મટકીરે-લગી૦ ૧
સબસેં ન્યારો હરિ હમારો, જો જાનત ઘટ ઘટકીરે-લગી૦ ૨
નિશદિન ગોવિંદકા ગુન ગાઉં, કભી ન જાઉં અટકીરે-લગી૦ ૩
મદ મમતા માયામેં પચ પચ, બહુત મરગમેં ભટકીરે-લગી૦ ૪
હરિ ભજનસેં ગ્યાન હોત હૈં, મોહ જાત હૈ સટકીરે-લગી૦ ૫
ભજન બિનુ નહિ હોત નિવેરા, કહાં જાઉં મેં છટકીરે-લગી૦ ૬
જપ તપ જોગ સમાધિ કરકે, કાહે મરૂં શિર પટકીરે-લગી૦ ૭
દીનાનાથ કહે નંદલાલકી, ખૂબ લગી અબ લટકીરે-લગી૦ ૮



## (૨૦૯) એક સમયે શ્રી લક્ષ્મીજીની સાથે વાતના પ્રસંગમાં શ્રી ભગવાને પોતાના ભક્તનો મહિમા કહેતાં આવાં ઉદ્દગાર કાઢયાં હતાં.

[ રાગ ઉપરનો ]

હું તો હરિજન પાસે યાચું છું
તું સમજી લેજે સાચું શું—હું તો૦ ટેક

પ્રેમ ભાવથી ફૂળ જળ ફાંઇ, આપે તેથી રાચું છું–હું તો૦ ૧
જેમ કરાવે તેમ કરૂં છું, નચાવે તેમજ નચું છું–હું તો૦ ૨
ભક્ત બોલાવે ત્યાં હું જાઉં, ભક્ત લખે તે વાંચું છું–હું તો૦ ૩
**દીનાનાથ** હું નાનું બાળક, ભક્ત કૃપા વિણ કાચું છું–હું તો૦ ૪

---

## (૨૧૦) ભજનોપદેશ.

[ રાગ–ભેરવી ત્રિતાલ. ]

ભજ પ્રભુ, પરમસ્નેહી સુખકારી
પરમસ્નેહી સુખકારી—ભજ પ્રભુ૦ ટેક
વેદ શસ્ત્રની સાધુ જનની માન શીખામણ સારી–ભજ પ્રભુ૦ ૧
સાચાં સ્નેહી સર્વેશ્વર ભજ, વિષય વિકાર વિસારી–ભજ પ્રભુ૦ ૨
માત પિતા ધન ધામ ને ધરણી, કોનાં સુત ને નારી–ભજ પ્રભુ૦ ૩
અંતે એકલાં જાવું પડશે, કર તું કર્મ વિચારી–ભજ પ્રભુ૦ ૪
ભાવ ધરીને ભજ નરહરિને–વેગે વહાલ વધારી–ભજ પ્રભુ૦ ૫
**દીનાનાથ** શુભ અવસર આવ્યો, લે મેળવી મુરારી–ભજ પ્રભુ૦ ૬

---

## (૨૧૧) સાધકની શ્રીહરિ પ્રત્યે પ્રેમળ પ્રાર્થના.

( રાગ–ઉપરનો )

અમારાં, તમે પ્રભુ માબાપ
તમે પ્રભુ માબાપ—અમારાં૦ ટેક
ભ્રમણામાં ભૂલીને ભટકયા, રજ્જુ જાણી સાપ—અમારાં૦ ૧
સાચો જાણ્યો નથી અજાણ્યો, અદ્‌ભુત આપ પ્રતાપ—અમારાં૦ ૨

સગાં સહુમાં સાચાં સ્નેહી, જે કહીએ તે આપ—અમારાં૦ ૩
સૌ સાધનનો સાર વિચારી, જપીએ તમારો જાપ—અમારાં૦ ૪
નજર કરીને જ્યાં જોઇએ ત્યાં, દીસે તમારી છાપ—અમારાં૦ ૫
મનનાં ધનનાં સકળ સ્વજનનાં, તનનાં ટાળો તાપ—અમારાં૦ ૬
દયાનિધિ પ્રભુ દયા આપની, અતી અનંત અમાપ—અમારાં૦ ૭
દીનાનાથના નાથ દયાળુ, શમાવજો સૌ પાપ—અમારાં૦ ૮



## [૨૧૨] પ્રકૃતિ તથા પુરૂષનું નિરૂપણ.*

(રાગ ભૈરવી.)

જ્ઞાની જ્ઞાન ભાન કેમ ભૂલે ! જ્ઞાની જ્ઞાન ભાન કેમ ભૂલે !
ફજેત થઇ શું ફુલે, જ્ઞાની જ્ઞાન ભાન કેમ ભૂલે !–જ્ઞાની૦ ટેક.
પુરૂષ અને પ્રકૃતિ એ બંને, અનાદિ કારણ રહિતજ જાણ;
સર્વ ઇંદ્રિયો સત્વ રજસ્ તમ, જનક પ્રકૃતિનેજ પ્રમાણ–જ્ઞા૦ ૧
કાર્ય કારણનાં કર્તાપણામાં, કારણરૂપ પ્રકૃતિ કહેવાય;
ભોગ્ય પદાર્થોના ભોક્તામાં પુરૂષ સત્ય હેતુ સમજાય–જ્ઞા૦ ૨
પ્રકૃતિ સંગે પુરુષ રહીને, પ્રકૃતિનો તે ભોગ કરે;
ભોગ ગોગ સંયોગ થતાં પણ, અસંગ રહેતાં કોણ ડરે–જ્ઞા૦ ૩
પ્રતિબિંબ રૂપે છે ભોક્તા, પુરુષ બિંબરુપ આત્મા છે;
પ્રકૃતિના પરિણામ રૂપ આ, શરીરમાં પરમાત્મા છે–જ્ઞા૦ ૪
અસંગ રૂપે પુરુષ ઓળખે, પ્રકૃતિ જાણે વિકારી;
દીનાનાથ એ જ્ઞાન મળે ટળે, જન્મ મરણનો ભયભારી–જ્ઞા૦ ૫

* શ્રી ગીતા અધ્યાય ૧૩ના શ્લોક ૧૯થી ૨૩ સુધીનો ભાવાર્થ આ પદમાં છે.

## [૨૧૩] પ્રભુમય જીવન ગાળનારનો પ્રભુ પ્રત્યે પ્રેમ !

( રાગ ભેરવી-જલદ ત્રિતાલ )

પ્રભુ તારૂં ભજન, પ્રભુ તારૂં ભજન, પ્રભુ તારૂં ભજન, બહુ વહાલું છે!
આ આખું જગત, પ્રભુ આખું જગત, પ્રભુ હેઠ સુધીનું કાલું છે-પ્ર૦
આ જુઠી જાળનું, જુઠી જાળનું જુઠી જાળનું, જાણું છે !
આ બધું અંધારૂં, બધું અંધારૂં, અંધારૂં કાળું, કાળું છે !-પ્ર૦ ૧
આ દેખાય સામું, જગત નકામું, છેક નકામું, ઠાલું છે !
આ અહંકારનું, મદન મારનું, અજ્ઞાનનું તો, તાળું છે !-પ્ર૦ ૨
આ છાક ઝોળનું, ખારા ઢોળનું, દંભ ડોળનું, ડાલું છે !
આ ભુલ ભ્રાંતિનું, ગન વાંતિનું, અશાન્તિનું એ, થાળું છે !-પ્ર૦ ૩
આ કજીયાનું ઘર, માયાનું દર, નાણું નરકનું, નાળૂં છે !
પ્રભુ તારૂં ભજન તો, તારૂં ભજનતો, તારૂં ભજન તો ચાલુ છે !-પ્ર૦ ૪
શ્રી સદ્દગુરૂ સંગે, ભજન સુરંગે, આ અદ્દભુત અજવાળૂં છે !
કહે દીનાનાથ પ્રભુ પકડો હાથમેં, તુજસમ કોણ દયાળૂ છે ! પ્ર૦૫

---

## [૨૧૪] બોધ.

[રાગ ભેરવી. ગઝલ.]

શાંતિ જે પામે નહિ તે, શાંત બીજાં શું કરે !
તત્વથી અજ્ઞાની જનનો, બોધ પણ ક્યાં જઇ ઠરે !
જ્યોતિ સ્વરુપે બ્રહ્મ પોતે, ભવ વિષે ભરપૂર છે;
પણ દ્વૈતને ટાળે નહિ તો, તત્વ તેથી દૂર છે—શાંતિ૦ ૨
આસન લગાવી સિદ્ધ થઇને, ડોળ તો ખાસો કરે;
પણ મનને વશ રાખ્યા વિના, તે ધ્યાન સાચું શું ધરે—શાં૦ ૨
બહુ જ્ઞાનની વાતો કરી, જ્ઞાની તણો દાવો કરે;
હરિનાં ભજનને ભૂલતાં; તે જ્ઞાનપર પાણી ફરે—શાંતિ૦ ૩

પુણ્ય પરમારથ કરે જે, શુભ ગતિનું મૂળ છે;
પણ કીર્તિ માટે મેં કર્યું, કે'તાં બધુંએ ધૂળ છે—શાંતિ૦ ૪
શાંતિ રાખી સંતસંગે, ભાવથી ભક્તિ કરો;
કહે દાસ દીનાનાથ કે, ભક્તિ વિના ભવ નહિ તરો—શાંતિ ૫



## (૨૧૫) અંત સમયની પ્રભુ પ્રાર્થના.

(સોરઠની ગરબીનો ઢાળ)

મુજને અંતસમય માબાપ પ્રભુજી પાળજોરે, મુને સંભાળજોરે
મરણ દુઃખ મોટું મુજ માથે, ઉગારજો આવીને જાતે,
પડ્યો પથારી નટવર નંદલાલજોરે, મુને સંભાળજોરે-૧
જબરાં જમનાં દૂતો આવે, પકડી જકડી ખુબ સતાવે;
કેમ સેંવાશે શ્રીહરિ, કર મુજ ઝાલજોરે, મુને સંભાળજોરે-૨
બીક નથી મરવાની મુજને, વિઠ્ઠલવર વિનતિ છે તુજને;
મરણ થતાં અવિચળ પદવી પ્રભુ આલજોરે. મુને સંભાળજોરે-૩
હવે કશાનું કામ ન મારે, શરણ પડ્યો છું પ્રભુ તમારે,
શું કહું વહાલા જેમ ઘટે તેમ ચાલજોરે, મુને સંભાળજોરે-૪
શરણાગત શીરતાજ રમાપતિ, કરૂણાસાગર કરજો મુજ ગતિ;
રહ્યાં દિવસ બસ ભજતાં ગોવિંદ ગાળજોરે, મુને સંભાળજોરે-૫
અંત સમય અવિનાશી આવો, બાળકને ઓ બાપ બચાવો,
દામોદર દોડીને દુઃખડાં ટાળજોરે, મુને સંભાળજોરે-૬
અંત ઘડીનાં આપજ બેલી, આ અરજી મારી છે છેલ્લી,
દીનાનાથ, પ્રભુ ચરણ શરણમાં, ઢાળજોરે, મુને સંભાળજોરે-૭

## [૨૧૬] પરમાત્માની પ્રાર્થના.

(રાગ—ઉપરનો)

મારાં પ્રાણ સખા પ્રભુ અંતે પંથે પાળજોરે, મુને સંભાળજોરે
લાગ્યા આ સંસાર અકારો, લીધો આશરો એક તમારો
જુઓ ઝઝુમી રહ્યો કકડનો કાળજોરે. મુને સંભાળજોરે-૧
કરી નથી મેં કશી કમાણી, દયા કરીને દાસજ જાણી,
નારાયણ નરહરિ મુજ નાથ નિહાળજોરે, મુને સંભાળજોરે-૨
નાથ તમારો હાથ ધર્યો છે. આપ ભરોસો એક કર્યો છે,
વનમાળી દુખ ટાળી વેળા વાળજોરે, મુને સંભાળજોરે-૩
કાળ નદી દુખનીર ભરી છે, આપની આશા એક ખરી છે,
દાસ ભણી ભૂધરજી ભાવે ભાળજોરે, મુને સંભાળજોરે-૪
મોહ તણો બુઝાવો અગની, એક તમારી લાગો લગની,
ખલકનો મોટો ખેલજ ખોટો ખાળજોરે, મુને સંભાળજોરે-૫
કરગરી કહું છું યાદવરાયા, મૂકાવજો મમતા ને માયા,
જગની જુઠી જાળ જનાર્દન બાળજોરે, મુને સંભાળજોરે-૬
ઘણાં જીવ લીધાં ઉગારી, હવે પ્રભુ આવી મુજ વારી,
દીનાનાથ દુખહારી દીન દયાળજોરે, મુને સંભાળજોરે-૭



## (૨૧૭) શ્રીકૃષ્ણ ભગવાનની રાસલીલા.

(પૂનમચાંદનીની ગરબીનો રાહ.)

સજની શરદ પૂનમની રાત રૂડી રળીયામણીરે
તેમાં નંદલાલ પ્રભુ નટવરલાલ ગોપાલ,
આવ્યાં રાસ રમત રમવાને રસિક શિરોમણિરે—સજની૦ ટેક
" જમુનાજીને કાંઠડે, કરવા રાસ વિલાસ "
" બંસી બજાવી પ્રેમથી, રાસને માટે ખાસ "

સુણતાં સાથે સઘળી ગોપીઓ ઘેલી થઇરે,
ઘરના કામકાજ મુકીને દોડી ગઇ,
જ્યાં વૃંદાવનમાં વહાલો ઉભો છે ભણી હણીરે—સજની૦ ૧
" ત્યાં પાતળીયા પ્રેમથી, પુછવા લાગ્યાં વાત "
" વનમાં આવ્યાં શીદને, સ્ત્રીઓ થઇ મધરાત"
મારૂં દર્શન કરવાં આવ્યાં હોય તો કરી લઇરે,
જાઓ ઘેર તમે સૌ વેલી વૃજની નાર,
શોધી રહ્યાં હશે તમ પિતા પુત્ર ઘરનાં ધણીરે-સજની૦ ૨
" ગોપીકા બોલી તદા, શું બોલો છો નાથ "
" અમે તો અહીંઆ આવીયાં, રમવાને તમ સાથ"
ત્યારે પ્રેમ પારખી હસી પડયાં વૃજનાથ હરિરે,
રમવા લાગ્યાં રાસ વિલાસ કરી હુલ્લાસ,
ફરતાં ફુદડી ફકકડ એકમેકસું ઘણી ઘણીરે-સજની ૩
" લઇ દાંડીયા હાથમાં, કરતાં મધુરં ગાન "
" અનેક રુપે પ્રગટીયાં, ભકતાધિન ભગવાન "
ત્યાં તો સુંદર દુંદુભિ વાજાંઓ વાગી રહ્યાંરે,
દેવો પુષ્પ તણો કરવા લાગ્યાં વરસાદ,
**દીનાનાથ,** તણુ શ્રીનાથ તણો જય ભણી ભણીરે—સજની ૪

## (૨૧૮) રાસમાં રમનારી પ્રેમઘેલી ગોપીનાં પ્રેમોદ્ગાર.

(" નાગર નંદાજીના લાલ, રાસ રમંતા મારી નથની ખોવાઇ " એ રાહ)

માતા જસોમતિના બાળ, રાસ ખેલંતા મારો ગજરો ગુમાણો
મમતારૂપી તાંતણામાં, સગાઇ ફુલની સાથ;
ગોવંદ તારી ગુંથણીની, કોને પુછું વાત, વાત, વાત-માતા૦ ૧
ગુણીયલ સુંદર ગુલાબનો, એ ગજરો કેવો સારો;
મધ્યે મધ્યે માલતી ને, મોગરાનો મારો, મારો, મારો-માતા૦ ૨

મનને ગમતો ગજરોને, ગુંથણીની ખુબી;
ગજરો જાતાં વીલે મોઢે, જુઓ હુંતો ઉભી, ઉભી, ઉભી--માતા ૩
ક્યાં છે તેનાં ફુલડાંને, ક્યાં છે તેનો દોર;
સાચું કહી દો સામળીયાજી, કેમ થયા છો ચોર, ચોર, ચોર-માતા.૪
આવું તે વેહાય કેમ, આમ શું સંતાપો;
સમજાવીને કહું છું વ્હાલા, ગજરો મારો આપો, આપો, આપો માતા. ૫
ભલે ગયો એ ગજરો ને, ભલે જતી રહે જાત;
પણ ત્રીકમજી તમે જશો નહિ, સદા રહો મુજસાથ, સાથ, સાથ માતા. ૬
આવું સુણતાં રીઝીયા, તે કરતાં હાસ વિલાસ;
નાથ **દીનાનાથના** તે, રમવા લાગ્યા રાસ, રાસ, રાસ-માતા. ૭



## (૨૧૯) શ્રી ભગવાનની થાળ.

( "રામ સુમર રામ સુમર રામ સુમર ભાઇ." એ રાહ. )
જમો જગન્નાથ નાથ, ભાવના અમારી છે;
અમે હરિ થાળ ધરી, વાટડી તમારી છે—જમો. ટેક
ભોજનીયાં છે ભાતભાત, શોભા બહુ સારી છે;
ભક્તનાથ માત તાત, નિરખો ખુબી ન્યારી છે—જમો૦ ૧
શબરીનાં છે બોર ઓર, ઠોર ઠાઠ ભારી છે;
શ્રીગોપાળ દીનદયાળ, ત્રિકમજી તૈયારી છે—જમો૦ ૨
રંગ ભીના જમુનાજીનાં, શીતળ જળની ઝારી છે;
નાગરવેલની પાનબીડી, બહુ બહુ બલિહારી છે—જમો૦ ૩
હ્રદય તણા મંદિરમાંય, પ્રેમની પથારી છે;
હેતને હિંડોળે હરિ, બાગ પવન બારી છે—જમો૦ ૪
શ્રી રઘુનાથ રામદાસ, દીનાનાથ વારી છે;
ભક્તિનો પ્રસાદ આપો, અરજ એ અમારી છે—જમો૦ ૫

## (૨૨૦) શ્રી ભગવાનને થાળ ધરાવતી વખતે ભકતજનોની ભાવના.

જુગતે જમજો વનમાળી, પીરસી રહી સુંદર થાળી
એ મનગમતા, મનમોહન મુરલીધારી—ટેક.
રાંગોળી રંદીઆળી છે, લાલ ગુલાલ ગુલાબી છે;
એ મનગમતા, મન મોહન મુરલીધારી—૧
સામગ્રી સૌ સારી છે, ધૂપ દીપ તૈયારી છે;
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૨
ખાજાં જલેબી ઘેબર છે, કેસરીયાં દુધ તેપર છે;
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૩
ઘીઓળી પૂરણ પોળી છે, ચુરમાની ચપટી ચોળી છે;
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૪
પેંડા પુરી ધારી છે, બરફીની બલિહારી છે;
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૫
મનહર મીઠડાં મેવા છે, જાંબુ જોવા જેવા છે;
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૬
તાજી ભાવની ભાજી છે, છેલ છબીલા છાજી છે,
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૭
વડાં કચોરી ભજીયાં છે, શાકે શણગાર સજીયાં છે,
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૮
સુદામાજીનાં તાંદુલ છે, જમતાં કહેજો શી ભુલ છે,
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૯
જળની ઝારી આણી છે, શીતળ સુંદર પાણી છે,
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૧૦
બીડી બનાવી રાખી છે, લવીંગ સુપારી નાંખી છે;
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૧૧

પ્રીતમ જમમો પ્રીતેજી, પ્રેમ રંગની રીતેજી;
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૧૨
જોઇતું માંગી લેજોજી, છાના માના કેજોજી,
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૧૨
ખૂબ જમોજી ગિરિધારી, દીનાનાથ-મરજી મારી.
એ મનગમતા, મનમોહન મુરલીધારી—૧૩

## (૨૨૧) શ્રી પ્રભુજીની થાળ.

( " વાંલાને ચુરમુ ભાવે, " એ રાહ. )

વાલાને માખણ ભાવે, બીજું કંઇ કામ ન આવે
હાં પ્રભુજીને માખણ ભાવે, હાં છબીલાને માખણ ભાવે,
હાં મોહનજીને માખણ ભાવે, બીજું કંઇ કામ ન આવે—વાલાને૦ ટેક
ધારી આપું ને ઘુઘરા આપું, ઘેબર આપું સહી;
છપ્પન ભોગો પીરસું તોપણ, માખણ જેવું નહી—વાલાને૦૧
મીઠાં મીઠાં મેવા આપું, દૂધ જલેબી દહીં;
મોહનઠાર ને માલપૂવા પણ, માખણ જેવું નહી—વાલાને૦૨
શીરો આપું શીખંડ આપું, સૂતરફેણી સહી;
ઉપર ઘુરૂં ઘી આપું પણ, માખણ જેવું નહી—વાલાને૦૩
સોળ વાનીના શાક ધરીને, રાઇતાં મુકી રહી;
સુંદર સારી માઝ આપી પણ, માખણ જેવું નહી—વાલાને૦૪
માખણ માટે ચોર કેવાયા, ગોપીઓને ઘેર જઇ;
બીજું બધુંએ ભલે ધરૂં પણ, માખણ જેવું નહીં—વાલાને૦૫
એક ગોપીએ જમવા તેડ્યા, બધુંએ આપી દઇ;
બાકી છે કંઇ કેતાં બોલ્યાં, માખણ જેવું નહી—વાલાને૦૬
જ્યારે પેલી માખણ મેલી, હાથ જોડી ઉભી રહી;
દીનાનાથનો નાથ રીઝયો, ત્યારે થયો થેઇ થેઇ—વાલાને૦૭

## (૨૨૨) શ્રી પ્રભુને તાંબુલ સમર્પણની ભાવના.

( ફેરબો. " કાલી કાલીરે બાદરીયાં દેખો સાવનકી " એ રાહ. )

પ્રભુ આરોગો આરોગો બીડી તાંબુલની
બીડી તાંબુલનીરે, બીડી તાંબુલની......પ્રભુ૦ ટેક
ચિત્તનો તે ચૂનો, નિર્મળ લગાડી,
ભક્તિનો કાથો, નાંખ્યો છણી.....પ્રભુ૦ ૧
સ્નેહની સુપારી, લવંગ એલાચી,
તેજાનો સૌ મૂક્યો, ગણીરે ગણી...પ્રભુ૦ ૨
ખીજાશો નહિ, હવે ખોટી કરૂં નહી,
જાણું છું વાર થઇ, ગઇ છે ઘણી...પ્રભુ૦ ૩
રે'શો તો રાખીશ, જાશો તો ઝાંખીશ,
**દીનાનાથ** કહે કોણ ધણીનો ધણી...પ્રભુ૦ ૪

---

## [૨૨૩] શ્રી આરતી.

જયદેવ જયદેવ, જય જય શ્રી જગદીશ
શરણાગતને તારો, માગું નામી શીશ—જયદેવ જયદેવ૦ ટેક
પરબ્રહ્મ પરમેશ્વર, ઘટ ઘટમાં તું એક;
ઉપાધિ યોગે જુજવાં, નામ ને રૂપ અનેક–જયદેવ જયદેવ૦ ૧
ઇંદ્રજાળ આ મોટી, માયા રૂપ રચી;
ઘણો ઘણો ઘુંચવાયો, મંડ્યો રહ્યો મચી–જયદેવ જયદેવ૦૨
આધિ વ્યાધિ ઉપાધિ, માર બહુ મારે,
પીડા પામું પ્રતિદિન, પાપ તણા ભારે—જયદેવ જયદેવ૦૩
જો માગું તો એજ, સત્પુરૂષોનો સંગ;
ભક્તિ જ્ઞાનની ચર્ચા, નો બહુ લાગો રંગ–જયદેવ જયદેવ૦૪

મહા મોહનો માર, માધવ શીદ મારો;
કર જોડી યાચું છું, કહી દો "તું મારો"—જયદેવ જયદેવ૦૫
વિવિધ વાસના ટાળો, ખાળો વિષયનો વેગ;
ક્રોધ લોભ મદ બાળો, ને મનનો ઉદ્વેગ—જયદેવ જયદેવ૦૬
જળ હળ જ્યોત પ્રકાશ, જ્ઞાન દાન આપો;
બ્રહ્મભાવની છાપ, દ્રઢ રીતે છાપો—જયદેવ જયદેવ૦ ૭
હીત અહિતની વાત, જાણું નહિ જગનાથ;
ભવાબ્ધિ પાર ઉતારો. **દીનાનાથ**ના નાથ—જયદેવ જયદેવ૦૮

---

## [૨૨૪] શ્રી રણછોડજીની આરતી.

જયદેવ જયદેવ, જય જય શ્રી રણછોડ
કૃપા કરી કરૂણાધન, પૂરણ કરજો કોડ—જયદેવ જયદેવ૦ટેક
સુંદર શ્યામ સ્વરૂપ, પીતાંબર ધારી;
મધુરૂં મનહર મુખડું. જોઇને જાઉં વારી—જયદેવ જયદેવ૦૧
શીશ મુકુટની શોભા. વરણી ન જાય કહી;
જે જુએ તે જોતાં, જોતાં જાય રહી—જયદેવ જયદેવ૦ ૨
ચાર ભુજા પર શોભે, શંખ ચક્ર સારાં;
ગદા પદ્મને કંકણ, બાજુબંધ ન્યારાં—જયદેવ જયદેવ૦ ૩
ચરણ તણા ઝાંઝર તે. ઝમક ઝમક ઝમકે;
લેંકો લટકો કરતાં, [illegible] ઠમક ઠમકે—જયદેવ જયદેવ૦ ૪
કેડ વિષે કંદોરો, મણિમય બહુ શોભે;
કેસર ચંદન તીલક. જોતાં મન લોભે—જયદેવ જયદેવ૦ ૫
છેલ છબીલી છબીને, નીરખી નેન ઠરે;
શિવ સનકાદિક નારદ, શારદ ધ્યાન ધરે—જયદેવ જયદેવ૦ ૬
આ આરતીને જે કોઇ, પ્રેમ થકી ગાશે;
**દીનાનાથ** કહે તે જન, વૈકુંઠે જાશે—જયદેવ જયદેવ૦ ૭

## (૨૨૫) શ્રી સદ્‌ગુરૂની આરતી.

જયદેવ ગુરૂદેવ, જય જય શ્રી ગુરૂદેવ
દીનજનના હિતકારી, માગું તમારી સેવ—જયદેવ ગુરૂદેવ૦ટેક
અગાધ આ ભવસાગર, છે ખારો ખારો;
ભક્તિ રૂપ નૌકામાં, બેસાડી તારો—જયદેવ ગુરૂદેવ૦૧
મદ મમતા ને લોભ, લુંટારા લુંટે;
કૃપા કરો એવી જે, બંધન સૌ છૂટે—જયદેવ ગુરૂદેવ૦૨
મનની ઘણી ગભરામણ, ઘુંચવણ બહુ ભારી;
જ્ઞાન ખડગથી કાપી, ગતિ કરો મારી—જયદેવ ગુરૂદેવ૦૩
શ્રી ગુરૂ ચરણ શરણ છે, પાપ તાપ હારી;
પડું તમારા પદમાં, એવું નિરધારી—જયદેવ ગુરૂદેવ૦૪
બ્રહ્મા વિષ્ણુ મહેશ, રૂપે જોઇ રહું;
વેદ પુરાણે ગાયું, તેનું તેજ કહું—જયદેવ ગુરૂદેવ૦૫
માત પિતા પતિ બંધુ, ગોપીનાથ રઘુનાથ;
રામદાસ પુરુષોત્તમ, **દીનાનાથના** નાથ—જયદેવ ગુરૂદેવ૦૬

શ્રી સદ્‌ગુરૂ સમર્થાર્પણ મસ્તુ

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



## "મોક્ષમાર્ગ" પુસ્તકના અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનાર ઉદાર સદ્ગૃહસ્થોના તથા સન્નારીઓના શુભ નામોની યાદી.

સુરત. ઠેકાણું.

૨૫ રા. રા. ડાહ્યાભાઇ મોતીરામ દેશાઇ. ગોપીપુરા.
૨૫ રા. રા. ઘેલાભાઇ હરગોવનદાસ સોની. અંબાજીરોડ.
૨૫ રા. રા. ચુનીલાલ ગજદાસ પડાણ. વાડીફળીયા.
૨૫ રા. રા. સુરજરામ ભગવાનદાસ જરીવાળા ગોપીપુરા.
૨૫ રા. રા. નારણદાસ મથુરાદાસ જરીવાળા. ,,
૨૫ રા. રા. બાલુભાઈ લાલભાઇ જમનાવેણીવાળા. ખપાટીયાચકલો.
૨૫ રા. રા. લલ્લુભાઇ હરકીસનદાસ જરીવાળા. ઘીયાશેરી.
૨૫ રા. રા. સાકરલાલ પ્રેમચંદ જરીવાળા. ગોપીપુરા.
૨૫ રા. રા. અંબારામ મયારામ જરીવાળા. ,,
૧૧ રા. રા. ભક્તજી કેશવરામ જેકીશનદાસ. સલાબતપુરા.
૧૧ રા. રા. શાહ જયંતીલાલ નગીનદાસ. ગોપીપુરા.
૫ રા. રા. જશવંતલાલ ગોરધનદાસ વેરાગીવાળા મહાજનશેઠ. ખપાટીયા ચકલો.
૫ રા. રા. ચુનીલાલ પ્રેમચંદ કંસારીવાળા. ગોપીપુરા.
૫ રા. રા. નરભેરામ દુર્લભરામ શેરડીવાળા સગરામપુરા.
રા. રા. તાપીશંકર ઉમાશંકર દવે. કોટસફીલ.
રા. રા. શાસ્ત્રી મનસુખરામ રવીશંકર, વાડીફળીયા.
રા. રા. શાસ્ત્રી કૃષ્ણશંકર કેશવરામ, શાહપુર.
રા. રા. ઇશ્વરલાલ રતનરામ ત્રિવેદી, નાગરફળીયા.
રા. રા. બાલુભાઇ માણેકલાલ ખડેપાઉં. બાલાજીરોડ.
રા. રા. શાહ મોહનલાલ મોતીરામ નાણાવટી. સૈયદપુરા.

રા. રા. શાહ ભાઇદાસભાઇ ડાહ્યાભાઇ ચોકસી. હરીપુરા.
રા. રા. ચીમનલાલ નરોતમદાસ. ,,
રા. રા. આત્મારામ ખુશાલદાસ કુમસવાળા. ગોપીપુરા.
રા. રા. માસ્તર રામચંદ્ર બળવંતરાવ કર્ણીક. ,,
રા. રા. ડાહ્યાભાઇ જગન્નાથ માસ્તર. સગરામપુરા.
રા. રા. નાથુભાઇ જેરામભાઇ પટેલ. નાનપુરા.
રા. રા. કમળાશંકર ધીરજરામ યાજ્ઞીક. અંબાજીરોડ.
રા. રા. માસ્તર હરજીવનદાસ હરગોવિંદદાસ
ભટ્ટ. નવસારી ભાગોળ.
રા. રા. મણીલાલ વીજભૂખણદાસ પાનવાળા. નવાપુરા.
રા. રા. આદીતરામ ગોપાળદાસ ખત્રી. ગોપીપુરા.
રા. રા. શાહ રતીલાલ કાળીદાસ. વાડીફળીયા.
રા. રા. ખુશમનલાલ ઝીણાભાઇ મુખત્યાર. કેળાપીઠ.
રા. રા. કીકાભાઇ રામજી. સોનીફળીયા.
રા. રા. ત્રિવેદી દોલતરામ હિંમતરામ. ,,
રા. રા. વિજયાશંકર મહારાજ. ,,
રા. રા. જોશી હરીશંકર નરભેરામ. ભાગાતળાવ.
રા. રા. ધુંડીરાજ વ્યંકટેશ રામદાસી. સોનીફળીયા.
રા. રા. પંડ્યા જેશંકર ગીરજાશંકર. ,,
ભક્ત કેશવરામ જેકીસનદાસ મારફત, ૧૫.
રા. રા. ખત્રી મંછારામ કાશીરામ. ચુંદીશેરી.
રા. રા. લુહાર લક્ષ્મણદાસ. વાણીયાશેરી.
રા. રા. લુહાર મગનલાલ નાથુભાઇ. લાલદરવાજા.
રા. રા. ભક્ત જીણાભાઈ. સલાબતપુરા.
રા. રા. ખા. કેશવરામ કસનદાસ. ,,
રા. રા. ખા. દોલતરામ દુર્લભરામ. ,,

| | |
|---|---|
| રા. રા. ખા. તારાચંદ તાપીદાસ. | લાલદરવાજા. |
| રા. રા. કીકાભાઇ મહારાજ. | બાલાભાઇની શેરી. |
| રા. રા. ખા. પરશુરામ હરિભાઈ. | સલાબતપુરા. |
| રા. રા. ખા. મગનલાલ મોતીરામ. | ,, |
| રા. રા. ખા. આતમારામ જીગુભાઇ. | ,, |
| રા. રા. ખા. પ્રાણજીવનદાસ કલ્યાણદાસ. | ,, |
| રા. રા. રંગરેજ ચુનીલાલ રાયજી. | પારસીશેરી. |
| રા. રા. ખા. રણછોડદાસ ગોપાલદાસ. | સલાબતપુરા. |
| રા. રા. ગોવનભાઇ ભુલાભાઇ. | ,, |
| રા. રા. ઠાકોરદાસ નાગરદાસ. | વાડીફળીયું. |
| રા. રા. કીકાભાઇ કલ્યાણદાસ સોની. | હરીપુરા. |
| રા. રા. ચંપકલાલ વલ્લભરામ સ્ટેશનમાસ્તર બરોલીવાળા. | ,, |
| રા. રા. ગણપતભાઇ બરફવાળા. | ,, |
| બ્હેન સિદ્ધિદાગૌરી નીલવદન મ્હેતા. | હવાડીયા ચકલો. |

## ભરૂચ.

| | |
|---|---|
| રા. રા. દવે દુર્ગાશંકર નરભેરામ. | ભરૂચ. |
| રા. રા. શુકલ જમીએતરામ ગીરજાશંકર. | ,, |
| રા. રા. વૈદ્ય લક્ષ્મીશંકર નારશંકર. | ,, |
| રા. રા. બાલાશંકર કૃષ્ણાશંકર રાવળ. | ,, |
| રા. રા. જોશી મોતીપ્રસાદ ગણપતિશંકર. | ,, |
| રા. રા. શાહ કૃષ્ણલાલ ત્રિભોવનદાસ તુંબડી. | ,, |
| રા. રા. પટેલ નંદલાલ નાથાભાઇ. | ,, |
| રા. રા. શાહ ઠાકોરલાલ નાથાભાઇ. | ,, |
| રા. રા. લુહાર જેઠાભાઇ કેસુરદાસ. | ,, |

## શ્રી૦ સુરત સનાતન ધર્મોપદેશ સ્ત્રીસમાજ ભજન મંડળ તરફથી.

| | |
|---|---|
| ગંગાસ્વરૂપ અંબાબા ઘીવાળા. | છાપરીયાશેરી. |
| બ્હેન ધોળીબ્હેન. | હરીપુરા. |
| ,, ચંચળબ્હેન. | છાપરીયાશેરી. |
| ,, ધનકોરબ્હેન. | ,, |
| ,, અંબાબ્હેન. | ભવાનીનોવડ. |
| ,, સુરજબ્હેન. | ધીકાંટા. |
| ,, ફુલકોરબ્હેન. | નવાપુરા. |
| ,, સુરજબ્હેન. | માળીફળીયુ. |
| ,, ગુલાબબ્હેન. | બરાનપુરી ભાગોળ. |
| ,, પ્રમીલાબ્હેન. | ચારખાનાનો ચકલો. |
| ,, કમળાબ્હેન. | ગોપીપુરા. |
| ,, ભીખીબ્હેન. | ,, |
| ,, દીવાળીબ્હેન. | ચારખાનાનો ચકલો. |
| ,, રૂક્ષ્મણીબ્હેન. | વાડીફળીયું. |
| ,, ચંચળબ્હેન | બાલાજીરોડ. |
| ,, ભીખીબ્હેન.. | નાગરફળીયૂં. |
| ,, પાર્વતીબ્હેન. | ગોપીપુરા. |
| ,, ભીખીબ્હેન. | નવાપુરા. |
| ,, મંછાબ્હેન. | લીમડાશેરી. |
| ,, ઘેલીબ્હેન. | ચારખાનાનો ચકલો. |
| ,, ઉમીયાબ્હેન, | અમદાવાદ. |
| ,, વીજકોરબ્હેન. | નાગરફળીયું. |
| ગં. ઉજમબા પારેખ. | કંસારાશેરી. |

| | |
|---|---|
| બ્હેન પ્રિયંવદાબ્હેન. | મુંબઇ. |
| ,, ધનકોરબ્હેન. | ,, |
| ,, મહુબ્હેન પટોળાવાળા. | કેળાપીઠ. |
| ,, મોતીબ્હેન પટોળાવાળા | ,, |
| ,, સુરજબ્હેન ભાગોળીયા. | હરીપુરા. |
| ,, પદ્માગૌરીબ્હેન. | ,, |
| ,, પ્રેમબ્હેન. | ગોપીપુરા. |
| ,, તારાબ્હેન. | ગુર્જરફળીયા. |
| ,, પાર્વતીબાઇ નર્સ | બાલાજીરોડ. |
| ,, મંછાબાઇ નર્સ. | રાણીતલાવ. |
| ,, અંબાબ્હેન. | હાટફળીયું. |
| ,, ઇચ્છાબ્હેન. | ,, |
| ,, તારાબ્હેન. મપારાવાળા. | દેગમપુરા. |
| ,, શીવકોરબ્હેન. | સૈયદપુરા. |
| ,, છોટીબ્હેન | ખપાટીયા ચકલો. |
| ,, કમળાબ્હેન. | બાલાજીરોડ. |
| ,, પ્રસન્નબ્હેન. | ,, |
| ,, ધનુબ્હેન. | સૈયદપુરા. |
| ,, જેકોરબ્હેન. | ભરુચ. |
| ,, ઝીણીબ્હેન. | ,, |

# પાછળથી આવેલા શુભ નામોની યાદી.

| | |
|---|---|
| રા. રા. મોતીરામ તુળજારામ દલાલ | હરીપુરા. |
| રા. રા. ગોરધનદાસ કેવળરામ મારફતીયા | સોનીફળીયા. |
| રા. રા. જેઠાભાઇ શીવલાલ જરીવાળા | મોટીશેરી. |
| રા. રા. ડાકટર નારણદાસ મોતીરામ ગાંધી | હરીપુરા. |
| રા. રા. ડાકટર એસ. એલ. બર્મન | બાલાજીરોડ, |
| રા. રા. પુષ્કરલાલ ઠાકોરદાસ તારમાસ્તર | મુંબઇ |
| રા. રા. મંજુલાશંકર જીવણરામ વકીલ | ,, |
| રા. રા. કંસારા શીવલાલ આણંદરામ | લીમડાચોક. |
| રા. રા. જમીએતલાલ પ્રાણજીવનદાસ | ગોપીપુરા. |
| રા. રા. અ. સનમુખરામ પ્રાણશંકર | ભરૂચ. |
| રા. રા. શાસ્ત્રી પ્રાણશંકર પ્રભાશંકર શુકલ | ,, |
| રા. રા. વૈદ્ય પ્રાણજીવનદાશ પ્રાણશંકર જોશી | ,, |
| રા. રા. શુકલ ભાલચંદ્ર રામચંદ્ર | ,, |
| રા. રા. શુકલ લક્ષ્મીશંકર રત્નેશ્વર | ,, |
| રા. રા. અ. નર્મદાશંકર પ્રભાશંકર | ,, |
| રા. રા. દી. રતનરામ કાશીરામ | ,, |
| રા. રા. શા. ચંદુલાલ લક્ષ્મીદાસ | ,, |
| રા. રા. જોશી ચંદ્રશંકર બલરામ | ,, |
| રા. રા. પુરોહિત માધવલાલ ત્રિકમલાલ | ,, |
| રા. રા. બળવંતરાય રાયજીભાઇ | ,, |
| રા. રા. લાભશંકર વિષ્ણુશંકર શુકલ | ,, |
| રા. રા. ત્રવાડી જટાશંકર અંબાશંકર | ભાવનગર |
| રા. રા. ત્રવાડી હરગોવિંદ પીતાંબર | ,, |
| રા. રા. ત્રવાડી મગનલાલ ગણેશ | ,, |
| રા. રા. ત્રવાડી કરસનલાલ ગાંડાલાલ | ,, |
| રા. રા. ચંદુલાલ જાદવજી | ,, |
| રા. રા. રેવાશંકર વાવાભાઇ | ,, |
| રા. રા. ત્રવાડી ત્રિકમલાલ ધનેશ્વર | ,, |

